ॐ

# श्री सुबोध रत्नाकर

लेखक:-ठक्कर गोपालजी ओधवजी
मुकाम-भावनगर (काठियावाड)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशक: भिक्षु अखंडानंद
अमदावाद अने मुंबई-२

आवृत्ति त्रीजी, प्रत ३००, कुल प्रत ५१००, संवत १९९५
मूल्य रु. ०॥।, [illegible]



# श्री सुबोध रत्नाकर

लेखकः–ठक्कर गोपाळजी ओधवजी
मुकाम–भावनगर (काठियावाड)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઇ–૨

આવૃત્તિ ત્રીજી, પૃષ્ઠ ૩૦૦, પ્રત ૫૫૦૦, કુલ પ્રત ૧૨,૮૦૦
મૂલ્ય રૂા. ૦।।।, માર્ગવ્યય જુદું



# प्रकाशकनुं निवेदन

આ ગ્રંથની બીજી આવૃત્તિ અત્ર તરફથી સંવત ૧૯૮૬ માં પ્રસિદ્ધ થઇ હતી, તેના પુનર્મુદ્રણરૂપે આ તેની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

આમાંનાં દરેક પ્રકરણનાં મથાળાં ઇત્યાદિના ફેરફારને લીધે ૨૪ પૃષ્ઠનો વધારો થયો છે; વળી હાલ ચાલતી યુરોપીય લડાઇને અંગે કાગળો વગેરેની મોંઘવારી છે, છતાં પણ આ ગ્રંથ પ્રથમના મૂલ્યેજ બહાર પડે છે; અને બોર્ડ તથા છીંટનો ભાવ ઘણો વધેલો હોવાથી પૂંઠામાં ફેરફાર કરીને બોર્ડપટીનું રાખ્યું છે. આ પછી બીજી આવૃત્તિનું નિવેદન તથા પાન ૧૨ ઉપર શુદ્ધિપત્ર છપાયું છે, તે તરફ વાચક બંધુઓનું ધ્યાન ખેંચી હરિઃ ॐ तत्सत्.

આસો વદિ ૬
સંવત ૧૯૯૫

—ભિક્ષુ અખંડાનંદ

# બીજી આવૃત્તિનું નિવેદન

વ્યાવહારિક અથવા પારમાર્થિક ઉપદેશ જો વાર્તા કે દૃષ્ટાંતમાં મિશ્ર કરીને અપાય તો તેની અસર વધારે થઇ અઘરો વિષય પણ સહેલો તથા રસિક બની રહે છે; તેથીજ કુશળ ઉપદેશકો વાર્તાઓ અને દૃષ્ટાંતોનો છૂટથી ઉપયોગ કરે છે; પરંતુ એવા કુશળ અને બહુશ્રુત ઉપદેશકો ઓછા હોવાથી એવાં દૃષ્ટાંત વગેરે પુસ્તકરૂપે નીકળે તે પણ એક ઉપયોગી લોકસેવા છે અને જે કોઇ જ્યારે પણ ઇચ્છે ત્યારે સહેલાઇથી તેનો લાભ લઇ શકે એ પણ સ્પષ્ટ છે.

આ પુસ્તકમાં સમાયલાં દૃષ્ટાંતો, પરોપકારપ્રેમી ઠક્કર ગોપાળજી ઓધવજીએ લખેલાં હોઇ તેની પહેલી આવૃત્તિ તેમણે સંવત ૧૯૬૭ માં છપાવી હતી; કિંમત પણ તે સમયના ખર્ચ જોગી રાખી હતી અને મોટે ભાગે એ આવૃત્તિ આ સંસ્થા દ્વારા વેચાઇ હતી.

આ પુસ્તકનો "વિવિધ ગ્રંથમાળા" દ્વારા તેમજ છૂટક રીતે લોકસમૂહને વિશેષ લાભ મળે, એવા હેતુથી લેખક બંધુ પાસે પરવાનગી માગેલી, તે નિષ્કામ ભાવે આપવા બદલ તેમને પ્રેમપૂર્વક ધન્યવાદ આપી હરિ: ૐ તત્સત્

કારતક, સંવત ૧૯૮૬ —ભિક્ષુ અખંડાનંદ

# લેખકનાં આરંભવચનો

( પહેલી આવૃત્તિમાંથી સારાંશરૂપે )

મરના ભલા હૈ ઉસકા, જો જીતે હૈ અપને લિયે;
જીતે હૈ વો હી મર્દ જો હૈ, મર ચૂકે ઇન્સાં કે લિયે.

ત્રીસ વર્ષ પહેલાંના હિંદુસ્તાન તરફ દૃષ્ટિ કરીએ તો આપણને જણાશે કે, તે વખતમાં યુવકોનું લક્ષ પશ્ચિમના વિદ્યાસંસ્કારે પશ્ચિમની ફેશન તરફ ખેંચાયું હતું. આપણું બધું ખોટું અને પશ્ચિમનું બધું સાચું, એવી માન્યતા એ વખતે થઈ હતી. એ પવન વધારે વખત સુધી વાયો હોત, તો અત્યારે હિંદુસ્તાનની શી દશા થઇ હોત એ કહી શકાતું નથી; પણ સુભાગ્યે આંખ આડી જે અંધારી હતી તે જરા ઊંચી કરવામાં આવી અને બતાવવામાં આવ્યું કે, તમે તમારૂં તો જરા તપાસો.

તે પછીથી આપણે કુંભકર્ણની નિદ્રામાંથી કાંઇક જાગ્યા છીએ અને બુદ્ધિનો કાંઇક ઉપયોગ કરતાં શીખ્યા છીએ. આ વખતે આપણા પ્રાચીન ઋષિમુનિઓ વગેરે આવીને પોતાની અર્વાચીન પ્રજા તરફ નજર કરે તો તેઓને શું માલૂમ પડે? આપણે તેમનાજ સંતાનો છીએ કે નહિ તે વિષે પણ તેઓને કદાચ શંકા થાય અને આપણી આવી અધમ હાલત જોઇને તેઓની આંખમાંથી લોહીની ધારાઓ છૂટે. કયાં અસલના વિદ્વાન અને નિઃસ્વાર્થ બ્રાહ્મણો અને કયાં હાલના અભણ અને લોભી ભિક્ષુકો! કયાં પ્રજાનું પુત્ર સમાન લાલન–પાલન કરનારા પ્રાચીન રાજામહારાજાઓ અને કયાં પ્રજા તરફ બેદરકારી રાખનારા હાલના નામમાત્રના રાજાઓ! કયાં તે વખતના સત્યવાદી પ્રામાણિક વૈશ્યો અને કયાં આ વખતના અસત્યવાદી અપ્રામાણિક વૈશ્યો! કયાં તે વખતના સ્વધર્મપરાયણ શૂદ્રો અને કયાં આજના શૂદ્રો! દેશને માટે દેહની પણ દરકાર ન કરવાવાળા પ્રતાપી પ્રતાપ જેવા દેશભક્તો કયાં અને હાલના સ્વદેશીને નામે દેશબંધુઓનાં ગળાં કાપવાવાળાં ભારતનાં કુપાત્ર સંતાનો કયાં! કયાં તે વખતના પારમાર્થિક ભક્તો અને કયાં આજના પ્રસાદિયા બગભક્તો! કયાં તે વખતના કછોટાબંધ બ્રહ્મચારી અને કયાં આજના નામમાત્રના ફારસિયા બ્રહ્મચારી!

ક્યાં તે વખતના ઉદાર ગૃહસ્થાશ્રમી અને ક્યાં આજના એકલ-પેટા ગૃહસ્થાશ્રમી ! પ્રજા ઉપર ઉપકાર કરવાવાળા તે સમયના વાનપ્રસ્થાશ્રમીઓ ક્યાં અને આ સમયના મોહ–મદમાં રચી-પચી રહેલા ઉપાર્જનાશ્રમીઓ ક્યાં ! લોક–કલ્યાણને માટે પોતાના સુખનો ત્યાગ કરનારા તે વખતના સાધુસંન્યાસીઓ ક્યાં અને આજના માત્ર વેશધારી અને લોકોના ઉપર ભારરૂપ થનારા સાધુસંન્યાસીઓ ક્યાં ! ક્યાં તે કાળના સ્વાર્પણ કરનારા શહેરીઓ અને ક્યાં આ કાળના માનપાનમાંજ સર્વસ્વ માનનારા શહેરીઓ ! ક્યાં તે વખતના કર્તવ્યનિષ્ઠ ગુરુઓ અને ક્યાં આજના ભાડૂતી શિક્ષકો !

દેશના પુનઃ ઉદય માટે લોકો જુદા જુદા માર્ગો સૂચવે છે; પણ મારી મંદમતિ અનુસાર સાચા સ્વધર્મ સિવાય આપણી ઉન્નતિ થવાની નથી. यतो धर्मस्ततो जयः। અર્થાત્ જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે; માટે જ્યાંસુધી આપણે આપણાં ઊછરતાં બાળકોનાં કુમળાં મગજ ઉપર ધર્મનીતિની સજ્જડ છાપ નહિ પાડીએ અને સ્ત્રીપુરુષોના વર્તન ઉપર આપણાં શુદ્ધ આચરણ દ્વારા અને સુબોધદાયક પુસ્તકોના સસ્તામાં ફેલાવા દ્વારા સાચા સ્વધર્મની છાપ નહિ પાડીએ, ત્યાંસુધી દેશનો ઉદય થઇજ રહ્યો !

સુભાગ્યે આવો ઉદ્દેશ પાર પાડવાને હાલ લોકો કંઇક જાગ્રત થયા છે અને કેટલાકોએ ધર્મનીતિનું શિક્ષણ આપવાને જુદાં જુદાં પુસ્તકો બહાર પાડ્યાં છે; કેટલાકોએ શિક્ષણ આપવા શાળાઓ અને પાઠશાળાઓ કાઢી છે અને કેટલાકોએ ધર્મનીતિને લગતાં પુસ્તકો સસ્તાં ફેલાવવાનો પ્રયત્ન આદર્યો છે.

હવે આ પુસ્તક વિષે બે બોલ કહેવા જોઇએ. સ્વામી અખંડાનંદજીએ આ પુસ્તકનો લખેલો થોડોક ભાગ જોયો અને તે તેમને પસંદ પડ્યો. પછી તેઓની સૂચનાથી તે પુસ્તક આગળ લખવાનું ચાલુ રાખી ઈશ્વરકૃપાથી બને તેટલી સસ્તી કિંમતે આ પુસ્તક વાચકવર્ગની સમક્ષ મૂકવામાં આવ્યું છે. આ મારો પહેલોજ પ્રયાસ છે તેથી અંદર ઘણા દોષો રહી ગયા હશે. તો વાચકવર્ગ પ્રત્યે પ્રાર્થના છે કે, હંસન્યાયે નીરક્ષીર જુદાં પાડી, સાર સાર ગ્રહણ કરીને બાકીનો ભાગ પડતો મૂકશે.

ભાવનગર
નૃસિંહ જયંતિ, વૈશાખ–૧૯૬૭ } ઠક્કર ગોપાળજી ઓધવજી

# अनुक्रमणिका

| રત્ન | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | અને એમાંજ પ્રભુ રાજી છે. ... ... ... | ૯૦ |
| ૪૨ | જેવી મેં મારા રાજાની સેવા કરી તેવી જો પ્રભુની કરી હોત, તો મારા આવા હાલ થાત નહિ. ... ... | ૯૫ |
| ૪૩ | બગલમાં બેટા અને શહેરમાં ઢંઢેરા ! ... ... | ૯૭ |
| ૪૪ | બીજી ઘણી બાબતોમાં અગાઉથી નોટિસ મળે છે, તેમ કાળ માટે પણ અગાઉથીજ નોટિસ મળે છે. ... | ૧૦૦ |
| ૪૫ | દુઃખ છે તે સુખને માટેજ. ... ... ... | ૧૦૩ |
| ૪૬ | વ્યવહારનાં બધાં કામ કરવાને વખત મળે છે, પણ પ્રભુને ભજવા વખત મળતો નથી ! ... ... | ૧૦૫ |
| ૪૭ | જન્મ્યું તે જવાનું અને ખીલ્યું તે ખરવાનું. ... | ૧૦૭ |
| ૪૮ | કેદીઓને કેદખાનામાંજ સુખ ભાસે છે, તેમ સંસારીઓને સંસારમાંજ સુખ ભાસે છે. ... ... | ૧૦૯ |
| ૪૯ | રાજા મોટો કે રાજાઓનો રાજા ? ... ... | ૧૧૧ |
| ૫૦ | સત્સંગની ખૂબી ... ... ... ... | ૧૧૪ |
| ૫૧ | આ સંસાર મુસાફરખાનું હોવાથી આપણે હળીમળીને ચાલવું જોઇએ. ... ... ... ... | ૧૧૬ |
| ૫૨ | માયાને વળગનારા બૂડે છે અને માયાને તજનારાઓ તરે છે. | ૧૧૯ |
| ૫૩ | પ્રભુ આપણી સેવા કેમ સ્વીકારતા નથી ? ... | ૧૨૧ |
| ૫૪ | એક ઘડીના કુસંગનું પરિણામ ! ... ... | ૧૨૪ |
| ૫૫ | બધા નશા હાનિકર્તા છે, માત્ર હરિરસનો નશોજ લાભદાયક છે. ... ... ... ... ... | ૧૨૬ |
| ૫૬ | જેવી આપણી દાન કરવાની રીત છે, તેવુંજ ફળ આપણને મળે છે. ... ... ... ... ... | ૧૨૯ |
| ૫૭ | ખરૂં સુખ શેમાં છે ? ... ... ... ... | ૧૩૧ |
| ૫૮ | સુખે સાંભરે આરામ, દુઃખે સાંભરે રામ ... ... | ૧૩૪ |
| ૫૯ | બીજા બધા શત્રુઓ જીતવા કરતાં ક્રોધરૂપી શત્રુને જીતો. | ૧૩૭ |
| ૬૦ | ઝાડની ડાળીઓને ફૂટતી અટકાવવા જેમ મીંડાના પડની જરૂર છે, તેમ મનોવૃત્તિઓને ફૂટતી અટકાવવા અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે. ... ... ... | ૧૩૯ |
| ૬૧ | પ્રભુને ભજતાં કોઇની લાજ ગઇ નથી અને જશે પણ નહિ ! | ૧૪૨ |
| ૬૨ | છોકરાના શ્રેયને માટે જેમ માબાપ તેને સજા કરે છે, તેમ આપણા શ્રેય માટેજ પ્રભુ આપણને દુઃખ દે છે. | ૧૪૫ |

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૨ | રેતીના | રેતીનાં |
| ૨૧ | ૨૪ | ભટચા | ભટકયા |
| ૨૪ | ૬ | અધરૂ | અધરૂં |
| ૨૫ | ૨૦ | દેવાળુ | દેવાળું |
| ૨૮ | ૨ | ઓળખાણી | ઓળખાણુ |
| ૩૪ | ૨૦ | બાદ | બાધ |
| ૪૦ | ૨૧ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ૪૭ | ૭ | કાઢચા | કાઢયો |
| ૫૦ | ૩ | સ્વંગનો | સ્વર્ગનો |
| ૫૧ | ૪ | ફૂલાણા | ફૂલાણી |
| ૫૬ | ૭ | ચાલાશ | ચાલીશ |
| ૫૯ | ૧૧ | ાનશ્ચય | નિશ્ચય |
| ૭૫ | ૨૭ | મેળવાવાને | મેળવવાને |
| ૮૦ | ૨ | તારા | તારાં |
| ૮૪ | ૧૨ | આડં | આડં– |
| ૧૦૪ | ૧૯ | જેવા | જેવો |
| ૧૧૩ | ૧૬ | દરબામાં | દરબારમાં |
| ૧૧૪ | ૧૫ | કામધેનું | કામધેનુ |
| ૧૪૮ | ૮ | ઊઠ્યા | ઊઠ્યો |
| ૧૬૨ | ૨૨ | ક | કે |
| ૧૭૨ | ૧૩ | પડે | પંડે |
| ૧૭૯ | ૧૫ | પણ પણ | પણ |
| ૧૮૦ | ૧૩ | ખાતાઓ | ખાતાંઓ |
| ૧૯૪ | ૧૨ | જોઇઓ | જોઇએ |
| ૨૦૨ | ૯ | કુંટુંબ | કુટુંબ |
| ૨૦૫ | ૨ | સન્યાસીઓ | સંન્યાસીઓ |
| ૨૦૫ | ૩ | મોલેદો | મોભેદો |
| ૨૧૪ | ૧૧ | સેન્ડ | સ્ટૅન્ડ |
| ૨૨૧ | ૩ | કર્યા | કર્યાં |
| ૨૨૫ | ૧૭ | દવી | દેવી |
| ૨૩૮ | ૨૫ | વાજ | લાજ |
| ૨૫૦ | ૨૮ | નાહ | નહિ |
| ૨૭૦ | ૨૦ | પોતાની | પોતાના |



# श्री सुबोध रत्नाकर

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

## रत्न १ लुं

### ઈશ્વર જે કામ કરે છે તે સારાને માટે



એક પંડિત હતો. તે બહુજ શાસ્ત્ર ભણેલો હતો. તે બીજાની શંકાઓનું નિવારણ કરતો હતો, તેમજ વાદવિવાદમાં જીતતો હતો; પણ પોતાની શંકાનું તે નિવારણ કરી શકતો ન હતો. તેના મનમાં એવી શંકા હતી કે, શાસ્ત્રમાં ઈશ્વરને ન્યાયી કહેલો છે, પણ દુનિયામાં સઘળે જોતાં તે ન્યાયી લાગતો નથી; કારણકે દુનિયામાં ધર્મીને ઘેર ધાડ આવે છે અને અધર્મી તાગડધિન્ના કરે છે; ભક્તજન પીડાય છે અને નાસ્તિકો મોજ ભોગવે છે; પુણ્યશાળીઓ દુ:ખી થાય છે અને પાપીઓ સુખી થાય છે. પંડિતજીને આ શંકા બહુ મૂંઝવતી હતી. આખો દિવસ તે તેના ઉપરજ વિચાર કરતા હતા.

એક દિવસ પંડિતજી ફરતા ફરતા એક બગીચામાં જઇ ચડ્યા અને થાકી ગયેલા હોવાથી એક બાંકડા ઉપર બેઠા. બાંકડા ઉપર લીમડાની ટાઢી હવા આવતી હતી તથા શીતળ છાંયડો હતો, તેથી તેઓ જરા તેના ઉપર ઢળી પડ્યા. સૂતાં સૂતાં તેમને તે વિચાર આવ્યા કરતો હતો. વિચાર કરતાં કરતાં તેઓ એકદમ ઊભા થયા અને મન સાથે બોલવા

લાગ્યા કે, "શાસ્ત્રો, શ્રુતિઓ, મુનિઓ અને સર્વ પંડિતો કહે છે કે, 'ઈશ્વર ન્યાયી છે; તે જે કરે છે તે યોગ્યજ કરે છે અને તે જે કરે છે તે સારાને માટેજ,' પણ જો તેમજ હોય તો આ બાગમાંજ જુઓ. આ લીમડાના મોટા ઝાડ ઉપર નાની નાની લીંબોળીઓ અને આ નાના કોળાના વેલા ઉપર મોટાં મોટાં કોળાં; આ બોરડીના મોટા ઝાડ ઉપર ઝીણાં ઝીણાં બોર અને મીઠાં લીંબુના ઝાડ ઉપર જબરાં જબરાં લીંબુ; અને વડના મોટા ઝાડ ઉપર નાના નાના ટેટા અને આ દૂધીના વેલા ઉપર મોટાં મોટાં તૂંબડાં. કહોજી, આ ઈશ્વરનો ન્યાય કે અન્યાય? આમાં આપણે શી રીતે કહી શકીએ કે, ઈશ્વર જે કરે છે તે સારાને માટેજ! મોટાં મોટાં ઝાડ ઉપર નાનાં નાનાં ફળ! અને નાનાં નાનાં ઝાડ ઉપર મોટાં મોટાં ફળ! એ કાંઇ ન્યાય ગણાય કે?" આમ કહીને પંડિતજી વળી પાછા બાંકડા ઉપર સૂતા અને પવન ઠંડો હોવાથી નિદ્રાવશ થઇ ગયા. થોડી વાર થઈ એટલે પવનના ઝપાટાને લીધે ચાર છ લીંબોળીઓ પંડિતજીના ઉપર ટપોટપ ખરી પડી, એટલે પંડિતજી જાગી ઊઠ્યા. જરા વાર વિચાર કરીને તે એકદમ હસવા મંડી પડ્યા અને અતિશય આનંદમાં આવી ગયા. તેઓ એકદમ બોલી ઊઠ્યા કે, "પ્રભુ! દયા કર, દયા કર. અહાહાહા! અમે પામર પ્રાણીઓ તારી અકળ કળાને શી રીતે કળી શકીએ? તારા અપાર મહિમાને શી રીતે જાણી શકીએ! તારી અગાધ લીલાનો શી રીતે વિચાર કરી શકીએ? પ્રભુ! ધન્ય છે, ધન્ય છે!"

ભાઇઓ અને બહેનો! પંડિતજી આમ એકદમ આનંદમાં કેમ આવી ગયા, તેની તમને ખબર પડી? જુઓ પંડિતજીને એમ વિચાર આવ્યો કે, જો પ્રભુએ મોટાં ઝાડ ઉપર મોટાં ફળ કર્યાં હોત તો હું ક્યારનોયે મરી ગયો હોત, કારણકે લીંબોળીઓને બદલે મારા ઉપર મોટાં કોળાં પડ્યાં હોત તો હું રામશરણ થયો હોત. તેથી ઈશ્વર જે કરે છે તે સારાને

માટેજ કરે છે એમ તેના મનમાં દઢ નિશ્ચય થઈ ગયો. માટે ઓ હરિજનો! ઓ ભક્તજનો! આપણે પણ મનમાં હમેશાં એજ વિચાર કરવો કે, ઈશ્વર જે કરે છે તે સારાંનેજ માટે.

કુંડળિયા

આછી કરે જો રામજી, કહે સત્ ગુરુ કહે સંત,
ભૂંડી બને શો ભાગકી, એસી ઉર ધારંત;
એસી ઉર ધારંત, તવે કુછ બીગડે નાહિ,
ઉન દાસનકી લાભ, પ્રતિજ્ઞા રાખે સાંઈ.
સેવકરામ મે ક્યા કહું, કહે ગયે સંત અનંત,
આછી કરે જો રામજી, કહે સત્ ગુરુ કહે સંત.

---

## રત્ન ર જું

### બીજી ચીજોની પેઠે મનને પણ સાફ ન રાખીએ તો તે પણ બગડી જાય.



જો આપણે ઘરમાં વાસીદું ન વાળીએ તો ઘર ઉકરડા જેવું થઇ જાય. જો આપણે વાસણ ન માંજીએ તો તે કટાઇ જાય. જો આપણે ગોળા ન વીંછળીએ તો પાણી ગંધાઇ ઊઠે; જો આપણે ચીમની, ફાનસ સાફ ન રાખીએ તો તે ખરાબ થઈ જાય અને કોઠારના દાણા ફેરવતા ન રહીએ તો તે સડી જાય; જો આપણે અથાણામાં હાથ ન ફેરવીએ તો તે ગંધાઇ ઊઠે; જો આપણે દાંત તથા મોઢું સાફ ન રાખીએ તો મોં ખરાબ વાસ મારે; જો આપણે શરીર સાફ ન રાખીએ તો ગુમડાં થાય; જો આપણે માથું સાફ ન રાખીએ તો જૂ તથા ખોડો પડી જાય; જો આપણે ઢોલીઓ સાફ ન રાખીએ તો માંકડ પડી જાય; જો આપણે ચોપડીઓ સાફ ન રાખીએ તો ઊધઇ ખાઇ જાય; જો આપણે ખાળ સાફ ન રાખીએ તો જીવડાં પડી જાય; જો આપણે ઝાડનાં કૂંડાંઓ સાફ ન રાખીએ તો બાવાં બાઝી જાય; જો આપણે

મરીમસાલો સાફ ન રાખીએ તો ધનેડા પડી જાય અને જો આપણે લુગડાં સાફ ન રાખીએ તો જૂ પડી જાય.

ભાઇઓ અને બહેનો ! ઉપર લખેલી ચીજો તથા એવી બીજી ઘણીએ ચીજો સાફ ન રાખવાથી બગડી જાય છે ખરી, પણ તે સર્વ ચીજો તો પૈસા દેતાં આપણને નવી મળી શકે તેમ છે; પણ જો આપણું મન એક વાર બગડ્યું, તો ગમે તેટલા પૈસા દેતાં પણ તે સાફ થઇ શકે તેમ નથી કે નવું પણ મળી શકે તેમ નથી; માટે આપણે હમેશાં આપણા મનને સત્સંગરૂપી જળથી સાફ કરવું જોઇએ. સત્સંગ સિવાય બીજું એક સાધન નથી કે જે મનને નિર્મળ અને સાફ રાખી શકે; માટે એ હરિજનો અને ભક્તજનો ! હમેશાં સત્સંગ કરો, સત્સંગ કરો.

## રત્ન ૨ જું

### જો આપણે પ્રભુના થઇએ તો તે આપણને પોતાનાજ કરી લેશે.




ક રાજા હતો. તે આસ્તિક હતો. તે સત્સંગ કરતો હતો અને સાધુસેવા કરવામાં આનંદ માનતો હતો. તે રાજાના ગુરુ જ્યારે તેના ગામમાં આવતા, ત્યારે તે તેની પાસે જઈને દરરોજ કથા શ્રવણ કરતો. એક દિવસ કથા સાંભળીને મોટા ગૃહસ્થો અને અમલદારો ઊઠી નીકળ્યા અને રાજા એકલોજ રહ્યો ત્યારે તેણે ગુરુને પૂછ્યું કે, “મહારાજજી ! આપની પેઠે પ્રભુ અમને બધાને પોતાના કેમ નહિ કરી લેતો હોય? અમે તે એનો એટલો બધો શો ગુનો કર્યો છે કે હજી પણ અમને તે ટગાવ્યા કરે છે?” મહારાજે કહ્યું: “બચ્ચા કાલ સવારે તારે ત્યાં હું આવીશ ત્યારે વાત.”

બીજી દિવસે મહારાજ રાજાને ત્યાં ગયા ત્યારે રાજાએ તેને એક મોટા ભપકાદાર દીવાનખાનામાં બેસાડ્યા. પછી

મહારાજજીએ કહ્યું કે, "તારા ચારે છોકરાને અહીં બોલાવ, તેની સાથે જરા આનંદ કરીએ." રાજાએ હુકમ કર્યો કે તરતજ એક ખવાસ ચારે છોકરાઓને લઇને ત્યાં અદબથી આવ્યો. તે છોકરાઓની ઉંમર ૧, ૩, ૫ ને ૭ વર્ષની હતી. તેઓ પેલા ખવાસની સાથે બહુજ હળી ગયેલા હતા તેથી તેઓ તેની પાસેજ બેઠા હતા. પછી મહારાજે ખવાસને કહ્યું કે, "તું જરા બહાર જા, અમારે ખાનગી કામ છે." ખવાસ ઊભો થયો કે ચારે છોકરાઓ રડવા લાગ્યા, ત્યારે મહારાજે ખવાસને કહ્યું કે, "તેને કપાટમાંથી રમકડાં આપ." પછી ખવાસે તે છોકરાઓને રમકડાં આપી ચાલવા માંડ્યું, એટલે મોટા ત્રણ છોકરાઓ તો રમતમાંજ ગૂંથાઇ ગયા અને રડ્યા નહિ; પણ નાના છોકરાએ તો રમકડાંને જરા વાર જોઇને ફેંકી દીધાં અને રાડ પાડવા માંડી, એટલે પેલો ખવાસ તેની પાસે આવ્યો અને તેને બાથમાં ઘાલી બહાર લઇ ગયો. પછી બીજી આડીઅવળી વાતો કરી મહારાજે રજા માગી, ત્યારે રાજાએ કહ્યું કે, "મહારાજ ! મારા પ્રશ્નનો ઉત્તર હજી આપે મને આપ્યો નહિ, તો કૃપા કરીને ઉત્તર આપતા જાઓ." મહારાજે કહ્યું કે, "બેટા! હજી તને શો ઉત્તર જોઈએ છે? હજી તું ન સમજ્યો ? જો, ત્યારે સાંભળ. પહેલાં તો તારા ચારે છોકરા ખવાસને વાસ્તે રડતા હતા, પણ જ્યારે તેમને રમકડાં આપ્યાં ત્યારે ત્રણ તો તેમાંજ ગૂંથાઈ ગયા અને ચોથો તેમાં ન ગૂંથાયો અને રડવાજ લાગ્યો, તો ખવાસે તેને પોતાનો કરી લીધો; તેમજ આપણે બધા પ્રભુને પહેલાં યાદ કરીએ છીએ, પણ જ્યારે તે આપણને ધન, માલ, પુત્ર, પુત્રી, સ્ત્રી, પરિવાર આદિ વૈભવો આપે છે, ત્યારે આપણે એમાંજ ગૂંથાઇ જઇએ છીએ અને પછી પ્રભુને તદ્દન વીસરી જઇએ છીએ; માટે તે આપણને પોતાનાં શી રીતે કરી લે? આપણે જો પ્રભુના થવું હોય તો પેલા નાના છોકરાની પેઠે વૈભવોની દરકાર ન રાખીને પ્રભુને પ્રેમથી સંભારવા જોઇએ અને તેમ જો આપણે કરીશું

તો તે આપણને પોતાનાજ કરી લેશે." માટે ભાઇઓ અને બહેનો ! આપણે પણ જો પ્રભુના થવું હોય તો પ્રેમથી તેને સંભારો અને પ્રેમથી નિરંતર તેનું ભજન કરો.

પદ

જો જન ઉદ્ધવ મોયે ન વિસરે, તોય ન બિસરૂં પાવ ઘડી;
જનમ જનમકા કાટું ફંદા, લે રાખું વૈકુંઠપુરી—જો જન૦
મેરો જ્ઞાન, ધ્યાન, નિત્ય સમરણ, અષ્ટ સિદ્ધ નવ નીધ ભરી,
વે હમરે હમ ઉનકે ઉદ્ધવ, ભક્ત કાજ મેં દેહ ધરી—જો જન૦
ભજતાં ભજું તજું નહિ કબહુ, એહી ટેક મેરે પરાપરી,
ભારતમેં ભમરીકા ઇંડાં, રાખ લિયા ગજ ઘંટ ધરી—જો જન૦
દ્રૌપદીકા ચીર દુઃશાસન હરીઓ, ભક્ત જાણી વાકી સ્હાય કરી,
વાકો ચીર અનંત લખ વધીયો, કૌરવ લાજમેં ધૂડ પડી—જો૦
રહું સમીપ સદા હરિજનકે, ગુપ્ત હોતી સોઈ પ્રગટ કરી,
કહે રવિદાસ અબે ડર કાહે, જીને સમર્યા નિજ નામ હરિ—જો૦

## રત્ન ૪ થું

### આપણને કાંઇ માણસના રંગ, રૂપ કે દેખાવનું કામ નથી; પણ માત્ર આત્માનુંજ કામ છે.



એક ગામમાં એક પટેલ રહેતો હતો, તેને ઘેર ઘણાં ઢોર હતાં. તેણે તેઓને માટે એક ખાસ વંડો રાખ્યો હતો. તે પટેલને ધર્મ ઉપર પણ સારી આસ્થા હતી, તેથી સંતસાધુની સારી રીતે સેવા કરતો હતો. એક દિવસે તેના ઓળખીતા એક મસ્તરામ નામના સાધુ તેને ત્યાં ભિક્ષા લેવાને આવ્યા. પટેલે તેમનો સારી રીતે આદરસત્કાર કર્યો અને પછી જમવાને વાસ્તે બેસાડ્યા. જમાડતાં જમાડતાં પટેલને સાંભર્યું કે દૂધ વંડે રહી ગયું છે, માટે સ્વામીજી જમી રહે તે પહેલાં એકદમ આવી પહોંચે તો ઠીક. પટેલે પોતાના

માણસ અમથાને બોલાવ્યો અને કહ્યું કે, "તું ઉતાવળો વંડે જા અને દૂધ લઇને દોડતો પાછો આવ." અમથો અક્કલનો ઓથમીર હતો, તેથી અર્ધે રસ્તેથી પાછો આવ્યો અને પટેલને પૂછ્યું કે, "શેઠ! દૂધ કયી ગાયનું લાવું? ધોળી, રાતી, કાળી કે ગોરીનું લાવું?" શેઠે કહ્યું કે, "જેનું હોય તેનું લાવને, ભાઇ! દોડ, જરા ઉતાવળથી આવજે." વળી થોડી વાર થઈ ત્યાં અમથાભાઈ પાછા આવ્યા અને બોલ્યાઃ "શેઠ! દૂધ પેલી લંગડી કે બાંડીનું આવે તો કાંઇ હરકત તો નથી ને? બોલજો, વળી પાછળથી તમે ઠપકો આપશો." શેઠે કહ્યુંઃ "જેનું હોય એનું લાવને, ખાલી માથાફોડ શું કામ કરાવે છે? જા, આ મહારાજ જમી રહેવા આવ્યા છે; માટે વહેલો આવજે." આ સાંભળી અમથાભાઈ દોડ્યા પણ થોડી વાર થઇ ત્યાં પાછાં તેનાં દર્શન થયાં. તેણે કહ્યુંઃ "શેઠ! ઘરડી ગાયનું દૂધ લાવું કે જુવાનનું લાવું? તમને પૂછ્યા વિના લાવું તો વળી તમે મને ખીજશો; માટે બોલો." પછી પટેલે મહારાજ સામું જોઇને કહ્યુંઃ "મહારાજ! જુઓ, આને હવે કેમ સમજાવવો; આવી ને આવી માથાફોડ દરરોજ કરાવે છે." મહારાજે કહ્યુંઃ "એને એમજ કહોને કે, ગાયના રંગ, રૂપ કે તેના શરીરના દેખાવનું કામ નથી; મને તો દૂધ લાવી આપ." મહારાજનું આ કહેવું સાંભળીને અમથો બોલ્યોઃ "હં, જુઓ! આ મહારાજે કેવી ચોખવટ કરી! જુઓ, હવે દૂધ લાવ્યા વિના પાછો ફરૂં તો કહેજો." એમ કહી તે એકદમ દોડ્યો અને દૂધ લઈ આવ્યો. પછી મહારાજ જ્યારે જમીને ઊઠ્યા ત્યારે પાછળથી પટેલ તે અમથાને ગાળો દેવા લાગ્યા અને બેચાર લપ્પડો તથા ઢીંકા પણ લગાવી દીધા. અમથો રાડેરાડ પાડવા મંડી પડ્યો, એટલે મહારાજ નીચે આવ્યા અને પટેલને ઠપકો આપી બોલ્યા કે, "પટેલ! એને મારો મા. તમારામાં, મારામાં અને એનામાં એકજ ઈશ્વર છે. તમે સત્સંગી થઇને ઈશ્વરને મારશો કે પૂજશો?" પટેલે કહ્યું કે, "મહારાજ! આ અમથો વળી

કે દીનો ઈશ્વર થઈ ગયો ! હજી આપ ઈશ્વર ગણાવ, પણ આ કે દીનો ઈશ્વર થયો !" મહારાજે કહ્યું કે, "પટેલ! આપણે માણસનાં રંગ, રૂપ કે તેના શરીરના બીજા ગુણ તરફ જોવાનું નથી, પણ તેમાં રહેલા ઇશ્વર તરફ જોવાનું છે. જેમ આપણે ગાયના રંગ, રૂપ કે શરીરના ગુણ સામું નથી જોતા પણ દૂધ સામું જોઇએ છીએ, તેમ માણસમાં રહેલા ઇશ્વર તરફ જોવું જોઈએ. શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ ગીતામાં કહેલું છે કે—

"विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

"ચાંડાળને, કૂતરાને અને વિદ્વાનને સમદષ્ટિથી જુઓ, કારણકે બધામાં ઈશ્વર સરખોજ છે." માટે ભાઇઓ અને બહેનો! આપણે પણ તે મહારાજની શિખામણ પ્રમાણે સર્વને સમાન ગણવાં જોઇએ. ચામડી કાળી હોય કે ધોળી હોય, શરીરમાં ખોડખાંપણ હોય કે ન હોય, તે ખૂબસૂરત હોય કે બદસૂરત હોય, જુવાન હોય કે ઘરડું હોય, તેની તરફ આપણે નજર રાખવાની નથી. આપણે તો તેમાં વિરાજતા ઈશ્વર તરફ જોવાનું છે અને સર્વની સાથે ભ્રાતૃભાવ રાખવાનો છે. કહ્યું છે કે—

સાખી

તનકર મનકર બચનકર, દેત ન કાહુ દુ:ખ,
તુલસી પાતક યું જલે, દેખત ઉનકે મુખ.
સાધુ સોઇ જાનિયે, દુ:ખે દુખાવે નાંય,
ફળ ફૂલ તોડે નહિ, રહે બગીચા માંય.

વળી ગીતામાં પણ કહ્યું છે કે—

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥

ભાવાર્થ:—એવો યોગયુક્ત અને સર્વમાં સમદષ્ટિવાળો યોગી સર્વ પ્રાણીપદાર્થમાં પોતાના આત્માને અને પોતાના આત્મામાં સર્વ પ્રાણીપદાર્થને રહેલાં જુએ છે.

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥**

ભાવાર્થઃ—જે પુરુષ મને સર્વ સ્થળે રહેલો જુએ છે અને સર્વને મારામાં રહેલા જુએ છે, તેનાથી હું દૂર નથી અને તે મારાથી દૂર નથી.

**सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।**
**सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥**

ભાવાર્થઃ—જે મનુષ્ય એકતાનો આશ્રય કરીને, સર્વ પ્રાણીઓમાં રહેલા એવા મનેજ ભજે છે, તે યોગી ગમે તે પ્રકારે જીવન ગાળતો હોય તોપણ તે મારામાંજ રહે છે.

---

## રત્ન ૫ મું

### માયાથી બચતા રહેવા વિષે




ક કરોળિયો હતો, તે બહુ લુચ્ચો હતો અને બીજાંઓને કેમ ફસાવવાં, તે બહુ સારી રીતે જાણતો હતો. એક વખતે તે એક માખીની પાસે ગયો અને તેને કહ્યું કે, "માખી બહેન! તમને આવા દરમાં કેમ ઠીક પડે છે? અહીં તમને શું સુખ મળતું હશે? આમાં તમને શો આનંદ આવતો હશે! આમાં તમને કેમ ગોઠતું હશે? આવામાં તમને શી મજા આવતી હશે? જરા મારે ત્યાં તો પધારો. મારા ઘરનો ભપકો તો જુઓ, તેની કારીગરી તો જુઓ, તેની સુઘડતા જુઓ અને તેની સફાઈ જુઓ. ત્યાં આપણે જરા આનંદ કરીશું, લહેર કરીશું અને અમનચમન ઉડાવીશું. ભાઇને ત્યાં આવવામાં બહેનને કાંઇ બાધ હોય કે?" માખીએ કહ્યું કે, "ભાઇ! મને તો સર્વ આમાંજ છે. આનંદ કહો, સુખ કહો, મજા કહો કે લહેર કહો, શાંતિ કહો કે અમનચમન કહો, તે સર્વ આમાંજ છે. મારા બાપદાદાઓ પણ એમજ કહેતા હતા

કે દરમાંજ સર્વ છે; માટે ભાઇ! હું તમારે ત્યાં નહિ આવી શકું, મને માફ કરો." કરોળિયાએ કહ્યું કે, "બહેન! તમે તો બહુ ભોળાં લાગો છો હો! આપણા બાપદાદાઓને અક્કલજ ક્યાં હતી? એ તો 'સાઠી બુદ્ધિ નાઠી' તેમજ હતું. એ તો ઘરની ઘૂસો હતી. કોઇ દિવસ બહાર ભટક્યા હોય ત્યારે ખબર પડે ને! હું તમને તમારા ભલાને માટે કહું છું, માટે મારી સાથે તમે ચાલો અને મારૂં ઘર જુઓ. બહારથી જો તમને ગમે તો અંદર આવજો, નહિ તો પાછાં ચાલ્યાં આવજો. પછી કાંઇ છે?"

કરોળિયાની આ વાત માખીને ગમી એટલે તે તેની સાથે જવાને તૈયાર થઇ અને બંને ત્યાંથી નીકળી કરોળિયાને ઘેર આવ્યાં. કરોળિયાએ બહારથી પોતાનું ઘર બતાવ્યું તે માખીને પસંદ પડ્યું; એટલે તેણે તેને અંદર આવવાની વિનતિ કરી. માખી જેવી અંદર ગઈ કે તેના પગ સપડાઈ ગયા અને કરોળિયો એકદમ પોતાની જાળ બહાર કાઢી તેની ફરતા ફેરા દેવા લાગ્યો. માખી બિચારી મૂંઝાવા લાગી અને રાડે રાડ પાડી કહેવા લાગી કે, "હે ભાઈ! મને આમ ફસાવવી હતી ને? હા, આમાં ખરેખર મારોજ વાંક છે; કારણકે મારા બાપદાદાઓની શિખામણ ન માની ને હાથે કરીનેજ હું આમાં ફસાઇ." કરોળિયો તો એકદમ પોતાનું કામ કરવા મંડી પડ્યો અને તે બિચારીને મારી નાખી.

ભાઇઓ અને બહેનો! આપણે પણ પેલી માખીની પેઠે હાથમાં દીવો લઇને કૂવામાં પડીએ છીએ. માખી જેમ કરોળિયાની જાળમાં બહારના ઠાઠમાઠથી સપડાઈ ગઈ, તેમ આપણે પણ માયાના કેવળ બાહ્ય ઠાઠથીજ ફસાઇએ છીએ; માટે હજી વખત છે ત્યાં ચેતો અને છતી આંખે બળતામાં ન પડાય તેમ કરો.

પદ–દેખા નહિ કછુ સાર જગતમેં—એ રાગ

નહિ અહીં મહીમાં સાર સમજ મન (૨) ટેક.
ચેતી જન સંચરજો, અહીં છે મોહપાશનો માર,
મોહપાશનો માર સમજ મન, નહિ અહીં મહીમાં સાર–ચેતી૦

ઇંદ્ર તણું ઇંદ્રાસન મળિયું, તોય ન તૃપ્તિ લગાર,
વિષના ઘટના મુખ પર અમૃત, એવો આ સંસાર;
એવો આ સંસાર સમજ મન, નહિ અહીં મહીમાં સાર—ચેતી૦
વિષય નરકનું દ્વાર જાણી જન, ન જજો વારંવાર,
જૂઠી બાજી જગત તણી છે, અંતે થશો ખુવાર;
અંતે થશો ખુવાર સમજ મન, નહિ અહીં મહીમાં સાર—ચેતી૦
ભૂમાં મોહરૂપી ફસવાનાં, દ્વારો દીસે હજાર,
તેમાંથી જન જે ઉગરિયા, તરીયા તે ભવપાર;
તરિયા તે ભવપાર સમજ મન, નહિ અહીં મહીમાં સાર—ચેતી૦
અસ્થિ લોહી ને માંસ તણું ઘર, શરીરરૂપી છે યાર,
તેમાં લુબ્ધ થનારા જન તે, હારી ગયા સંસાર;
હારી ગયા સંસાર સમજ મન, નહિ અહીં મહીમાં સાર—ચેતી૦
ભવસાગર તરવાને ભાઇઓ, ભગવાન ભજન નિરધાર,
ભાવ ધરી આ નાવ ગ્રહો સૌ, ઉતરશો સુખકાર;
ઉતરશો સુખકાર સમજ મન, નહિ અહીં મહીમાં સાર—ચેતી૦

## રત્ન ૬ ઠ્ઠું

**ડુંગળીની વાસમાં ઉછરેલાને ફૂલની વાસ ગમે નહિ,**
**તેમ કુસંગમાં રહેલાને સત્સંગ ગમે નહિ.**




ક વાણિયો હતો. તે નાના ગામડામાં વેપાર કરીને પોતાના કુટુંબનું ગુજરાન કરતો હતો. તેના બાપનો ધંધો ડુંગળી વેચવાનો હતો અને તે પોતે પણ તેજ વેપાર કરતો હતો. જેમ જેમ તે તે ધંધામાં ફાવતો ગયો, તેમ તેમ તેણે એકબે ખેતર લીધાં અને તેમાં ડુંગળી વવરાવવા લાગ્યો, એટલે સવારથી તે રાત સુધી તે ડુંગળીમાં રહેતો. ઘરમાં પણ ડુંગળી, દુકાને પણ ડુંગળી અને ખેતરમાં જાય ત્યાં પણ ડુંગળી. એટલે ટૂંકામાં તે ડુંગ-

બીમયજ હતો. તે પોતાના છોકરાને પણ તે ધંધામાં સાથે રાખતો હતો. તેના ગામમાં જેટલી ડુંગળી વેચાય તેટલી વેચતો અને બાકીની મોટા શહેરમાં અઠવાડિયે પખવાડિયે પોતે તથા પોતાનો છોકરો જઇને વેચી આવતા.

એક દિવસ બળદના એકામાં બન્ને જણા ડુંગળીના કોથળા ભરી વેચવા માટે પાસેના મોટા શહેરમાં ગયા અને ત્યાં વેચીને પાછા સાંજના પોતાને ગામ પાછા ફરતા હતા. થોડે દૂર ગયા એટલે વાદળાં ચઢી આવ્યાં, અંધારૂં ઘોર થઇ ગયું અને વરસાદ એકાએક તૂટી પડ્યો; આગળ નદી હતી અને વરસાદ કાંઈ થોડા વખતમાં રહે તેમ નહોતું, તેથી પાસેની એક ફૂલવાડી કે જ્યાં તેનો ઓળખીતો માળી રહેતો હતો ત્યાં તેઓ ગયા. માળીએ તેઓનો સત્કાર કર્યો અને તે રાત ત્યાં આગળ રહેવાને તેમને આગ્રહ કર્યો. વાણિયાને તો ભાવતું હતું ને વૈદે કહ્યું તેમ થયું; તેથી ત્યાંજ ફળ ખાઇને સૂઈ રહેવાનો તેણે નિશ્ચય કર્યો. માળીનું ઝૂંપડું નાનું હતું. તેમાં માત્ર બેજ ઓરડી હતી. એકમાં દાણાદૂણી તથા ફૂલના ઢગલા રહેતા અને બીજી નાની ઓરડીમાં રાંધવાનો ચૂલો રહેતો હતો. ચૂલાવાળી ઓરડીમાં તે તથા તેનાં છૈયાંછોકરાં સૂતાં અને બીજી ઓરડી તેણે વાણિયાને તથા તેના છોકરાને આપી. વાણિયો અને તેનો છોકરો ઊંઘવાને ઘણું મથ્યા, પણ કેમે ઊંઘ આવે નહિ. છોકરાએ કહ્યું: "બાપા! આ દુર્ગંધ શાની છે? મને તો આ ગંધને લીધે ઊંઘ આવતી નથી." વાણિયાએ કહ્યું: "ભાઈ, તારૂં કહેવું ખરૂં છે, મને પણ ખરાબ વાસ આવે છે, એટલે ઊંઘ આવતી નથી. તું જરા બહાર જઇને આપણા ડુંગળીના ખાલી કોથળા લઇ આવ; હું તને એવી યુક્તિ બતાવું કે તરત ઊંઘ આવી જાય." છોકરો કોથળા લઇ આવ્યો ત્યારે વાણિયાએ કહ્યું કે, "આ કોથળો નાક આગળ રાખીને સૂઈ જા અને પછી જો કે ઊંઘ કેમ નથી આવતી?" બન્ને જણાએ નાક આગળ કોથળા લીધા એટલે ડુંગળીની વાસ આવી, તેથી બન્ને જણા નિરાંતે

ઘોરવા લાગ્યા.

ભાઇઓ અને બહેનો ! જેમ વાણિયાને અને તેના છોકરાને સુગંધીદાર પુષ્પો ખરાબ લાગવા માંડ્યાં અને તેમાંથી દુર્ગંધ આવવા લાગી અને ડુંગળી સુગંધી થઇ પડી, તેવીજ રીતે આપણને સત્સંગ ખરાબ લાગે છે અને કુસંગમાં આનંદ તથા મજા પડે છે; પણ અંતે કુસંગ તે કુસંગજ છે અને તેનાં ફળ ખરાબ છે, માટે બચપણથીજ આપણાં છોકરાંઓને સત્સંગમાં મોકલવાં અને સમજ્યા ત્યારથી આપણે પોતે પણ સત્સંગમાં જવું. વળી—

સત્સંગ અમુલખ હીર તજે, શઠ કાચ કથીરસેં પ્રીત કરે;
હરનામ અમીરસ ઘોર દીયો, બીખયા રસ ઝેરકી ઘૂંટ ભરે.
અપને પતકો પત છોડ દિયો, પરહી પતસે વ્યભિચાર કરે;
જસવંત કહે કીટ હે ઉનસે, ખર પીઠ ચઢે ગજસે ઊતરે.

ભજન

સતસંગ તરવાનો નાવ છે, નાવ છે નાવ છે નાવ છે;
અતિ દુઃખ દુસ્તર ભવજળથી, કાંઠેમેજ કીચનો જમાવ છે.
કર્ણધાર સદ્ગુરુજી બેઠા છે, જેને પાર ઉતારવાનો રૂડો કામ છે.
એવો અવસર ફરી હાથ ન આવે, જન્મ ધર્યાનો દાવ છે.
લખચોરાશીમેં ફરી ફરી આવ્યો, કાંઠે ન બૂડે રૂડો દાવ છે.
ચૂક્યા તો ફરી જાશો તણાતા, આ તો નીર લાવ લાવ* છે.
માતાપિતા સુત કુટુંબ કબીલો, એ સબ બૂડવાનો ઠામ છે.
ગુરુ વિશ્વનાથ ચરણજ ડોસા, જેને જ્ઞાન નગારાનો ઘાવ છે.



* ઊંડું ઊંડું

## રત્ન ૭ મું

### માણસો ઉપરીની કે વડીલની જેટલી બીક રાખીને કામ કરે છે, તેટલી જમડાની બીક રાખીને પ્રભુને ભજતા નથી.



નોકરને બીક લાગે છે કે, જો હું શેઠનું કામ નહિ કરૂં તો મને શેઠ કાઢી મૂકશે; તેથી તે તેનું કામ બરાબર કરે છે. શેઠને વળી અમલદારની બીક કે જો અમલદારની હાજરીમાં નહિ જઈએ તો કોઇ દિવસ હેરાન થઇશું; અમલદારને વળી તેના ઉપરી અમલદારની બીક કે જો તેની પાસે આંટો નહિ જવાય તો તે નારાજ થશે; તે ઉપરી અમલદારને વળી દીવાનની બીક કે કદાચ ખફા થઇને નોકરીમાંથી બાદ કરી નાખશે; દીવાનને વળી રાજાની ગુલામગીરી કરવાની, કારણકે નહિ તો તેને પણ ઘેર બેસવાનો વખત આવે; રાજાને વળી પોલિટિકલ અમલદારની બીક કે જરા આડાતેડા ચાલ્યા તો રાજ્ય જશે; પોલિટિકલ અમલદારને વળી ગવર્નરની બીક કે જો ગવર્નરનો હુકમ નહિ માનીએ તો પાણીચું મળશે; ગવર્નરને વળી ગવર્નર જનરલની બીક કે કાંઈ તેની આજ્ઞા પ્રમાણે જો નહિ થાય તો તે ગુસ્સે થશે અને પાછો આવો રાજવૈભવ ક્યાંથી મળશે? ગવર્નર જનરલને વળી વિલાયતમાં રહેતા તેના ઉપરીની બીક; તેના ઉપરીને વળી રાજાની બીક; રાજાને વળી રૈયતની બીક કે કદાચ બધા ભેગા થઇને રાજપાટ ઉપરથી ઉઠાડી મૂક; અને રૈયતને પાછી રાજાની બીક કે કદાચ કર વધુ નાખીને તેને હેરાન કરે.

આવી રીતે એક એકની બીક રાખીને સૌ કોઈ કામ કર્યે જાય છે. વળી જો ઘરમાં જોઇએ તો ત્યાં પણ તેમજ છે. વહુ સાસુની બીક રાખી કામ કરે, ધણી ધણિયાણીની બીક રાખી

કામ કરે, દીકરો બાપની બીક રાખીને કામ કરે. ઘરમાં પણ આમ સર્વની બીક રાખીને કામ કરે છે, પણ કોઈ જમડાની બીક રાખીને પ્રભુને સંભારવાનું કામ કરતું નથી, એ કેટલું બધું અફસોસ કરવા જેવું છે! સંસારમાં બીજાની બીક રાખીને કામ ન કરીએ તો કદાચ ઉપરીનો ઠપકો આવશે અને બહુ થશે તો નોકરી જશે, પણ જો પ્રભુને સંભારવાનું કામ નહિ કરીએ તો નરકની ખાણોમાં જવું પડશે અને ચોરાશી લાખ યોનિઓમાં ભટકવું પડશે; માટે ભાઇઓ અને બહેનો! પ્રભુને સંભારવાનું કામ પહેલું કરો અને બીજાઓનું કામ પછી કરો.

પદ

જો વિચારીને જીવ હૃદેમાં, મરવું એ તો સહી. ટેક
મેડી મંદિર ને માળિયાં તારાં, પડ્યાં રહેશે અહીં;
પ્રભુને અર્થે પૈસો ન વાવર્યો, ઠાઠડી ઠાલી ગઇ. જો૦
કંચન જેવી કાયા તારી, અડવા દેતા નહિ;
ઘર છોડી શમશાને ચાલ્યા, ગોંદરે રાખું થઇ. જો૦
માતપિતા તારાં બેન બનેવી ને, ઘરની નારી રહી;
છોકરાં તારાં અળગાં રહેશે, એકલો જાને વહી. જો૦
હરિ ભજો તમે હક હાલો, એમ વેદમાં વાણી કહી;
હીરજી કહે જેણે હરિ ભજ્યા, તેની જગતમાં જશું રહી. જો૦



## રત્ન ૮ મું

### રેતીમાંથી તેલ નીકળે નહિ, તેમ આ અસાર સંસારમાંથી સાર નીકળે નહિ.



એક જુવાન રાજા હતો. તે ઉછાંછળો, અવિચારી, ઉદ્ધત અને જક્કી હતો. ખાવુંપીવું અને મોજમજા કરવી એમાં જિંદગીનું સાર્થક છે એમ તે સમજતો હતો. પ્રજાનું શું થાય છે તેની તેને દરકાર નહોતી; તે તો પોતાના સુખમાંજ મસ્ત હતો. તેને એવો શોખ લાગેલો હતો કે, રાજ્યમાં કાંઈ ને કાંઈ એવું નવું બનાવવું કે જે જોઇને આખી દુનિયા છક થઈ જાય. એક વાર તેને એવો વિચાર આવ્યો કે, આકાશમાં પુષ્પો ઉગાડવાં. તેણે તે વાસ્તે ઘણી યુક્તિઓ કરી, પણ તે પાર ક્યાંથી પડે! બીજી વાર તેણે એવો વિચાર કર્યો કે, મોતીના દાણા ખેતરમાં વાવીને બાજરીની પેઠે મોતી પકવવાં; પણ તે શી રીતે બને? ત્રીજી વાર વળી તેને એવો વિચાર આવ્યો કે, માણેક વાવીએ તો તેને આંબાના ઝાડની પેઠે માણેકો થાય, પણ એ અસંભવિત વાત શી રીતે થઇ શકે? એવી રીતે તે હવાઈ કિલ્લાની વાતો કરતો હતો. તે રાજાને વળી એક વાર એવું સૂઝ્યું કે, નદીની રેતી પિલાવી તેમાંથી તેલ કઢાવવું. તેને એમ લાગ્યું કે, ઉપલી બધી વાતો બહુ અઘરી હતી, પણ આ તો બહુ સહેલી છે અને વળી ખર્ચ પણ ઓછો છે. એવા વિચારથી તેણે ચાળીસપચાસ મોટી ઘાણીઓ કરાવી અને રેતીના ઢગલાઓ ત્યાં કરાવ્યા. તેના ડાહ્યા દીવાનને આ વાતની ખબર પડી, એટલે બીજા અમલદારોને લઇને તે રાજા પાસે ગયો અને સર્વ જણાએ કહ્યું કે, "મહારાજ! હવે ઘણું થયું. આવા ઘણા અખતરા કરીને પ્રજાના પૈસા વાપર્યા છે. આપને હવે અમારે શું કહેવું? રાજાજી! જો રેતીમાંથી તેલ

નીકળતું હોત તો બીજા દેશના રાજાઓ મોટાં મોટાં રેતીના રણો શું કામ ન વાપરત? અને તેમાંથી તેલ કેમ ન કઢાવત? રેતીમાંથી તે વળી તેલ નીકળતું હશે?" રાજાએ કહ્યું કે, "તમે કાંઇ સમજો નહિ. જે રાજાઓ થઇ ગયા તેઓ જરા ઓછી અક્કલવાળા હતા, નહિ તો આવો ખજાનો એમ ને એમ રહેવા દે? તમેજ વિચાર કરોને કે, આ રેતીમાંથી કેવું સરસ નિર્મળ પાણી નીકળે છે! રેતીના વીરડા ખોદો ત્યાં પણ પાણી નીકળે છે ત્યારે જો તેને પિલાવી હોય તો કેવું સરસ તેલ નીકળવું જોઇએ? તમને કોઇને ખબર નથી. બસ જાવ, તમારે મને કાંઈ કહેવું નહિ."

પછી રાજાએ પાસે રહીને રેતી પિલાવવા માંડી, પણ તેલ નીકળે ક્યાંથી? જે વાત અસંભવિત હોય તે સંભવિત શી રીતે થઇ શકે? છેવટે ઘણી મહેનત કરી કરીને તે થાક્યો ત્યારેજ રહ્યો.

ભાઇઓ અને બહેનો! હવે કહો કે તે રાજા કેટલો બધો અક્કલ વિનાનો હોવો જોઇએ? અને તેનામાં કેટલી મૂર્ખાઇ હોવી જોઇએ? સર્વ કોઇ કહેશે કે, હા, ખરેખર તે મૂર્ખજ હોવો જોઇએ; પણ ભાઇઓ અને બહેનો! આપણે પણ કાંઈ તેનાથી જઇએ તેમ નથી; કારણકે ઋષિમુનિઓ, સંતસાધુઓ તથા જ્ઞાની પુરુષો કહે છે કે, "આ સંસાર અસાર છે, બધું માયારૂપ છે, ચાર દિવસનું ચાંદરણું છે, પતંગિયાના રંગ જેવું છે, ક્ષણિક છે, ક્ષણભંગુર છે; છતાં પણ તેમાંજ આપણે રચ્યાપચ્યા રહીએ છીએ. રાજાએ મહેનત કરી તોપણ જેમ રેતીમાંથી તેલ નીકળ્યું નહિ, તેમ મોટા મોટાઓએ આ અસાર સંસારમાંથી સાર કાઢવાને મહેનત કરી, પણ તેમાંથી સાર નીકળ્યો નહિ; માટે ઓ હરિજનો! ઓ ભક્તજનો! આ સંસારમાં સાર નથી; સાર તો કેવળ હરિનામમાંજ છે, સાર તો સત્સંગમાંજ છે, સાર તો પ્રભુભજનમાંજ છે; માટે તે સાર લો, તે સાર લો.

(ઈસ તન ધનકી કૌન બડાઈ—એ રાગ)

આ અસાર સંસાર વિચારી, મેલ મમત્વ ભજી લે મોરારી. આ૦
'હું' કોણ? 'તું' કોણ? પિતાજી? ક્યાંથકી આવ્યો? કહે કોણ માજી?
ધામ ધરા ધન ને સુત દારા, ચાકર ઠાકર છે કોણ તારાં? આ૦
મેલી જવું શું? અહીં શું લાવ્યો? કોણે બધો ઠાઠમાઠ મચાવ્યો?
મૃગજલરૂપ જગતજાલ નિરખી, હરણસમાન ન દોડ તું હરખી.
કેશવ સાર સમજ સુખ થાવા, જન્મમરણ ભય શોક શમાવા. આ૦

---

## રત્ન ૧ મું

### એક સાધુનું સાચું રોવું



રામદાસ કરીને એક સાધુ હતો. તે સત્સંગી હતો, સાત્વિક તથા શાસ્ત્રસંપન્ન પણ હતો. તે એક વખત તીર્થયાત્રા કરવાને નીકળ્યો. તીર્થ કરતાં કરતાં તે કાશીમાં આવી ચઢ્યો. ત્યાં આગળ એક દિવસે ગંગાના પવિત્ર જળમાં નાહીને તે વિશ્વનાથના મંદિરે ગયો અને ત્યાં આગળ મહાદેવને જળ ચઢાવ્યું તથા પૂજા કરી. વળી ગામમાં બીજા મંદિરે પણ તેણે દર્શન કર્યાં. પછી તે પોતાને ઉતારે જતો હતો, ત્યાં રસ્તામાં એક ઘરની ઓશરીમાં પાંચ છ બાઇઓ ઘંટી માંડીને ઘઉં દળતી હતી. રામદાસ બિચારો ત્યાં આગળ થોડી વાર ઊભો રહ્યો અને પેલી બાઇઓ જે કરતી હતી તે જોઈ રહ્યો. તેઓ એક હાથે ઘઉં લઇને ઘંટીમાં નાખતી હતી તથા બીજે હાથે ઘંટી ફેરવતી હતી. ઘંટીમાં ઘઉં પડ્યા કે થોડી વારે પિસાઇને લોટ નીચે પડતો હતો. આ જોઇને રામદાસ રોવા લાગ્યો. ઘરનો ધણી ત્યાં આવ્યો અને સાધુને પૂછવા લાગ્યો કે, "આપ કેમ રડો છો? શું તમને ભૂખ લાગી છે, તરસ લાગી છે કે શું થયું છે? તમને પેટમાં દુઃખે છે, કે તમારૂં માથું દુઃખે છે, કે બીજું કાંઈ તમને દરદ થાય છે?" ઘરના ધણીએ આમ પૂછ્યું ત્યારે રામદાસે કાંઈ જવાબ આપ્યો નહિ; પણ

જેમ નાનું છોકરૂં રોવે તેમ તેણે પોક મૂકીને રોવાજ માંડયું. થોડી વારમાં તો ત્યાં લોકોનું ટોળું ભેગું થઈ ગયું. ઘણાએ તે સાધુને રોવાનું કારણ પૂછ્યું, પણ જવાબ નહિ આપતાં તે રોવાજ લાગતો. બહુ બહુ પૂછ્યું ત્યારે માત્ર ઘંટી સામું તે આંગળી બતાવતો, પણ તેના રોવાનું કારણ કોઈ સમજી શક્યા નહિ. બધા લોકો તેને છાનો રાખવાની માથાકૂટ કરતા હતા એટલામાં ત્યાંથી કબીરદાસ નીકળ્યા. તેમણે ત્યાં જઇને પૂછ્યું કે, "આ શી ગડબડ છે?" ત્યારે લોકોએ તેમને સર્વ વાત કહી દેખાડી. પછી તેઓ સાધુ પાસે ગયા અને પૂછ્યું: "સંતજી! કેમ રડો છો?" ત્યારે રામદાસે ઘંટી સામે આંગળી ચીંધી. પછી કબીરદાસે પેલા ઘરના ધણીને પૂછ્યું કે, "મહારાજ! આવ્યા ત્યારે તમે ક્યાં હતા? તે કેમ રોવે છે તેની તમને ખબર છે?" તેણે કહ્યું કે, "મહારાજ! હું તો ઉપર હતો, મને કાંઈ ખબર નથી; પણ આ દળવાવાળીઓ કહે છે કે અમે દળતાં હતાં ત્યાં આ સાધુ એકદમ ઊભા રહ્યા. થોડી વાર ઘંટી સામું જોઈ રહીને રડવા લાગ્યા." કબીરદાસે કહ્યું કે, "ઠીક, હવે તું દળવાવાળીને દળવાનો હુકમ કર; હું આ સાધુને લઇને ત્યાં આવું છું." પછી ઘઉં ઘંટીમાં દળાતા હતા ત્યાં આગળ સાધુને કબીરદાસ લઇ ગયા અને તેને કાંઈક આંગળીથી બતાવ્યું એટલે તે એકદમ રોતા બંધ થયા અને કૂદકા મારીને હસવા લાગ્યા અને 'જયરામ જયરામ' બોલવા લાગ્યા. આથી લોકો આશ્ચર્ય પામ્યા કે ઘડીકમાં આ શું? પછી તેઓએ કબીરદાસને વિનતિ કરી કે, "આનો ખુલાસો કરો." ત્યારે કબીરદાસે કહ્યું કે, "ઘંટી ચાલતી જોઇને અને તેમાં ઘઉંનો લોટ થતો જોઇને સાધુને એમ લાગ્યું કે, આપણે પણ કાળરૂપી ઘંટીમાં દળાઈ જવાના છીએ, તેથી તે રોવા લાગ્યા; પણ મેં તેમને બતાવ્યું કે જે ઘઉં ખીલડાને વળગી રહે છે તેનો લોટ નથી થઈ જતો તેથી તે હસ્યા. તે એટલા માટે હસ્યા કે જેમ ખીલડાને આશરે રહેલા ઘઉંનો લોટ નથી થતો, તેમ જેઓ પ્રભુને આશરે

રહેલા છે તેઓને કાળનો ભય નથી રહેતો અને તેથીજ તે રામનો જય બોલવા મંડી પડ્યા."

ભાઇઓ અને બહેનો ! આ ઉપરથી આપણે શીખવાનું એ છે કે, જો કાળના મુખમાંથી બચવું હોય તો આપણે પણ પ્રભુને શરણે જવું જોઇએ—પ્રભુને શરણે જવુંજ જોઇએ.

પદ

જગતરૂપ મોટી ઘંટીમાં, બંટીરૂપ સર્વે છીએ;
તે ઘંટીમાં નહિ દળાવા, પ્રભુ–ખીલનો આશ્રય લઇએ. ટેક
પ્રભુ ખીલનો આશ્રય પરહરીએ, તો પીસાઇએ બે પડમાં;
ચોરાશી માંહે દુઃખે રઝળીને, તુજ આતમને તું નડ માં. જ૦
કામ, ક્રોધ, મદ, મોહ, લોભ, અરિ, મિત્ર થઇ ખેંચે પડમાં;
તેથી ચેતી ખટઅરિ પરહરીને, પડી રહેજો પ્રભુ ખીલથડમાં. જ૦
રાખો દષ્ટિ ઉંચે ઈશ પર, આસપાસ નહિ નજર કરો;
દુશ્મન દશે દિશાએ ઊભા, બાજુ જુઓ તો તર્ત મરો. જ૦
ઘંટી વેગમાં રાગ માયાના, બહુ બહુ સૌને લલચાવે;
તજે ભગવાનરૂપી ખીલ જે જન, તેહ ચોરાશીમાં જાવે. જ૦

## રત્ન ૧૦ મું

**પુષ્પરસ ચૂસનારા ભમરાઓ કાંઇ ગણુગણાટ કરતા નથી; તેમ હરિરસ પીનારા ભક્તો કાંઈ વાદવિવાદ કરતા નથી.**



એક વખત ભાષણ સાંભળવા જતો હતો ત્યારે રસ્તામાં મારો એક મિત્ર કે જે પરમ ભક્ત અને જ્ઞાની હતો, તે મને મળ્યો. મેં તેને કહ્યું કે, "મિત્ર ! ચાલો, આજે ભાષણ થાય છે ત્યાં આપણે જઇએ." તેણે કહ્યું: "ભાઇ ! હાલમાં ઘણે ભાગે ભાષણમાં કાંઇ ઉપદેશ અપાતો નથી, પણ માત્ર વાદવિવાદ જેવુંજ ચાલે છે. કાં તો ખંડનમંડન ચલાવે છે, કાં તો એકબીજા એકબીજાની વિરુદ્ધ

બોલે છે, કાં તો એક સમાજવાળાઓ બીજી સમાજની ખોદણી કરે છે; માટે ત્યાં જવામાં કાંઇ સાર નથી. આમ છતાં પણ મેં તેને આગ્રહ કરીને લીધો અને અમે સભામંડપમાં ગયા. થોડી વાર થઇ એટલે ભાષણકર્તાએ પોતાનું ભાષણ ચલાવ્યું અને ખરેખર મારા મિત્રે જેમ કહ્યું હતું તેમ મૂર્તિપૂજાનું ખંડનજ કરવા તે મંડી પડ્યો. તે વિદ્વાન હતો, બોલવામાં ચતુર હતો તથા તેની વાણી મધુર તથા અસર કરે તેવી હતી; પણ તે પોતાની બુદ્ધિ અવળે રસ્તે વાપરતો હતો. ભાષણ પૂરૂં થઇ રહ્યા પછી અમે પાસેના એક બગીચામાં જઇને વાતો કરતા હતા. મેં મારા મિત્રને કહ્યું: "ભાઇ! આવા વિદ્વાનો આવા મોટા વાદવિવાદમાં કેમ ઊતરતા હશે? મને કાંઈ સમજાતું નથી." હું આમ પૂછું છું એટલામાં તો ત્યાં એક ભમરો ગણગણ કરતો ચારેકોર ઘૂમવા લાગ્યો અને વધારે ને વધારે ગણગણાટ કરવા લાગ્યો. એક ફૂલ ઉપરથી બીજે ફૂલે જાય અને બીજેથી ત્રીજે. એમ કરતાં કરતાં છેવટે તે એકજ ફૂલ ઉપર બેસી ગયો અને તદ્દન શાંત થઇ ગયો. આ જોઇને મારો મિત્ર બોલી ઊઠ્યો કે, "ભાઇ! જોયું, આ રમત જોવા જેવી છે; કેમકે તેમાંથી તારા પ્રશ્નનો ઉત્તર પણ મળી જાય છે." મેં કહ્યું કે, "વળી એવું શું છે?" ત્યારે તેણે કહ્યું કે, "આ ભમરો જ્યાંસુધી પુષ્પરસ ચૂસતો નહોતો ત્યાંસુધી તે આમ તેમ ભટકતો હતો અને ગણગણાટ કરી મૂકતો હતો; તેવીજ રીતે માણસો જ્યાંસુધી હરિરસ પીતા નથી ત્યાંસુધી એક જગ્યાએથી બીજી જગ્યાએ ભટક્યા કરે છે અને ફોકટના વાદવિવાદ કર્યા કરે છે. એક વખત રસ ચૂસ્યા પછી ભમરો ત્યાંથી ખસેજ નાહ, તેમ એક વખત હરિરસ પીધા પછી ભક્તજનો તેનાથી દૂર જાયજ નહિ." માટે ઓ ભાઇઓ અને બહેનો! ફોકટના વાદવિવાદમાં ન ઊતરતાં કેવળ હરિરસજ પીવાને મથો. એક વાર તે પીધા પછી તમને બીજું ગમશેજ નહિ; માટે હરિરસ પીઓ, હરિરસ પીઓ.

### ભજન

રામરસ પ્યાલા હૈ ભરપૂર, પીઓને ઘટક ઘટક ઘટક;
લાગી ગુરુવચનસે ચોટ, કળે જે ખટક ખટક ખટક—રામ૦ ૧
સાહેબ તુજમેં, તું સાહેબમેં, જેમ બીજમેં બટક; *
ઉલટા સુલટી સાન ગુરુકી, મીટ જાય મનકી ભટક—રામ૦ ૨
આપ ખોજો અરુ દિલમેં દેખો, ચઢી રામરસ ચટક;
ત્યાં તન સંગ ચોર પહિચાનો, મારો વાકુ પટક—રામ૦ ૩
અનુભવ ઉગ્યા સૂરજ ઘટમેં, હુવા ઉજાલા ફટક;
×નુરત ÷સુરતકી દોર ગગનમેં, ચઢ જાવ સટક સટક—રામ૦ ૪
સાધન સાધે જોગ અભ્યાસે, એહી માયાકી લટક,
તીર્થ વ્રત ઠગાઈ માંહી, મર ગયે ભટક ભટક—રામ૦ ૫
અગમ પંથકા ખેલ અટપટા, જાણે કોઇ જોગી ચટક;
જ્ઞાનગોદડી ગુલાબપુરીકી, બીછા લો ઝટક ઝટક—રામ૦ ૬

---

## રત્ન ૧૧ મું

**એકજ જગ્યાએ જવાના જુદા જુદા રસ્તાઓ છે; તેમ એકજ પ્રભુને પામવાના પણ જુદા જુદા પંથો છે.**



એક વખત હરિદાસ કરીને એક સંત પુરુષ અમારા ગામમાં આવી ચઢ્યા હતા. તે બહુ વિદ્વાન અને વિવેકી હતા. તે ગામ બહાર ધર્મશાળામાં ઊતર્યા હતા અને ઘણા લોકો તેમનો સમાગમ કરવા તથા શંકાઓ પૂછવા તેમની પાસે જતા હતા. એક દિવસ પાંચ છ જુવાનિયાઓ ત્યાં આવી ચઢ્યા. તેઓએ હરિદાસને પૂછ્યું કે, "મહારાજ! કેટલાક કહે છે કે, રામને ભજો; કેટલાક કહે છે કે, કૃષ્ણનેજ ભજો; તો વળી કેટલાક કહે છે કે, શિવને ભજો. મુસલમાન લોક કહે છે કે, અલ્લાની બંદગી

---

* વડ. × દેખવું ÷ સુરતા લગાવીને

કરો; તો વળી અંગ્રેજો કહે છે કે, ગોડની પ્રાર્થના કરો; તો આમાં સાચું કોનું માનવું? એકનું સાચું માનીએ તો બીજા બધા ખોટા ઠરે છે; માટે અમે તો એમ ધારીએ છીએ કે બધા એકમત થાય ત્યાંસુધી કોઈને વળગવુંજ નહિ." મહારાજે કહ્યું: "ભાઈઓ! તમારી શંકા ઠીક છે. હું કાલે ગામમાં રામજી મંદિરમાં જવાનો છું; તમે બધા જો ત્યાં આવો તો ઠીક પડે. તમારો ખુલાસો ત્યાં હું જરૂર આપીશ."

બીજે દિવસે પેલા જુવાનિયામાંથી ચાર જણા આવ્યા હતા, પણ પાંચમો આવ્યો નહોતો તેથી તેની વાટ જોઈ; પણ તે આવ્યો નહિ. ત્યારે મહારાજે એક એક જણને પૂછ્યું કે, "ભાઇ! તમે કયે રસ્તેથી આવ્યા?" ત્યારે એકે કહ્યું કે, "મહા-રાજ! હું તો ઉત્તર તરફથી આવ્યો;" બીજાએ કહ્યું કે, "હું દક્ષિણ તરફથી આવ્યો; "ત્રીજાએ કહ્યું કે, "હું તો પૂર્વ તરફથી આવ્યો;" ચોથાએ કહ્યું કે, "હું તો પશ્ચિમ તરફથી આવ્યો;" ત્યારે મહારાજે કહ્યું: "તમે બધા કાલે એકજ રસ્તેથી આવજો અને આપણા અમાભાઇને પણ એજ રસ્તેથી લેતા આવજો, એટલે પછી ખુલાસો કરી દેશું."

બીજે દિવસે મહારાજે ઘણી વાટ જોઈ ત્યારે તેઓ બધા આવ્યા. પછી મહારાજે પૂછ્યું "ભાઇ! કેમ મોડા આવ્યા?" ત્યારે તેઓએ કહ્યું: "મહારાજ! અમારો તો ઠડ નીકળી ગયો, કાંઇ બધાયને ઉત્તર તરફથી આવવું સહેલું પડે? એ તો જે તે તરફ રહેતો હોય તેને સહેલું પડે." પછી મહારાજે પેલા પાંચમાને પૂછ્યું કે, "ભાઇ! કાલે કેમ નહોતા આવ્યા?" ત્યારે તેણે કહ્યું: "મહારાજ! હું તો ચારેક દિવસથીજ આ ગામ-માં આવેલો છું એટલે પૂછતો પૂછતો આવતો હતો; તો કોઇએ કહ્યું કે ઉત્તર તરફથી જાવ, કોઇએ કહ્યું કે દક્ષિણ તરફથી ઠીક પડશે, વળી ત્રીજાએ કહ્યું કે પૂર્વ તરફથી જાવ, ત્યારે ચોથાએ કહ્યું કે, પશ્ચિમ તરફથી જાવ. આથી મારે કોનું મા-નવું? હું તો વિચારમાં પડ્યો અને ઘેર જઇને પાછો બેઠો."

મહારાજે કહ્યું: "ભાઇ ! જુઓ, કાલે તમે ચારે જણા તમને ઠીક પડે તે રસ્તેથી આવ્યા તો તમે અહીંયાં વહેલા પહોંચ્યા અને આ ભાઇએ કાલે એક માર્ગ ન લીધો તો ઘેર બેસી રહ્યા. વળી આજે તમે બધાએ એકજ માર્ગેથી આવવાનો યત્ન કર્યો તો એકને ઠીક પડ્યું અને બીજાને અઘરૂં પડ્યું, ત્રીજાને એથી મુશ્કેલ પડ્યું અને ચોથાને એથી વિશેષ ખમવું પડ્યું અને પાંચમાને સૌ કરતાં વિશેષ. માટે ભાઇઓ ! અહીં આવવાના ઘણા રસ્તાઓ છે, પણ તેમાંથી તમને ગમે તે માર્ગે દૃઢતાપૂર્વક ચાલવાથી અહીંયાં વહેલું પહોંચાયું. તેમ ઈશ્વરને પામવા ઘણા પંથો તથા ધર્મો છે, પણ તેમાંથી તમને જે ગમે તે પંથ કે ધર્મ દૃઢતાથી ગ્રહણ કરવાથી જરૂર તમે ઈશ્વરને પામવાનાજ."

માટે ભાઇઓ અને બહેનો ! ઈશ્વરે આપણને જે સરલ પંથ અને ધર્મ આપેલો છે, તેનેજ દૃઢતાથી વળગીને ચાલો; તેનેજ દૃઢતાથી વળગીને ચાલો.

સાખી

સાહેબકે દરબારકે રજબ રાહ અનેક,
ભાવે જાવો [1]ચહું દિશા, આગે આખર એક.
સમજ્યાને શેરી ઘણી, અણસમજ્યાકા ધોખા;[2]
રામ રહીમ દો એક હે, કહો ચાવલ કે ચોખા.
મક્કા માંહી દ્વારિકા, મક્કા દ્વારિકા માંહી;
રામ ખુદા કે બીચમેં, મેરે દુભદા[3] નાહિ.
હિંદુકી હદ છોડકે, તજી તુર્કકી રાહ;
સુંદર સેજ ચીનીયા[4] ઓહી રામ અલ્લાહ.

---

૧ ચાર ૨ પસ્તાવા. ૩ દોચીત ૪ પિછાન્યા.

# રત્ન ૧૨ મું

## સાધારણ કામો વખતસર ન કરે તો મોટું નુકસાન થાય, ત્યારે જો પ્રભુને વખતસર ન ભજાય તો કેટલાંગણું નુકસાન થાય?



જો મજૂર વખતસર મજૂરી કરવા ન જાય તો તેનો અર્ધો દિવસ કપાઇ જાય; જો નોકર વખતસર નોકરીએ ન જાય તો તેનો પગાર કપાય અને શેઠ ઠપકો આપે તે જુદો; જો નિશાળિયો નિશાળે મોડો જાય તો તેનો નંબર છેલ્લો આવે; જો માસ્તર મોડો જાય તો તેનો પગાર કપાય; જો ખેડૂત વખતસર વાવે નહિ તો પોક મૂકે; જો વરસાદ વખતસર ન વરસે તો દુકાળ પડે; ઋતુ વખત પ્રમાણે ન વર્તે તો દુનિયામાં રોગ ફેલાય; જો ધોબી વખતસર લુગડાં ન આપે તો ફરી વાર તેને કોઈ ધોવા આપે નહિ; એવીજ રીતે દરજી, સુતાર, વાળંદ, લુહાર તથા બીજા કારીગરોનું સમજવું; જો આપણે વખતસર ટપાલમાં કાગળ ન નાખીએ તો તે ધારેલે દિવસે પહોંચે નહિ; એવી રીતે કોઇ વેપારી પોતાના કામનો કાગળ કે હૂંડીપત્રી વખતસર ન મોકલે તો દેવાળુ ફૂંકે. જો વખતસર આપણે ન જમીએ તો માથું દુઃખવા આવે; રોગ થયો હોય અને જો વખતસર ચાંપતા ઉપાય ન લીધા હોય તો તે રોગ વધી જાય—કદાચ તેમાંથી મરણ પણ થાય. જો વખતસર ભાષણ સાંભળવા ન જઇએ તો બેસવાને સારી જગ્યા મળે નહિ અને બરાબર સંભળાય પણ નહિ; જો વખતસર હવેલીમાં દર્શન કરવા ન જઇએ તો આપણને દર્શન થાય નહિ અને ખાલી આંટો થાય; જો આપણે વખતસર સ્ટેશન કે બંદર ઉપર ન જઇએ તો આગગાડી અને આગબોટ ઊપડી જાય અને આપણને અથડાવું પડે.

ભાઇઓ અને બહેનો ! આવી રીતે જો આપણે દરેક કાર્ય વખતસર ન કરીએ તો આપણને જરૂર મોટું નુકસાન થવાનું, પણ એ નુકસાન કાંઈ ભવોભવ માટેનું થતું નથી, પણ જો આપણે વખતસર પ્રભુને નહિ ભજીએ તો ભવોભવનુંજ નુકસાન થવાનું અને આપણે ચોરાશી લક્ષ યોનિમાં ભટક્યા કરવાનાજ. આગલા યુગોમાં તો માણસોનું આયુષ્ય લાંબું હતું, એટલે તેઓ વૃદ્ધ થતાં ત્યારે પ્રભુને ભજતાં. વળી તે વખતમાં બાપ બેઠાં દીકરો મરી જતો નહિ, વળી સ્રીને વિધવાપણું આવતું નહિ; એટલે તે વખતમાં પ્રભુને ભજવાનો વખત વૃદ્ધાવસ્થા હતી; પણ હાલમાં કાળ બદલાઇ ગયો છે, મનુષ્યોનું આયુષ્ય ટૂંકું થઈ ગયું છે, રોગો વધી ગયા છે, જેથી આ કાળમાં તો પ્રભુને ભજવાનો વખત જુવાનીજ છે. માટે ભાઇઓ અને બહેનો ! જાગ્યા ત્યાંથી સવાર એમ ધારીને દરેક જણે આજથીજ પ્રભુને ભજવા જોઇએ અને પોતાનાં બાળકોને પણ પ્રભુ ભજતાં શીખવવું જોઇએ, જેથી કરીને તેઓ પ્રભુના ઉચ્ચ પદને પામે.

### કવિત

એક શ્વાસ ખાલી નહિ, ખોઇએ ખલક બીચ,
કીચડ, કલંક અંક ધોઈ લે તું ધોઇ લે.
ઉર અંધિયાર પાપ પૂરણસુ ભરી દેહ,
જ્ઞાનસેં અસંગ સત્ય જોઇ લે તું જોઇ લે.
મનુષ્ય જનમ વાર વાર, ન મીલેગો મૂઢ,
પરમ પ્રભુસુ પ્યારો હોઇ લે તું હોઈ લે.
ક્ષણભંગુર દેહ તાસેં જનમ સુધારવો હે,
બીજકે ગ્રભુકે મોતી પ્રોઈ લે તું પ્રોઇ લે.

### ભજન

પલ પલ રામ રામ ભજ લે, રામ રામ ભજ લે. પલ૦
ઘડી પલકમેં અલપ આયુષ હે, મનકી કલપના તજ લે. પલ૦
ભજન નિરંતર હરિનામકા, મહામંત્ર તું સજ લે. પલ૦

વેદ વિચારે તું મત હારે, મૂર્ખ સમજ લે સમજ લે. પલ૦
રામદાસના સ્વામીને ભજતાં, લોકલાજ તું તજ લે. પલ૦

**એક દિન મિટ્ટી મેં મીલ જાના—એ રાગ**

શ્વાસનો નવ કરશો વિશ્વાસ, સુજનને કરૂં ભલામણ ખાસ. ટેક
શ્વાસ પેટમાં જાય ને આવે, તે બહાર કદી રહી જાય;
શ્વાસ બહાર જો રહી જાય તો, સગા કરે હાય હાય. શ્વાસ૦
શ્વાસ ચાલે ત્યાંસુધીમાં શ્રીપતિ, ભજી લ્યો સરવે લોક;
પ્રભુ તજી જગ ઝાળે ભરાઇ, કરો ન જીવતર ફોક. શ્વાસ૦
શ્વાસ ચાલે ત્યાં સુકૃત ખાતું, કરી લ્યો સરવે ખાઇ;
શ્વાસ હોય ત્યાં પ્રભુ પરહરશો, તો સુખ નહિ મળે ક્યાંઇ. શ્વાસ૦
શ્વાસ હોય તો પાસ સૌ આવે, નહિ તો જાએ નાસી;
શ્વાસ સાથ છે સગપણ સૌને, માટે ભજો અવિનાશી. શ્વાસ૦

---

## રત્ન ૧૩ મું

### ભગવાન ભજો; અભિમાન તજો.



અર્જુન શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા; પણ એક વખત તેમને એવું અભિમાન થયું કે, "મારા જેવો પરમ ભક્ત કોઈ નથી અને હું જેવી રીતે પાઠપૂજા કરૂં છું તેવી રીતે કોઇ કરતું નથી." શ્રીકૃષ્ણ પરમાત્મા કે જે સર્વવ્યાપક છે તેમણે અર્જુનના હૃદયની વાત જાણી લીધી અને તેનામાં જે દુર્ગુણ પેસી ગયો હતો તેને દૂર કરવાને એક યુક્તિ શોધી કાઢી. એક વખત તેમણે અર્જુનને બોલાવીને કહ્યું કે, "મારે તારૂં એક કામ પડ્યું છે, તું તે કરીશ?" ત્યારે અર્જુને કહ્યું કે, "આપ જે કામ કહો તે કરવાને હું તૈયાર છું." પછી શ્રીકૃષ્ણે કહ્યું કે, "તું અમુક સ્થળે જા. ત્યાં આગળ એક ખેડૂત મારો પરમ ભક્ત છે; તે મને વધારે પ્રિય છે; તેની પાસે જા અને તેની

સાથે ઓળખાણી કરી પાછો આવ." અર્જુન પૂછતા પૂછતા તે સ્થળે ગયા અને એ ખેડૂતને શોધી કાઢ્યો. એ ખેડૂત સવારમાં વહેલો ઊઠતો અને હરિનું નામ એકજ વાર લેતો. પછી આખો દિવસ ખેતરેજ પડ્યો રહેતો અને ત્યાં જે કામકાજ હોય તે કર્યા કરતો. પછી રાત્રે ઘેર આવીને જમતો અને સૂવા જતાં પહેલાં વળી એક વાર હરિનું નામ લેતો. આ જોઇને અર્જુન વિસ્મય પામ્યા અને વિચાર કરવા લાગ્યા કે, "હું તો એમ ધારતો હતો કે, પ્રભુનો પરમ ભક્ત આખો દિવસ 'હરિ, હરિ'જ કરતો હશે અને રાત્રિએ પણ તેના નામનો જપ કરતો હશે; તેને બદલે આ શું? દિવસમાં માત્ર બેજ વાર 'હરિ હરિ' કરનાર આ ગામડિયો ઈશ્વરનો પરમ ભક્ત કેમ કહેવાય? મને લાગે છે કે પ્રભુ આમાં ઠગાયા છે, આણે પ્રભુને છેતર્યા હોય એમ લાગે છે; કારણકે તે આખો દિવસ સંસારના કામકાજમાં ગુંથાયલો રહે છે; વળી એનામાં ભક્તનાં કાંઇ પણ ચિહ્ન ક્યાં દેખાય છે?" આમ વિચાર કરીને તે ત્યાંથી નીકળી શ્રીકૃષ્ણ પાસે ગયા અને ત્યાંની બધી વાત તેમને નિવેદન કરી. શ્રીકૃષ્ણે તેને એક પાણીનો પ્યાલો ભરીને આપ્યો અને કહ્યું કે, "આજે આ પ્યાલો લઇને ગોકુળની પ્રદક્ષિણા કરી આવ; પણ સંભાળજે કે, તેમાંથી એક પણ ટીપું જમીન પર પડે નહિ. તે જળ મહાપવિત્ર છે, માટે બરાબર ધ્યાન આપજે." અર્જુને શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે કર્યું અને પછી પાછા આવીને તે પ્યાલો તેમને સોંપ્યો. પછી શ્રીકૃષ્ણે પૂછ્યું કે, "અર્જુન! રસ્તામાં જતાં તેં કેટલી વાર મારૂં સ્મરણ કર્યું હતું?" અર્જુને કહ્યું: "મહારાજ! હું તે તમારૂં સ્મરણ કરૂં કે આ જળનું ધ્યાન ધરૂં? તમે પણ ઠીક છો, પ્રભુ! હું તે કેવી રીતે તમારૂં સ્મરણ કરી શકું?" શ્રીકૃષ્ણે કહ્યું: "ભાઇ! તારૂં કહેવું સાચું છે. આ પાણીના એકજ પ્યાલાએ તારૂં ધ્યાન એટલું બધું રોકી દીધું કે તું મને તદ્દન ભૂલીજ ગયો; ત્યારે જો, પેલો ખેડૂત કેવો સારો કે તે કુટુંબનો ભાર વહન કરે છે

તો પણ બે વાર તો મારૂં નિત્ય સ્મરણ કરે છે." આ સાંભળી-ને અર્જુન શરમાઇ ગયા અને પ્રભુના ચરણમાં ઢળી પડ્યા. પછી તે બોલ્યા કે, "પ્રભુ! દયા કરો, દયા કરો! ધન્ય છે તમારી કૃપાને, ધન્ય છે તમારા અનુગ્રહને! નાથ! બસ, આવીજ રીતે દાસ ઉપર દયા કરતા રહેજો અને દાસમાં રહેલા દુર્ગુણોનો નાશ કરજો."

### ભજન

ભક્તિ મરજીવાકો કામદુગ્ધા, દૂર તજો અભિમાન. ભક્તિ૦
કનક કામિની કઠણ જીતવાં, આપ નીભાવો શ્યામ. ભક્તિ૦
શૂરા હોય સો સનમુખ ઝૂઝે, નહિ કાયરકો કામ. ભક્તિ૦
પાંચુ જોદ્ધામાં અતિ પરબળ, પટક પછાડો ઠામ. ભક્તિ૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ, અગમ ધરો વિશ્રામ. ભક્તિ૦

### અભિમાન ત્યજવા વિષે

અભિમાન ધરે શા માટે, આવ્યા સહુ એકજ વાટે. ટેક
ખર ખોટી મોટાઇ કરે તે, થાપ કરે છે તાટે×;
ખોટા ખેલ બેલ મેલી દે, આખર એમ ન ખાટે. અભિમાન૦
આડધડે ધાયો શું અંધા, ધનયૌવનને કાંટે;
અંતે સહુની એક દશા છે, દાહ કરે કે દાટે. અભિમાન૦
સુત દારા ગારામાં ખુત્યો, ગોથાં ખાય ગપાટે;
ધામધરાદિક વૈભવમાંથી, ઝડપે કાળ ઝપાટે. અભિમાન૦
નીતિ ન્યાય પુણ્યમાં પ્રીતિ, શમ દમ કર શિરસાટે;
ધર અંતરમાં કેશવ હરિને, જન્મમરણ ખત ફાટે. અભિમાન૦



× ખપાટિયાંની ભીંત.

## રત્ન ૧૪ મું

### પ્રભુનું શરણુ લેવાથી જન્મમરણુનો ફેરો ટળી જાય છે.



નાનપણથીજ મને સ્વામી–સંન્યાસીઓનો સંગ ગમતો હતો, એટલે હું ધર્મશાળામાં તથા મંદિરોમાં વારંવાર તેવાઓની તપાસે જતો હતો. એક વખત એક મદ્રાસી સ્વામી મારા ગામમાં આવી ચડ્યા હતા, તેમની પાસે હું ગયો. તેમની વાતચીત ઉપરથી મને લાગ્યું કે, તેમનો સંગ કરવા જેવો છે, તેથી હું દરરોજ તેમની સાથે બહાર ફરવા જતો. અમે સાથે ફરવા જતા ત્યાં પણ મને તે ઘણાં દષ્ટાંતો આપતા, જેથી હું બહુજ ખુશી થતો. એક વખત ફરતાં ફરતાં અમે નિશાળ તરફથી નીકળ્યા. ત્યાં આગળ છોકરાઓ "ડાહીના ઘોડા"ની રમત રમતા હતા. મહારાજે મને પૂછ્યું કે, "આપણે આ જોવા ઊભા રહીશું?" મેં કહ્યું: "ભલે, જેવી ઇચ્છા." પછી અમે એક ઓટલે બેઠા. છોકરાઓ નીચે પ્રમાણે રમવા મંડ્યાઃ–એક જણ 'ડાહી' થઇને બેઠો અને તેણે એક બીજા છોકરાની આંખો દાબી અને બીજા રમનારા છોકરાઓને ભાગી જવાનું કહ્યું. જ્યારે સર્વ સંતાઇ ગયા, ત્યારે ડાહીએ તે દાવ આપનારા છોકરાને છોડી દીધો. તે બધા વાંસે દોડવા લાગ્યો અને બધા તેનાથી ભાગવા મંડ્યા. પછી જે છોકરો દોડતો આવીને 'ડાહી'ને અડી જાય તે નચિંત થઇને ફર્યાં કરતો. આ રમત જોઇને સ્વામી બહુજ હસ્યા. મેં પૂછ્યું કે, "આપને આ રમત પસંદ પડી?" તેમણે કહ્યું: "રમત તો ઠીક, પણ તેનો સાર સરસ છે." મેં કહ્યું: "કૃપા કરીને જણાવો." તેમણે કહ્યું: "જો, આ 'ડાહી' છે તે ઈશ્વર છે, અને જે દાવ દેવાવાળો છોકરો છે તે 'કાળ' છે. સર્વ છોકરા દાવવાળાથી ભાગે છે, તેમ આપણે સર્વ કાળથી બીને ભાગી જવા પ્રયત્ન કરીએ છીએ; પણ જેમ રમનારાઓ 'ડાહી'ને અડે તોજ

નચિંત રહી શકે, તેમ આપણે પ્રભુને શરણે જઇએ, તોજ આપણો જન્મમરણનો ફેરો ટળે અને આપણાથી નચિંતાઈથી ફરાય."

ભાઇઓ અને બહેનો! માટે જો આપણે જન્મમરણનો ફેરો ટાળવો હોય, તો પ્રભુને શરણે જવું જોઇએ અને તેનોજ આશરો લેવો જોઇએ.

અમરફળ આવ્યું આ—એ રાગ

ભરોંસો હે ભાઈઓ ભગવાન પર રાખો રે,
વિણ વિશ્વાસે જિંદગી ના ખોઈ નાખો રે. ભરોંસો૦
ભરોંસો અનિત્ય મનુષ્યોનો સહુ લાવે રે,
અવિનાશીને ભરોંસે રહેતાં મોત આવે રે. ભરોંસો૦
ભરોંસે રહ્યા જે ભક્તો તેને તારી લીધા રે,
ભરોંસો તજનારાએ પસ્તાવા કીધા રે. ભરોંસો૦
છેહ કોઈ ભક્તને પ્રભુએ નથી આપ્યો રે,
ભરોંસાવાળાને પોતા સમ કરી થાપ્યો રે. ભરોંસો૦
અહીંના જનોથી ઈશ મહા છે સમર્થ રે,
ધરી લ્યો ભરોંસો તેનો નહિ જાય વ્યર્થ રે. ભરોંસો૦

---

## રત્ન ૧૫ મું

**સંચાથી પાણી ઉપર ચઢાવી શકાય છે, તેમ મન પણ સત્સંગથી ઊંચે ચઢાવી શકાય છે.**



રકારના રાજ્યમાં આપણને ઘણી જાતની નવી નવી શોધો જોવાનું બની આવ્યું છે. આપણા ખ્યાલમાં પણ ન આવે એવી સરસ શોધો તેણે કરી છે. પહેલવહેલી જ્યારે આગગાડીની શોધ થઇ, ત્યારે લોકો એમજ માનતા કે, સરકાર ભૂતપ્રેતને વશ કરીને ગાડીઓ ચલાવે છે; પણ જેમ જેમ તેનો વધારે ઉપયોગ થતો ગયો અને આપણને તેના વિષેની સમજણ પાડ-

વામાં આવતી ગઇ, તેમ તેમ આપણે તે વિષે બરાબર સમજવા લાગ્યા. ત્યારપછી તારની, ટેલિફોનની, ફોનોગ્રાફની, ઘોડા વિનાની ગાડીઓની, બલૂનની અને એવી ઘણી શોધો થઇ, જે જોઇને લોકો છક થઈ ગયા. વળી સરકારના રાજ્યમાં પાણીની પણ વધારે સગવડ થઈ પડી; કારણકે મુંબઇ, કલકત્તા, બનારસ વગેરે મોટાં શહેરોમાં સાત સાત માળ સુધી પણ ઊંચે પાણીના નળ આપ્યા. કુદરતી રીતે પાણીનું વલણ હમેશાં નીચે જવાનું જ હોય છે. આપણે વિચાર કરીએ તો વરસાદ આકાશમાંથી નીચે છાપરા પર પડે છે, છાપરા પરથી નીચે અગાશીમાં, અગાશીમાંથી નીચે ચોકમાં, ચોકમાંથી નીચે શેરીમાં, શેરીમાંથી નીચે ગટરમાં, ગટરમાંથી નીચે છેવટે સમુદ્રમાં. આ ઉપરથી જણાશે કે, પાણીનું વલણ હમેશાં નીચે જવા તરફજ હોય છે; તે છતાં પણ યંત્રોની શોધ કરીને સાત માળ સુધી તેને નળ વાટે ઊંચે ચડાવે છે અને આગ લાગી હોય, ત્યારે પણ બંબા વાટે ઘર ઉપર છાંટવા માટે ઊંચે ચડાવે છે. ભાઇઓ અને બહેનો ! આપણું મન પાણીના જેવું છે: એટલે કે મનની વૃત્તિ હમેશાં નીચજ હોય છે; કાં તો તે રૂપરંગ તરફ દોડે છે, કાં તો બીજાઓના ધન ઉપર પડે છે, કાં તો બીજાઓની નિંદા અને કૂથલી તરફ દોડે છે, કાં તો બીજાને જડમૂળથી ઉખેડી નાખવાને મથે છે અને બીજાઓને ફસાવવા માટે હજારો નીચ યુક્તિઓ કરે છે. અંગ્રેજ બચ્ચાઓ જેમ નવી નવી યુક્તિઓ કરવામાં શૂરવીર છે, તેમ આપણા ઋષિમુનિઓ પણ કાંઈ કાચા નહોતા. તેઓ પણ તારના દોરડા વિના દૂરથી વાતચીત કરતા હતા, કાંઈ પણ સાધન વિના એક જગ્યાએથી બીજી જગ્યાએ જઈ શકતા હતા અને તેમણે જુદી જુદી જાતોનાં વિમાનો પણ કર્યાં હતાં. આવી સરસ મહાન શોધો જેમણે કરી છે તેઓએ શું મનને ઊંચે ચડાવવાની યુક્તિ નહિ શોધી હોય ? તેઓએ શોધીજ છે અને શાસ્ત્રોમાં પણ સમજાવી છે. તે યુક્તિ એ છે કે, જો મનને ઊંચે માર્ગે ચડાવવું હોય, તો તો હમેશાં સત્સંગમાં જવું જોઇએ;

કારણ કે સત્સંગના યંત્ર વિના બીજું એવું એકે યંત્ર નથી કે જે મનને ઠેઠ સ્વર્ગના દરવાજા સુધી ઊંચે ચડાવી શકે. માટે ભાઈ-ઓ અને બહેનો ! હમેશાં સત્સંગ કરો, સત્સંગ કરો.

પદ

ના કીનો તેં હરિકો સમરણ, સબ દિન વૃથા ગયો રે. ટેક
કરસેં દાન પુણ્ય નવ કીનો, તીરથ પગ ન ધર્યો રે;
કામ ક્રોધ મદ લોભ મોહ વશ, છલ શીખત નયો નયો રે. સબ૦
ભવસાગરકી ઘેરી[1] નદીયાં, સબ જુગ જાત બહ્યો રે;
પડ્યા પછી જીવ નિંકસત નાંહિ, કોટિ ઉપાય કર્યો રે. સબ૦
મુંડ મુંડાઇ જટા બઢાઇ, જોગીરાજ ભયો રે;
પરમારથકી રાહ[2] ન જાની, અધવચ લટક રહ્યો રે. સબ૦
ભવસાગરકી ઉલટી નદીયાં, સબ જુગ જાત બહ્યો રે;
તુલસીદાસ ભગવંત ભજન બિન, કોઇ ન પાર ગયો રે. સબ૦

## રત્ન ૧૬ મું



### ઇષ્ટદેવની ભક્તિ ભલે દઢ રહો, પણ બીજા દેવને પણ નમસ્કાર કરો.



પંડિત ભવાનીશંકર એક મહાન વક્તા હતા અને પોતાની બોલવાની છટાથી લોકોને દિંગજ કરી મૂકતા. તેઓ જ્યારે ત્યારે વૈષ્ણવી સંપ્રદાયી મહારાજશ્રી ગોકુલાનંદજીની સાથે ફરતા હતા. તેઓને એક વખત મહારાજે હુકમ કર્યો કે, "તમારે મુંબઇમાં જઇને ભાષણો આપવાં; મારે હમણાં વનયાત્રામાં જવાનું છે એટલે હું તમારી સાથે નહિ આવી શકું." આમ મહારાજની આજ્ઞા થવાથી તેઓ મુંબઇમાં એક ભાટિયા ગૃહસ્થ પરનો ભલામણ-પત્ર લઇને મુંબઇમાં આવ્યા. જે ગૃહસ્થને ત્યાં પંડિતજીનો

૧ ઊંડી. ૨ માર્ગ.

ઉતારો હતો તે મરજાદી હોવાથી પંડિતજીને અડચણ આવતી, પણ તેઓ તે ચલાવી લેતા હતા. પંડિતજીના ભાષણનું સ્થાન ઉદ્ધવેશ્વર મહાદેવના વિશાળ ચોકમાં રાખવામાં આવ્યું હતું, અને ભાષણનો વિષય "દેવોની એકતા" હતો. ભાષણમાં પંડિતજીએ બહુજ છટાથી સમજાવ્યું કે, દેવો બધા એકજ છે, માત્ર નામ જુદાં જુદાં છે અને જુદાં જુદાં કાર્યો કરવાને પ્રભુએ જુદા જુદા દેવનાં સ્વરૂપ લીધાં છે. શ્રીકૃષ્ણે પણ ગીતામાં કહ્યું છે કે, 'ગમે તે દેવને ભજો તો તે મનેજ ભજ્યા બરાબર છે.'" ભાષણ પૂરૂં થતાં લોકોએ તેમને તાળીઓથી વધાવી લીધા. પછી પંડિતજી પોતાને ઉતારે ગયા અને શેઠને પૂછ્યું: "શેઠજી! કેમ, આજનું ભાષણ કેવું લાગ્યું! કાંઇ ખામી હોય તો કહેજો." શેઠે કહ્યું: "મહારાજ! હું નહોતો આવ્યો; જરા કામ હતું એટલે ન અવાયું." એમ કહીને શેઠ જમવાની તૈયારી કરવા ગયા. પછી શેઠનો છોકરો ત્યાં આવ્યો તેને મહારાજે પૂછ્યું કે, "તમે પણ શેઠની સાથે કામમાં હતા કે ભાષણમાં આવ્યા હતા?" તેણે કહ્યું: "ના ના, હું તે કાંઈ આવ્યા વિના રહું? પંડિતજી! તમારૂં ભાષણ બહુજ સારૂં હતું. આજે શેઠ આવ્યા હોત તો તેમના કાન ઉઘડત. પંડિતજી! શેઠને કાંઈ કામ નહોતું, પણ તેઓને શિવના મંદિરનો બાદ હતો; તેઓ 'શિવ' એવું નામ પણ ન લે, આપને વધારે શું કહું? આપ કાંઇ તેને સમજાવો તો કૃપા." પંડિતજીએ આશ્ચર્યથી પૂછ્યું: "શું શિવનું નામ પણ નહિ! અરે, અરે! આ શો ગજબ! શિવે બિચારે શું દોષ કર્યો છે! ઠીક છે, હું કાંઇ યુક્તિ કરીને તેમને જરૂર સમજાવીશ." પછી પંડિતજીએ શેઠના ઘરની રીતભાતથી સંપૂર્ણ રીતે વાકેફ થઈને શેઠના છોકરાની વહુને બોલાવીને આજ્ઞા કરી કે, "બહેન! કાલથી તમારે તમારી સાસુને કે સાસરાને નહાવાનું પાણી કાઢી ન આપવું, કે તેમને પૂજાની સામગ્રી પણ તૈયાર કરી ન આપવી, કે જમ્યા પછી પાનસોપારી પણ તૈયાર ન કરી આપવાં અને રાત્રે તેમના પગ પણ ન દાબવા. જો તમને પૂછે તો

કહેજો કે પંડિતજીએ મને તેમ કરવાની શિખામણ આપી છે."

બીજા દિવસથી તે વહુએ પંડિતજીના કહેવા પ્રમાણે કરવા માંડ્યું, ત્યારે શેઠને અને શેઠાણીને લાગ્યું કે વહુમાં આટલો બધો ફેરફાર એકદમ ક્યાંથી ? પછી વહુને પૂછ્યું ત્યારે ખબર પડી કે પંડિતજીએ આમ શીખવ્યું છે; તેથી શેઠ પંડિતજી પાસે ગયા અને બોલ્યા કે, "પંડિતજી ! આપ ડાહ્યા છો, વિદ્વાન છો; છતાં વહુને આવી શિખામણ અપાય ?" પંડિતજીએ કહ્યું કે, "શેઠ ! પત્નીને પતિ એજ ઈશ્વર છે માટે તેણે પતિનીજ પૂજા કરવી જોઇએ અને તેનીજ આજ્ઞા ઉઠાવવી જોઇએ !" શેઠે કહ્યું: "ત્યારે શું શાસ્ત્રમાં એમ લખ્યું છે કે, વહુએ પતિનીજ સેવા કરવી અને સાસુસસરાની ન કરવી ? શું જેઠજેઠાણી કે નણંદ કે સગાંઓની પણ સેવા ન કરવી ?" પંડિતજીએ કહ્યું: "ત્યારે શેઠજી ! શાસ્ત્રમાં શું એમજ કહ્યું છે કે વિષ્ણુની એકલાનીજ સેવા કરવી અને શિવની કે બ્રહ્માની કે રામની કે બુદ્ધની સેવા ન કરવી ? શેઠજી ! પત્નીનો ધર્મ શું છે તે સાંભળો : તેણે પતિની સેવા એકનિષ્ઠાથી કરવી અને સાસુસસરા, જેઠ જેઠાણી, નણંદ તથા બીજાં સગાંઓની સેવા બને તેટલી કરવી. કાંઈ એમ નહિ કે પતિનેજ પરમેશ્વર ગણી તેનીજ સેવા કરવી અને બીજાંઓને ગાળો ભાંડવી. જુઓ, તમારીજ સેવા ન કરી તો તમને કેટલું બધું લાગી આવ્યું ! તેમજ શેઠજી ! તમારે પણ તમારા ઇષ્ટદેવની ભક્તિ દઢતાથી કરવી, પણ બીજા દેવોને નમસ્કાર પણ ન કરવા કે તેનું નામ પણ ન લેવું એ શું વાજબી ગણાય કે ?" શેઠજી શરમાઇ ગયા અને પંડિતજી પાસે માફી માગી કહ્યું કે, "પંડિતજી ! મારી ભૂલ થઇ, આપે કૃપા કરીને આજે મારી આંખ ઉઘાડી છે, હવેથી હું આપની આજ્ઞા પ્રમાણેજ કરીશ." ભાઇઓ અને બહેનો ! પત્ની જેમ પતિની સેવા એકનિષ્ઠાથી કરે છે અને સાથે સાથે સાસુસસરાની અને બીજાં સગાંઓની પણ સેવા કરે છે તેમ આપણે પણ આપણા ઇષ્ટદેવની ભક્તિ દઢતાથી કરવી અને સાથે સાથે સૌ દેવોને પણ નમસ્કાર કરવા.

### લાવણી

એ છે નિરાકાર સાકાર એનો કોઈ નથી પામ્યા પાર. ટેક
ઋષિઓ હાર્યા મુનિઓ હાર્યા, હાર્યા સંત મહંત;
વેદ પુરાણો પાર ન પામ્યા, એવો ઇશ અનંત. એ૦
સહસ્ર અઠ્યાસી સિદ્ધ ચોરાશી, સનકાદિક શુકદેવ;
ભાવ ધરીને ભજન કર્યાની, સૌને જુદી ટેવ. એ૦
રામ કહે, કોઇ કૃષ્ણ કહે, કોઇ દેવી કહે, કોઇ શિવ;
જેવું જેના ગુરુએ ગાયું, તે માને તે જીવ. એ૦
મંત્ર તમારા, ગુરુ તમારા, શાસ્ત્ર અને વળી સેવ;
જ્યાં ફાવે ત્યાં પાપ તજીને, ભજજો જગનો દેવ. એ૦

## રત્ન ૧૭ મું

### જાણતાં અજાણતાં, જાગતાં કે સૂતાં ગમે તે સ્થિતિમાં ઈશ્વરનું નામ લીધાથી લાભ છે.



કેટલાક લોકો એમજ ધારે છે કે નાહ્યા પછીજ પ્રભુનું નામ લેવાય, નાહ્યા પહેલાં નામ લઇએ તો પાપ થાય. વળી કેટલાક એમ ધારે છે કે, લુગડાં પણ ધોયેલાં જોઇએ. વળી કેટલાક એમ ધારે છે કે કોઇ બીજી જાતનો માણસ હોય ત્યારે આપણથી તો બોલાયજ નહિ. વળી કેટલાક એમ માને છે કે, પ્રભુનું નામ તો મનમાંજ બોલાય, તાણીને ન બોલાય. ભાઇઓ અને બહેનો! લોકો ગમે તેમ ધારતા હોય, પણ જો માણસો જરા વિચાર કરીને જોશે અને આપણા થઇ ગયેલા ભક્તોનાં ચરિત્રો જોશે તો તો તરતજ જણાઇ આવશે કે, ગમે તે સ્થિતિમાં પ્રભુનું નામ લીધું હોય તો તે લાભદાયક છે. વાલ્મીકિ જેવા રામને બદલે 'મરા મરા' કહીને પણ તરી ગયા છે; ત્યારે જેઓ શુદ્ધ અંતઃકરણથી રામનામ લેશે તેઓ કેમ તરી ન જાય? અમૃતરસ છે તે કોઇ માણસ જાણીને પીએ કે અજાણતાં પીએ તો તેને ફાયદો કર્યા વિના રહેશેજ

નહિ; તેમ જો પ્રભુના નામરૂપી અમૃત જે જાણતાં કે, અજાણતાં લેશે તો તે તેને લાભ આપ્યા વિના કેમ રહેશે? ધારો કે એક માણસ ગંદાં લૂગડાં પહેરીને ગંગાજીમાં નહાય તો શું ગંગાજી તેને પવિત્ર નહિ કરે? તેણે ગંદાં લૂગડાં પહેર્યાં તેથી ગંગાજી શું પોતાની પવિત્ર કરવાની શક્તિ છોડી દેશે? તેવીજ રીતે જો કોઈ માણસ ગંદાં લૂગડાંથી પ્રભુને ભજે તો શું પ્રભુ તેને પોતાનો નહિ ગણે? જેટલા બધા ભક્તો થઇ ગયા છે તે બધા ઘરમાં કે શેરીમાં, જાહેર રસ્તામાં કે દેવળોમાં જ્યાં જાય ત્યાં પ્રભુના નામની ધૂન મચાવતા હતા અને તેઓને પ્રભુએ ઉદ્ધારી લીધા છે અને હવે શું પ્રભુનો કાયદો ફરી ગયો છે કે જેઓ ગમે ત્યાં પ્રભુના નામની ધૂન કરે તેઓનો ઉદ્ધાર ન કરવો? પ્રભુને ત્યાં તો કાયદાઓ ફર્યા નથી, પણ કેટલાક મગજના ખસી ગયેલા લોકોએ પોતાના ખિસ્સાના કાયદાઓ કાઢવા માંડ્યાં છે; માટે ભાઇઓ અને બહેનો! બીજાઓના કહેવા ઉપર ધ્યાન ન આપતાં આપણા શાસ્ત્રમાં જે કહેલું છે તે ઉપર ધ્યાન આપો અને જાણતાં કે અજાણતાં, ગમે તે ઠેકાણે ગમે ત્યારે પ્રભુના નામની ધૂન લગાવો, પ્રભુના નામની ધૂન લગાવો.

પદ

જ્યાં લગી આત્મા અંગમાં છે, ત્યાં લગી હરિ હરિ તું કહે. ટેક
હાલતાં હરિ ને ચાલતાં હરિ, ને બેસતાં હરિ તું કહે;
સૂતાં પહેલાં જે સ્મરણ કરે ભાઇ, તેની બોલો જય. જ્યાં૦
લીધા સરીખું નામ હરિનું, લઈ શકે તો લે;
દીધા સરીખું દાન છે અન્નનું, દઇ શકે તો દે. જ્યાં૦
આ રે સંસારિયો સરવે જૂઠો, ને સાચી વસ્તુ બે;
એક તો પુણ્ય બીજું હરિભજન ભાઈ, જીવડાં સમજી લે. જ્યાં૦
દષ્ટ પદારથ સરવે ખોટા, ને આત્મા અખંડ છે;
કીડી થકી તે કુંજર લગણ ભાઇ, કાળચકનો ભે. જ્યાં૦
એક દિન આંગણે દીવા વિવાહ, ને વળી ઢોલ સરણાઇ વાગે;
કહે જીવણ એવો એક દિન આવશે, શમશાનો ધગશે. જ્યાં૦

## રત્ન ૧૮ મું

### ઈશ્વર પાસે આપણાં પાપ કબૂલ કરીએ તો તે પણ આપણને માફ્જ કરશે.



એક રાજા હતો. તે બહુજ દયાળુ અને ન્યાયી હતો અને પોતાના રાજકાજમાં બહુજ પ્રવીણ હતો. પોતાની રૈયતનું ભલું કરવાને તે હમેશાં તત્પર રહેતો અને તન, મન અને ધનનો પણ ભોગ આપીને પ્રજાઉપયોગી કામો કરતો હતો. દરેક ખાતાંઓ તે જાતેજ તપાસતો અને રાત્રે પણ પોતાની પ્રજાની તપાસ કરવા નીકળતો. એક દિવસ ફરતાં ફરતાં તે કેદખાનામાં જઈ ચઢ્યો. ત્યાં આગળ એક પછી એક કેદીને બોલાવીને તે પૂછવા મંડ્યો કે, "તમને અહીં કેદખાનામાં શું કામ કેદ કરવામાં આવ્યા છે? તમે એવો શો ગુનો કર્યો હતો કે તમને અહીંયાં મોકલવામાં આવ્યા?" પહેલાએ જવાબ આપ્યો કે, "સાહેબ! ન્યાયાધીશને મારી ઉપર દ્વેષ હતો એટલે મને અહીં મોકલ્યો છે." બીજાએ કહ્યું: "પોલીસ ઉપરીને મારી સાથે બનતું નથી એટલે મને કોર્ટમાં ઘસડીને ફોકટનો હેરાન કર્યો." ત્રીજાએ કહ્યું કે, "મારા વેરીએ દીવાનને લાંચ આપીને મને ખોટા કેદખાનામાં સપડાવ્યો છે." ચોથાએ કહ્યું કે, "મારી સામે ફરિયાદ કરનાર ધણીએ મારા વકીલને પૈસા આપીને મને ફસાવી માર્યો." પાંચમાએ કહ્યું કે, "મને તો દરબારના ભાયાતે એક તો માર માર્યો અને દરબારની લાગવગ પહોંચાડાવી કેદખાનામાં નંખાવ્યો." છઠ્ઠાએ કહ્યું કે, "મેં ગુનો નહોતો કર્યો, છતાં પોલીસે મને ખૂબ મારીને કોર્ટમાં કબૂલ કરાવ્યું કે ગુનો કર્યો છે અને નિરપરાધી છું છતાં પણ અહીંયાં સડવું પડે છે." એવી રીતે બધા કેદીઓ બીજાઓને માથે દોષ દેવા લાગ્યા. પછી એક કેદી કે જેને જનમટીપ મળી હતી તે આવ્યો. તેને પણ રાજાએ તેવી રીતે પૂછ્યું,

ત્યારે તેણે જવાબ આપ્યો કે, "મારા જેવો ગુનો કોઇએ નહિ કર્યો હોય. મેં જે અપરાધ કર્યો છે તેના પ્રમાણમાં આ શિક્ષા બહુ ઓછી થઈ છે. ન્યાયાધીશે મારી ઉપર દયા કરી, નહિ તો મને તો ફાંસીનીજ શિક્ષા થવી જોઇએ; કારણકે મારું પાપ ખરેખર બહુ મોટું છે." આ સાંભળીને રાજાએ તે ચોરને કહ્યું કે, "તું બહુ લુચ્ચો છે, માટે આ બધા પ્રમાણિક માણસોની સાથે રહેવાને લાયક નથી; તેથી આજથી તું છૂટો છે, તું ગમે તે ઠેકાણે ચાલ્યો જા." પછી કેદખાનામાંથી તેને મુક્ત કરીને રાજાએ કહ્યું કે, "ભાઈ તેં તારા પાપની કબૂલાત કરી અને ન્યાયાધીશનો ન્યાય વાજબી ગણ્યો તેથી હું તને માફી આપું છું; કારણકે તું તારા દોષ કોઇને માથે ઓઢાડતો નથી."

ભાઈઓ અને બહેનો! આપણે સૌ માણસો કાંઈ ને કાંઈ કરેલાં પાપકર્મને લીધે આ સંસારરૂપી કેદખાનામાં પડ્યાં છીએ અને આપણને દુઃખ આવે કે આપત્તિ આવે તો તેનો દોષ બીજાને માથે નાખીએ છીએ; અને ધર્મરાજાનો, બીજા દેવોનો અને ઈશ્વરનો વાંક કાઢીએ છીએ. આમ આપણે કરીએ છીએ એટલેજ પેલા ચોરોની માફક કેદખાનામાં આપણે સબડ્યા કરીએ છીએ, પણ પેલા જનમટીપ પામેલા ચોરની માફક આપણે આપણાં પાપ કબૂલ કરીએ અને ઈશ્વર ને ધર્મરાજા આપણા ઉપર દયા રાખીને વર્તે છે તે જાણીએ, તો તો જનમટીપમાંથી અને કેદખાનામાંથી છૂટીએ એટલે કે જન્મમરણનો ફેરો ટળી જાય અને સંસારમાં ફરીને ન આવવું પડે. માટે ભાઇઓ અને બહેનો! આપણા કર્મ પ્રમાણે આપણને જે સુખદુઃખ આવી પડે, તે શાંતિથી ભોગવી લેવાં જોઇએ અને કરેલાં પાપની પ્રભુ પાસે માફી માગવી જોઈએ. તે દીનદયાળુ આપણને જરૂર માફી આપશે.

પદ

અપરંપાર પ્રભુ અવગુણ મોરા, માફ કરોને મુરારી રે. ટેક
દયા ધરમની વાત ન જાણું, અધરમનો અધિકારી રે;

પાપી પૂરો જૂઠા બોલો, બહુ નિરખું પરનારી રે. અ૦
સાધુ દૂભ્યા બ્રાહ્મણ દૂભ્યા, ભક્ત દૂભ્યા બહુ ભારી રે;
માત પિતા બંનેને દૂભ્યા, ગરીબનકું દીયા ગારી રે. અ૦
ભજન થાય ત્યાં નિદ્રા આવે, પરનિંદા લાગે પ્યારી રે;
મિથ્યાસુખમાં આનંદ વરતું, બહુ રાખું હુંશિયારી રે. અ૦
સંસારસાગરમાં જળ ભરીઓ, સઘળે ભરીઓ ભારી રે;
તુલસીદાસ ગરીબનકી વિનતિ, અબ તો લિયોને ઉગારીરે. અ૦

## रत्न १९ मुं

### મૂળે ઈશ્વર એક છે; માત્ર જુદાં જુદાં સ્વરૂપને લીધે જુદા જુદા ધર્મવાળાઓ તેને નામ જુદાં આપીને લડે છે.



મૂળે ઈશ્વર તો એકજ છે, પણ જ્યારે જ્યારે ઈશ્વરને અવતાર લેવાની જરૂર પડે છે, ત્યારે ત્યારે તે તે સમયને અનુસરીને પોતે પોતાના ભક્તોએ ચિંતવેલાં સ્વરૂપો ધારણ કરે છે; પણ આપણે હજી અજ્ઞાની હોવાથી તેની અકળ કળાને સમજતા નથી અને માત્ર બહારનાં સ્વરૂપ જુદાં હોવાથી લડી મરીએ છીએ. એક પંથવાળા કહે છે કે, અમારો પંથ સાચો અને અમે જે દેવને માનીએ છીએ તેજ પ્રભુ છે, બીજા નહિ. બીજા પંથવાળા પોતાના પંથને શ્રેષ્ટ માને છે અને બીજા બધાને ઊતરતા ગણે છે. વળી ત્રીજા પંથવાળા પોતાના પંથને ઉત્તમ માનીને બીજા બધાને હલકા ગણે છે. એવી રીતે અનેક પંથવાળા અને અનેક ધર્મવાળાઓ પોતાનોજ કક્કો સાચો માને છે અને બીજાનો ખોટોજ ગણે છે; પણ જેઓ સમજુ છે, જેઓ જ્ઞાની છે, જેઓ ઉપર પ્રભુની પૂર્ણ દયા છે, જેઓ સત્સંગીઓ છે અને જેઓને સાચા ગુરુ મળ્યા છે તેઓ તો એમજ માને છે કે, મૂળે ઈશ્વર એકજ છે. આપણે

અહીંનાજ દાખલાઓ લોને. મૂળે ખાંડ એક છે, પણ તેમાં-થી જુદી જુદી જાતનાં રમકડાંઓ બની શકે છે. ખાંડમાંથી હાથી, ઘોડા, પાલખી, દેવ, માણસ, મુસલમાન, અંગ્રેજ, પારસી, હિંદુ વગેરેનાં પણ રમકડાં બની શકે છે. દેખાવમાં જુદાં જુદાં લાગે છે; પણ અંતે તો તે ખાંડ છે. વળી મૂળે સુવર્ણ તો એક છે; પણ તેમાંથી કડાં, કલ્લીઓ, કાંટા, માળા, વીંટી, કંદોરા વગેરે ઘણી જાતના ઘાટ બનાવી શકાય છે; તો તે બધાં સુવર્ણનાં જુદાં જુદા સ્વરૂપો છે; તેમજ વળી મૂળે માટી તો એક છે, પણ તેમાંથી ગોળા, ગોળીઓ, લોટકાં, કોઠીઓ, કોડિયાં, હાંડલાં વગેરે અનેક વાસણો બનાવી શકાય છે, પણ મૂળ જો જોઇએ તો તે બધા માટીના જુદા જુદા ઘાટ છે. ભાઈઓ અને બહેનો ! આવીજ રીતે મૂળે ઈશ્વર તો એક-જ છે, પણ તેમને યોગ્ય લાગે એવાં રૂપો તે ધારણ કરી શકે છે, તો આપણે શા માટે તેના એક રૂપને પૂજવું અને બીજા રૂપની સામું પણ ન જોવું ? શા માટે એક રૂપની સ્તુતિ કરવી અને બીજા રૂપની નિંદા કરવી ? અને શા માટે એક રૂપ ઉપર પુષ્પ ચઢાવવાં અને બીજા ઉપર ધૂળ ઉડાડવી ? આ કાંઈ ભક્તોનાં કે હરિજનોનાં લક્ષણ હોય નહિ. માટે ભાઈઓ અને બહેનો ! જો પ્રભુના પદને પામવું હોય, પ્રભુના નિમકહલાલ થવું હોય અને મોક્ષધામમાં જવું હોય તો રૂપની તકરાર ન કરતાં બધા દેવને નમો, બધા દેવને સરખા ગણી નમસ્કાર કરો.

મનહર છંદ

અંગરેજો કહે ઇસુખ્રિસ્ત ખરો તારનાર,
પ્રભુનો છે પુત્ર અમે ભાવે તેને ભજિયે;
આર્ય જનો કહે ખરા ઈશ્વરી અંશાવતાર,
રામ કૃષ્ણાદિક અમે તેને કેમ તજિયે;
મહમદીયન કહે મહમદ એજ ખરો,
પારસીઓ કહે અમે પાવકને પૂજિયે;
શી રીતે મમત તજી સર્વ એકમત થાય,

સૌને સાચા કહ્યા વિના સંપ કેમ સજિયે. ૧
કોઈ કહે મહમદ સાથે ખુદા બોલતો ને,
કોઈ કહે જરથોસ્ત સાથે કરતો વાત;
કોઇ કહે ઈશુ સાથે કરતો અનેક વાતો,
કોઇ કહે રામકૃષ્ણ રૂપે તે વિચરતો;
કોઈ કહે અરબી લિપિમાં લખતો તે લેખ,
કોઈ કહે એ તો વાણી વેદની વાપરતો;
કોઇને ન જૂઠા કહું કહે દલપતરામ,
દિલ કોઈનું દુઃખાવવાથી રહું હું ડરતો. ૨
બૌદ્ધમતવાળાઓને કહીએ જો બુદ્ધિહીણ,
તેત્રીસ કરોડ ચીના શું પશુ પ્રમાણ છે?
મુસલમાની ઇરાની અરબો માને છે મત,
યૂરોપ આખો તે ખ્રિસ્તી ધરમની ખાણ છે;
હિંદુ હજારો લોક, જરથોસ્તી જન ઘણા,
કેને કેને કહીએ કે એ બધા અજાણ છે;
કહે દલપતરામ જુદાં જુદાં પડયાં નામ,
સર્વનો પ્રભુ છે એક ખાલી ખેંચતાણ છે. ૩

## રત્ન ૨૦ મું

### પ્રભુનામની મહત્તા



એક રાજા હતો. તે રજોગુણી અને ક્રોધી હતો. એક વખત તેના દરબારમાં એક પરદેશી બ્રાહ્મણ આવી ચઢ્યો. તેણે રાજાને વિનતિ કરી કે, "મારે કન્યાદાન દેવું છે તો આપ મને કાંઇક મદદ કરો." રાજા એ વખતે જરા ક્રોધમાં હતો, એટલે કહ્યું કે, "મહારાજ! તમારા જેવા ઘણા જોગટા આવે છે; છો તો અલમસ્ત જેવા! કહો તો કાંઈ ઉદ્યમે વળગાડું; આમ માગી માગીનેજ દેશનું સત્યાનાશ વાળી નાખ્યું."

આ સાંભળીને મહારાજ પણ તપી ગયા અને બોલ્યા કે, "જુઓ તો દેશનાં દુર્ભાગ્ય કે આવા રજોગુણી અને ક્રોધી રાજા થયા છે ! પ્રજાની સંભાળનું તો નામજ નહિ, બસ આખો દિવસ નાયકાના નાચરંગમાં અને નાના નાના ગરીબ નિરપરાધી સસલા જેવાના શિકાર કરવામાંજ મસ્ત રહે છે. રાજ્યના કામકાજમાં તો પૂતળા જેવાજ છે." બ્રાહ્મણનાં આ વચન સાંભળીને રાજા એકદમ ઊભો થયો અને તલવાર કાઢી બ્રાહ્મણને ત્યાં ને ત્યાં મારી નાખ્યો. સભામાં હાહાકાર થઈ રહ્યો. સૌ એકબીજાની સામુંજ જોઇ રહ્યા. રાજા ત્યાંથી એકદમ પોતાના ઓરડામાં જતો રહ્યો અને બીજા અમલદારોએ તે બ્રાહ્મણની લાશ ઠેકાણે પડાવી અને તેના કુટુંબના નિર્વાહ માટે બંદોબસ્ત કર્યો તથા તેની કન્યાને પરણાવી દીધી.

હવે આ બાજુ રાજાને બહુજ પસ્તાવો થયો કે, "મેં બહુ ભૂંડું કર્યું. ગરીબ બ્રાહ્મણને મારી નાખ્યો એ તો બહુજ વિપરીત થયું. હવે શું કરવું ?" પછી રાજાએ બ્રાહ્મણોને તથા રાજ્યના અમલદારોને બોલાવીને કહ્યું કે, "આ રાજ્યનું હવે મારે કામ નથી. હું હવે વનમાં જઇને મારા પાપને વાસ્તે પ્રભુની પાસે માફી માગતો ફરીશ અને ભજનજ કરીશ." પછી તેણે બ્રાહ્મણોને કહ્યું કે, "મહારાજ ! આ મારા પ્રાયશ્ચિત્ત વાસ્તે કાંઇ ઉપાય હોય તો કહો." ત્યારે તેઓએ કહ્યું કે, "તમે રામદાસ બાવાના આશ્રમે જજો; તે અહીંથી વીસ ગાઉ દૂર આવેલા રામેશ્વરના મંદિર પાસે રહે છે. તે આપને પ્રાયશ્ચિત્તનો ઉપાય જરૂર બતાવશે." પછી રાજકુંવરને તથા દીવાનને રાજ્યકારભાર સોંપીને તે ત્યાંથી નીકળી ગયો. પૂછતાં પૂછતાં તે ત્યાં ગયો, પણ ત્યાં આગળ રામદાસ નહોતા પણ તેમનો શિષ્ય હતો. રાજાએ તે શિષ્યને પોતાની હકીકત કહી દેખાડી ત્યારે તેણે કહ્યું કે, "રાજાજી ! તે પ્રાયશ્ચિત્તનો ઉપાય બહુ સહેલો છે કારણકે તમને તેનો પસ્તાવો પૂરેપૂરો થયો છે; માટે તમને પ્રભુના જે નામ ઉપર પ્રીતિ હોય, તમને જે નામ સહેલું

લાગતું હોય, તે નામ માત્ર ત્રણ વાર લેશો એટલે તમારૂં પાપ ધોવાઇ જશે." આમ વાતચીત ચાલે છે એટલામાં રામદાસ આવી પહોંચ્યા. તેમણે બધી હકીકત સાંભળી પોતાના શિષ્યને ઠપકો આપી કહ્યું કે, "તેં બહુજ ભૂંડું કર્યું. પ્રભુના નામને તેં વગોવ્યું; કારણકે પ્રભુના નામમાં એવું બળ છે, તેમાં એવી શક્તિ છે કે તે એક વાર પણ જો પ્રેમથી લીધું હોય તો કોટી પાપોને બાળી નાખે છે! તેં આ રાજાને એમ કહ્યું કે, પ્રભુનું નામ ત્રણ વાર લેવું જોઇએ; માટે તું ગુહક નામનો ભીલ થઇશ અને તને ત્યાં ખાતરી થશે કે, પ્રભુના નામમાં કેટલી મહત્તા છે." પછી રાજાએ પ્રેમથી એક વાર પ્રભુનું નામ લીધું કે તેને સાક્ષાત્ પ્રભુનાં દર્શન થયાં અને તે પાપથી મુક્ત થયો.

૫૬

ગજરાજ કહા ધર્મ નેમ કીયો, કહા વેદ પુરાણ પઢી ગુણકા;
અજામેલ કહા આચાર કિયો, [૧]નિશવાસર પાન સુરાપનકા.
એક વ્યાધ કહા જગ[૨] જાપ કિયો, જહુતો બહુ જીવનકો હનકા;
અઘ મેરુ સમાન જલે તુલસી, હરિનામ હુતાશન કો કણકા.
સબ પાપ પુરાળ[૩] કો પુંજ ભયો, હરિ નામ હુતાશન કો કણકા?
પલમેં પુર જારરૂ[૪] પાર કરે, નહિ નેકવ[૫] રૈરવ[૬] રહે તનકા.
હરિનામ સદા પરતાપ ઇસો, ભજ પુંજ મનોરથ લે મનકા;
રાધોદાસ પુરાતન શાખ સુનો, અજામેલ દેખો પુનવા ગણિકા.
દુજ એક અજામેલ ચેત સમે, જમકે જમદૂત ન આગ ગહ્યો[૭];
ભયભીત મહાઅતિ આતુર હોઇ, સુત હેત નારાયણ નામ લિયો.
જબસે તન આપ સહાય કરી, ગહ્ય[૮] ભેદ સો દૂત ન દેહ દયો[૯];
માધોદાસ કહે પ્રભુ પુરણ હે, હરિ કે સમરે અઘ નાહી રહ્યો.

ભાઇઓ અને બહેનો! પ્રભુના નામની મહત્તા તો જુઓ! પ્રભુના મંગળમય નામે ઘણાઓનો ઉદ્ધાર કર્યો છે, પ્રભુના નામે ઘણાને તાર્યાં છે, પ્રભુના નામથી ઘણાએ સ્વર્ગનાં સુખડાં ભો-

---

૧ રાત્રિદિવસ. ૨ જગત. ૩ પરાળ. ૪ ગામ વાળીને. ૫ જરા. ૬ પાપ. ૭ પકડયો. ૮ જાણીને. ૯ માર્યો.

ગણ્યાં છે, પ્રભુનું નામ એ સ્વર્ગની કૂંચી છે, પ્રભુનું નામ સ્વર્ગનું વિમાન છે અને પ્રભુનું નામ એ સ્વર્ગની સીડી છે; માટે પ્રભુનું નામ પ્રેમથી લો, પ્રભુનું નામ પ્રેમથી લો.

## રત્ન ૨૧ મું

### ઈશ્વરનાં સાક્ષાત્ દર્શન




શીમાં એક પ્રેમદાસ કરીને વાણિયો હતો. તેનામાં નામ પ્રમાણેજ ગુણ હતા એટલે કે તેનામાં પ્રેમ ઘણો હતો. તે સવારમાં સ્નાનપૂજા કરી મંદિરે જતો તથા કથાવાર્તા સાંભળતો અને પછી દુકાને જઇને પોતાનો ધંધો કરતો. વળી સાંજ પડે કે પાછો દેવદર્શને જાય અને રાત્રે પણ ભગવદ્વાર્તા થતી હોય ત્યાં જાય. તે સાધુસંતની પણ સેવા બહુ કરતો. એક દિવસ તેના એક મિત્રે તેને ખબર આપી કે, ગંગાના રામઘાટ ઉપર એક સાધુ આવીને કાલના ઉતર્યા છે. મૂર્તિ દર્શન કરવા જેવી છે; માટે તમે ત્યાં જજો. રામદાસને તો ભાવતું હતું ને વૈદે કહ્યું તેમ થયું, એટલે થોડાં ફળફૂલ લઇને તે ત્યાં ગયો અને મહારાજને ધરીને ત્યાં બેઠો. થોડી વાતચીત કરીને ત્યાંથી રજા લીધી. પછી તે દરરોજ તે સાધુ પાસે જાય અને તેને જે જોઇએ તે તે લાવી આપતો. જ્યારે તે સાધુને ત્યાંથી બીજે ગામ જવાને થોડા દિવસ હતા ત્યારે તેણે પ્રેમદાસને કહ્યું કે, "ભાઇ! તેં મારી બહુ સેવા કરી છે, હું તારી ઉપર પ્રસન્ન થયો છું; માટે એક વરદાન માગી લે." પ્રેમદાસે કહ્યું કે, "મહારાજ! મને કાંઈ ગામગરાસ જોઇતાં નથી, કે નથી પુત્રપરિવાર જોઇતા કે નથી ધનમાલ જોઇતા. મને ઘણા દિવસથી એમ છે કે જો મને ઈશ્વરનાં સાક્ષાત્ દર્શન થાય તો બસ; માટે મહારાજ! મારા ઉપર દયા કરીને મને ઇશ્વરનાં દર્શન કરાવો." મહારાજે કહ્યું કે,

"ઠીક, ત્યારે સાંભળ. તનેઈશ્વરનાં પ્રત્યક્ષ દર્શન હું પરમ દિવસે બાર વાગે કરાવીશ. તારે ત્યાં તું પરમ દિવસે બ્રાહ્મણો જમાડવાનો છે, તે દિવસેજ તેઓ ત્યાં બાર વાગે આવશે."

આ સાંભળીને પ્રેમદાસ તો ગાંડા જેવો થઈ ગયો અને મહારાજના પગમાં આળોટવા મંડી પડ્યો. પછી તે ઘેર ગયો અને બ્રાહ્મણોને જમાડવાની તૈયારી મોટી ધામધૂમથી કરવા મંડી પડ્યો. સાક્ષાત્ ઈશ્વર પધારવાના હતા તેથી તે બહુજ શોભા કરવા મંડી પડ્યો. નીમેલે દિવસે ભોજનની બધી તૈયારી દશ વાગ્યામાં તો થઇ ચૂકી અને અગિયાર વાગે નોતરેલા બ્રાહ્મણો પીતાંબર પહેરીને તથા ટીલાંટપકાં કરીને આવી પહોંચ્યા. બ્રાહ્મણોની પંગત બેસાડી દીધી અને પતરાળીઓ પણ હારબંધ પડી ગઇ. પછી જુદી જુદી જાતનાં શાક, રાયતાં તથા અથાણાં પીરસી દીધાં. પછી લાડુ પણ આવવા માંડ્યા ને અર્ધી પંગતમાં પિરસાઇ રહ્યું ત્યાં બરાબર બારના ટકોરા થયા; અને બીજી અર્ધી પંગતમાં પિરસાય છે ત્યાં એક વૃદ્ધ માણસ આવ્યો. તેના નાકમાંથી લીંટ ચાલ્યું જતું હતું, આંખમાં ચીપડા ભર્યા હતા, ડોકમાં જાડા દોરડા જેવી મેલી જનોઇ હતી, ડોકમાં માળાનું તો નામજ નહિ, તેમ કપાળમાં ભસ્મ કે ટીલું પણ નહોતું અને અબોટિયાને બદલે જાડું પાણકારૂં પહેર્યું હતું; તેના પગ થરથર ધ્રૂજતા હતા, લાકડીના ટેકાએ કરીને તે થથૂંબતો થથૂંબતો પંગતમાં આગળ ચાલી આવ્યો, એટલે બ્રાહ્મણો ઊભા થઇ ગયા અને રાડે રાડ પાડી તેને મારવા મંડ્યા અને ગાળો ભાંડવા લાગ્યા કે, "અમારૂં બધું ભોજન અપવિત્ર કરી નાખ્યું." તે વૃદ્ધે કહ્યું કે, "ભાઇઓ! હું બ્રાહ્મણ છું. આપ મારાથી શી રીતે અભડાઓ?" ત્યારે તેઓ તેને વધારે મારવા લાગ્યા. કોઇએ ઢીંચણિયાં ઉપાડ્યાં, તો કોઇએ ક્રીટાનાં લાકડાં ઉપાડ્યાં, તો કોઇએ પગમાંનાં પાવલાં કાઢ્યાં અને કોઇએ તો કળશિયા ઉપાડ્યા અને રાડે રાડ પાડી બોલવા લાગ્યા કે, "એ હરામખોરને પૂરોજ કરી

નાખો. એણે આપણું સત્યનાશ કાઢી નાખ્યું. વળી લુચ્ચો કહે છે કે હું બ્રાહ્મણ છું; પણ બ્રાહ્મણનાં લક્ષણ તો જુઓ !" આ ગરબડ ચાલતી હતી એટલામાં પ્રેમદાસ દોડી આવ્યો અને પેલા વૃદ્ધને ઠપકો આપીને કાઢી મૂક્યો. તે બિચારો લોહીલુહાણ થઇ ગયો હતો અને પૂરૂં ચાલી પણ નહોતો શકતો, તોપણ તેઓએ તેને ત્યાંથી હાંકીજ કાઢ્યા. પછી બ્રાહ્મણો મોઢા આગળની ચાર પાંચ પાતળો નખાવી દઇને નિરાંતે ભોજન લેવા બેસી ગયા.

જમણવાર ઊકલ્યા પછી પ્રેમદાસ પેલા સાધુ પાસે ગયો તો ત્યાં આગળ તે સાધુની ઝૂંપડી બહારથી બંધ હતી અને અંદર નીચે પ્રમાણે વાતચીત ચાલતી હતી; તે વાતચીત સાંભળવાને પ્રેમદાસ બહાર ઊભો રહ્યો અને બેમાંથી એકનો સાદ તો તે સાધુનો હતો અને બીજો પેલા લોહીલુહાણ થયેલા વૃદ્ધનો હોય એમ તેને લાગ્યું.

સાધુ બોલ્યોઃ—પ્રભુ ! આપને મેં ત્યાં મોકલ્યા અને ત્યાં તમારા આવા હાલ થયા ! હાય હાય ! મહારાજ, મેં આપનો મોટો અપરાધ કર્યો છે તે ક્ષમા કરજો.

વૃદ્ધ બોલ્યોઃ—નહિ નહિ, સંતજી ! હું તો ભક્તોનો સદા દાસ છું. એમાં કાંઇ તમારો દોષ નથી. એ તો આજના જમાનાનીજ ખૂબી છે. વળી મને કાંઈ ઝાઝું વાગ્યું પણ નથી; કારણ રાવણની સામે મેં લડાઈ કરી હતી અને તેમાં જે ઘા વાગ્યા હતા તેના પ્રમાણમાં આ શું છે ? માટે તમે દિલગીર ન થાઓ. લો, હવે તમે બેસો અને વળી કાંઈ કાર્ય હોય તો મને બોલાવજો.

વાતચીત એકદમ બંધ પડી ગઈ અને મહારાજે બારણું ઉઘાડ્યું. પ્રેમદાસ અંદર ગયો અને જુએ તો ત્યાં કોઇ નહિ. પછી તેણે કહ્યું કે, "મહારાજ ! આજે કાંઇ ઈશ્વર તો આવ્યા નહિ, હું તો વાટ જોઇ જોઇને થાકી ગયો." સાધુએ કહ્યુંઃ "ભાઇ !

તું હજી યોગ્ય નથી થયો. ઈશ્વર તો તારે ત્યાં આવ્યા હતા અને હમણાં મારી પાસે આવીને પાછા પધારી ગયા છે. તેં જે વૃદ્ધને હડધૂત કરીને કાઢી મૂકયા તેજ ઈશ્વર. ભાઈ! ચાર હાથ અને શંખ, ચક્ર ને ગદા ધારણ કરે તોજ ઈશ્વર ગણાય! ઈશ્વર તો ગમે તે રૂપમાં દર્શન દે છે. ગમે તો કાળી થાય, ગમે તો દુકાળિયા થાય, ગમે તો ડોશી થાય અને ગમે તો રોગી પણ થાય. માટે ભાઇ! દરેકમાં ઈશ્વર છે અને દરેક ઈશ્વરનું રૂપજ છે, એમ જાણીને તેની સાથે ન વર્તીએ તો પછી શંખ-ચક્રવાળા ઈશ્વરનાં દર્શન ક્યાંથી થાય? શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે, "સમાન વૃત્તિ રાખો. ચાંડાળમાં પણ હું છું, રાજામાં પણ હું છું, કૂતરામાં પણ હું છું અને પંડિતમાં પણ હું છું; માટે દરેકને નમતાં શીખો, દરેકને ભાઈની પેઠે ગણતાં શીખો."

૫૬

તુલસી યા જગ આયકે, સબસે મીલચે ધાય;
ક્યા જાનું ક્યા વેશમેં, નારાયણ મીલ જાય.

## રત્ન ૨૨ મું

### જેવા પૈસા ખર્ચશો, તેવી જગ્યા તમને મળશે.




પણે નાટક જોવા કે સરકસ જોવા જવું હોય ત્યારે, પહેલાં તો તેની જાહેર ખબર વાંચીએ છીએ. તેમાં લખેલું હોય કે સરસ ગાદી જડેલી અને પછવાડે ઓઠીંગણવાળી ખુરશીનો ભાવ દોઢ રૂપિયો, નેતરવાળી ખુરશીનો એક રૂપિયો, પાટિયાવાળી ખુરશીના બાર આના, બાંકડાના આઠ આના અને ભોંય ઉપર બેસવાના ચાર આના. વળી તેમાં લખ્યા પ્રમાણે મોટા દરવાજામાં પેસતાં ટિકિટ બતાવવી પડે અને અંદર પણ માણસ ટિકિટ જોઇને તમે પૈસા ખર્ચ્યા હોય તે પ્રમાણે જગ્યા આપે. વળી તેવીજ

રીતે રેલવેમાં પણ છે. જો સારી પહેલા વર્ગની ગાડી કે જેમાં સરસ કમાનવાળી ગાદી હોય, જેમાં ઉપર અભરાઇઓ હોય, પાયખાનાની સગવડ હોય, બહાર ગેલેરીમાં પણ ખુરશી હોય, ટટ્ટી પણ નાખી દીધેલી હોય, તેવામાં જો બેસવું હોય તો એક માઇલે બાર પાઈ ખર્ચવી પડે. તેથી ઊતરતા વર્ગની ગાડી એટલે કે બીજા વર્ગની ગાડી કે જેમાં સાદી ગાદી હોય અને પાયખાનાની સગવડ હોય એવામાં જો બેસવું હોય તો એક માઇલે છ પાઇ ખર્ચવી પડે. વળી એથી ઊતરતી ગાડી એટલે કે વચલા વર્ગની ગાડી કે જેમાં માત્ર પાટિયાંજ જડેલાં હોય અને પાયખાનાની સગવડ હોય, એવામાં જો બેસવું હોય તો એક માઇલે ત્રણ પાઈ ખર્ચવી પડે. વળી એથી ઊતરતા વર્ગમાં એટલે કે ત્રીજે ક્લાસ કે જેમાં સૌને ઘેટાં-ની પેઠે પૂરવામાં આવે છે અને જેમાં પાયખાનાની બિલકુલ સગવડ નહિ તેમાં જો બેસવું હોય તો એક માઇલે પોણાત્રણ પાઇ ખર્ચવી પડે. એ તો જેવા પૈસા ખર્ચો તેવી જગ્યા મળે. હોટેલોમાં પણ જેવા પૈસા ખર્ચીએ તેવો માલ મળે. એક પૈસાવાળો કપ માગો તો એક પૈસાવાળો અને બેવાળો માગો તો જરા વધારે દૂધવાળો અને ચારવાળો માગો તો જરા વધારે ટેસ્ટદાર ચાનો કપ મળે. મીઠાઇવાળા પાસે જાવ કે ફૂલવા-ળા માળી પાસે જાવ; શાકમારકિટમાં જાવ કે કાપડમારકિટમાં જાવ; રેલવેમાં, નાટકશાળામાં કે જ્યાં જાવ ત્યાં જેવા પૈસા ખર્ચો તેવો માલ મળશે. અથવા બીજે ક્યાંય પણ જ્યાં અંધેર નથી, ત્યાં કોઈની લાગવગ ચાલતી નથી. ત્યારે ભાઈઓ અને બહેનો ! પ્રભુના રાજ્યમાં શી રીતે અંધેર હોઇ શકે ? પ્રભુનું રાજ્ય જે કાંઇ આપણે ત્યાં કેટલાક રાજાઓનાં રાજ્ય છે એવું પોપાબાઇનું રાજ્ય નથી, કે કોઈ પોલું દેખીને પેસી જાય; તેમ ત્યાં કોઈની લાગવગ ચાલે તેમ નથી કે ત્યાં કોઇની ભલામણની ચિઠ્ઠી ચાલે તેમ નથી. ત્યાં પણ જેવા પૈસા ખર્ચ્યા હશે તેવી જગ્યા મળશે; એટલે કે જેવાં પુણ્ય કર્યાં હશે, ધર્મ-

દાન કર્યાં હશે, તેવું સુખ સ્વર્ગમાં મળશે. માટે ભાઈઓ અને બહેનો ! સ્વર્ગમાં સુખડાં ભોગવવાં હોય, સ્વર્ગનો આનંદ પામવો હોય, સ્વર્ગમાં સારી જગ્યા મેળવવી હોય, તો ગરીબો-ને દાન આપો, અનાથોનું રક્ષણ કરો, લૂલાંપાંગળાંઓ વાસ્તે આશ્રમો બાંધો અને સર્વનું કલ્યાણ થાય તેમ કરો.

કાનડો

જીવ અંતકાળનું ભાતું, શું સાથે લીધું તાતું. જીવ૦
ગામગમતર બે દિન રહેવા, ભાતું સુંદર થાતું;
અંતકાળ ગામતરે ભાતું, જે લીધું તે ગાતું. જીવ૦
મરણ મહા ગામતરૂં જાણી, ઝાઝું ભાતું ચ્હાતું;
તે ભાતું ત્યાં કામ આવશે, તે વિણ મળશે લાતું. જીવ૦
અંતકાળ ભાતું ચ્હાતું તો, હરિચરણમાં ધાતું;
કહે ભગવાન હરિરસ પીને, જગતસુખ કર જાતું. જીવ૦

---

## रत्न २३ मुं

### આપણે બીજી બધી તૈયારી અગાઉથી કરી રાખીએ છીએ, પણ મોતની તૈયારી અગાઉથી કરી રાખતા નથી.



આપણે જ્યારે ન્યાતવરામાં જમવા જવું હોય ત્યારે બેચાર કલાક અગાઉથીજ નાહવા-ધોવા મંડી પડીએ છીએ અને સારાં સારાં લુગડાં પહેરવાની તૈયારી કરી મૂકીએ છી-એ. ગાર્ડનપાર્ટી કે વરઘોડામાં જવું હોય તો ત્યાં પણ જવાને એક કલાક અગાઉથી બધી તૈયારી થાય છે. આપણે ત્યાં લગ્નપ્રસંગ હોય ત્યારે તો પંદર દિવસ અગા-ઉથી વડી, પાપડ, ખેરો તથા સેવની તૈયારીઓ થાય છે અને ઘરને ધોળાવવાની, રંગ લગાડવાની, હાંડીઓ—ઝુંમર સાફ કરા-વવાની પણ તૈયારીઓ થઈ જાય છે; તેવીજ રીતે કોઇ માણસ

મરવાની અણી પર હોય ત્યારે તે મર્યા અગાઉથીજ માણસો ગણતરી કરે છે કે, આની આટલી ન્યાત થશે અને ફલાણી ફલાણો ચીજો થશે. વળી તેને બાળી આવ્યા હોય ત્યાંથીજ દહાડાની તૈયારીઓ ચાલુ કરવામાં આવે છે; તેવીજ રીતે ગ્રહણ આવવાને હજી થોડા દિવસની વાર હોય, ત્યાં તો ઘરમાંથી જે અભડાય એવું હોય તે તરત ખાવા મંડી પડે છે અને જે વખતે ગ્રહણ થવાનું હોય ત્યારે મેલાં લૂગડાં પહેરવાની તૈયારીઓ થાય છે. કોઇને બહારગામ જવું હોય તો આઠદસ દહાડા અગાઉથી મુહૂર્ત જોવડાવે છે અને નીકળવા અગાઉ બે ચાર દિવસથી તો બધી તૈયારીઓ કરી મૂકે છે. કોઇ મહેમાનને આપણે ત્યાં જમવાનું કહ્યું હોય તો વહેલા ઊઠીને અગાઉથી તડામાર તૈયારી કરવા મંડી પડીએ છીએ; કોઈનું કાટલું કઢાવવું હોય તોપણ પહેલેથીજ બધી વેતરણ કરી મૂકવામાં આવે છે; કોઇ ગવર્નરનું આગમન થવાનું હોય તો રાજાઓ એક મહિના અગાઉથી ગામમાં ધજાપતાકા ચોઢાવી દે છે અને રસ્તાઓ તથા બંગલાઓ પણ સાફસૂફ કરાવી રાખે છે. આવી રીતે આપણે નજીવી ચીજો માટે અગાઉથી તૈયારી કરી મૂકીએ છીએ, પણ કાળને વાસ્તે પહેલેથી તૈયારી કરી નથી રાખતા. કદાચ કોઈ એમ કહેશે કે, "ઉપર કહેલી બધી ચીજોની આપણને પહેલેથી ખબર હોય છે, પણ કાંઈ કાળની ખબર હોતી નથી." પરંતુ ભાઇઓ અને બહેનો! ઉપર ગણાવેલ બધી ચીજોની ખબર તો આપણને બહુ બહુ તો બે મહિના અગાઉ મળે છે; પણ કાળની ખબર તો આપણે જન્મ્યા ત્યારથીજ મળે છે. શાસ્ત્રો અને ઋષિમુનિઓ પોકારી પોકારીને કહે છે કે, જન્મ્યા તે તો જરૂર મરવાનાજ. કાળ કોઇને મૂકતો નથી; પણ આપણે તેની દરકારજ ક્યાં કરીએ છીએ ? જો દરકાર કરતા હોઇએ તો તો સમજ્યા ત્યારથી સવાર ગણીને કાંઇ દાનધર્મ કરવું જોઇએ, પરમાર્થ કરવો જોઈએ અને પ્રભુને સ્મરવા જોઇએ. ઉપર કહેલી બધી તૈયા-

રીઓ અગાઉથી નહિ કરીએ તો કાંઇ નુકસાન ખમવું પડે તેમ નથી; પણ જો કાળને માટે અગાઉથી તૈયારી નહિ કરી રાખીએ તો નરકમાંજ ગબડવું પડશે. માટે ભાઇઓ અને બહેનો ! આપણે જેમ બધી તૈયારીઓ અગાઉથી કરી રાખીએ છીએ, તેમ કાળની પણ તૈયારી અગાઉથી કરી રાખવી જોઇએ; કારણ કાળ ક્યારે આવશે તેની ખબર નથી; માટે દર પળે અને દર ઘડીએ પુણ્યદાન કરો અને હરિને સ્મરો.

૫૬

તારા મનમાં જાણે છે મરવું નથી રે, એવો નિશ્ચય કર્યો નિરધાર,
તેમાં ભૂલી ગયો ભગવાનનેરે. ટેક
ધન દોલત નારી ને ઘણા દીકરા રે (૨) ખેતીવાડી ગાડી ને દરબાર;
મેડી મંદિર ઝરૂખા ને માળિયાં રે (૨) સુખદાયક સુંદરસેજ. તેમાં૦
ગાદી તકિયા ને ગાલમશુરિયાં રે(૨)અતિ આડ કરે છે એજ. તે૦
નીચી ખાંધ કરીને નમતો નથીરે(૨)એવું સાધુ સંગાથે અભિમાન;
વનમાળી મોહનજીની મૂર્તિ રે(૨)તેની સાથે ન લાગેલ તાન. તે૦
પાપ અનેકજન્મનાં આવી મળ્યાંરે(૨)તારી મતિમલિન થઇ મંદ;
દેવાનંદના વહાલાનેવિસરીગયોરે(૨)તારેપડ્યોગળેજમફંદ. તે૦

---

## રત્ન ૨૪ મું

### ૬૭ શ્રદ્ધા



એક રાજા એક વખત ઘોડા ઉપર બેસીને ફરવા નીકળેલો. ફરતાં ફરતાં જંગલમાં ભૂલો પડી ગયો. રસ્તો કેમે કરી જડે નહિ અને ભૂખ પણ બહુજ લાગેલી. પછી ભટકતાં ભટકતાં એક મોટા છાંયડાવાળા ઝાડ પાસે તે આવી ચઢયો અને તે ઝાડ પાસે એક તળાવડી હતી, તેથી ત્યાં પોતાના ઘોડા ઉપરથી તે નીચે ઊતર્યો, ઘોડાને ચરવા છૂટો મૂકી દીધો અને પોતે આસપાસ પડેલાં

ફળ વીણવા મંડયો. થોડાં ફળ ખાધાં તે તેને અમૃત સરખાં લાગ્યાં. પછી તરસ લાગી તે છિપાવવાને પોતાના ઘોડા સાથે તળાવડી પર ગયો. પછી પોતે પાણી પીધું અને ઘોડાને પાણી પાઇ જરા ધમારીને પાછા વૃક્ષ નીચે આવીને તેણે થોડી વાર આરામ લીધો. બાદ તે ઘોડા ઉપર બેસીને રસ્તાની શોધમાં ફરે છે, એટલામાં તો તેણે છેટેથી ધુમાડાના ગોટા જોયા; તેથી તેને આશ્ચર્ય લાગ્યું કે, આવા જંગલમાં આ ધુમાડાના ગોટા ક્યાંથી ! એમ વિચાર કરીને તે તે તરફ ચાલ્યો અને જ્યારે તે ધુમાડાની પાસે આવી પહોંચ્યો ત્યારે તેને કોઇ તપસ્વી હોમ કરી રહ્યા હોય તેમ જણાયું. તે ઘોડા ઉપરથી નીચે ઊતરી પડયો અને મહારાજની પાસે જઇને તેમને નમસ્કાર કર્યો. તે મહારાજ થોડી વાર સુધી તો મૌનજ રહ્યા, પણ જ્યારે મંત્ર પૂરો થયો ત્યારે તે રાજાને પૂછ્યું કે, "તું કોણ છે અને અહીં-યાં ક્યાંથી ?" પછી રાજાએ તેને પોતાની હકીકત કહી દેખાડી અને મહારાજને પૂછ્યું કે, "આપ કોણ છો ? આ હોમ શાનો કરો છો ? અને શા માટે કરો છો ?" મહારાજે કહ્યુંઃ "ભાઇ ! હું અહીંયાં એક વરસથી અમુક મંત્ર ભણીને યજ્ઞમાં જુદાં જુદાં ફળનો હોમ કરૂં છું. તે મંત્ર આપણા શાસ્ત્રમાં લખેલો છે અને તેની વિધિ પણ બધી લખેલી છે. તેમાં લખેલું છે કે, જો કોઇ માણસ તે મંત્ર અને વિધિ પ્રમાણે હોમ કરશે તો એકજ દિવ-સમાં તેનાં હોમેલાં બધાં ફળો સુવર્ણનાં થઇને નીકળશે અને અગ્નિદેવ પ્રકટ થઇને તેને એક વરદાન આપશે. પણ ભાઇ ! આજ એક વરસ થયાં હું તે કરૂં છું પણ કાંઇ પત્તો લાગતો નથી." ત્યારે રાજાએ કહ્યું કે, "મહારાજ ! શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે કેમ ન થાય ? શું કાંઈ આપણાં શાસ્ત્રો ખોટાં છે ? વિધિ કરનારમાંજ કાંઈ દોષ હોવો જોઇએ, નહિ તો આમ થાય નહિ ! આપ કૃપા કરીને તે મંત્ર મને આપો અને વિધિ પણ બતાવો એટલે હું કરી જોઉં. જોઇએ તો ખરા કે, શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે કેમ નથી થતું !" પછી તે મહારાજે તેને એક કાગળ આપ્યો,

જેમાં તે મંત્ર અને વિધિ બતાવી હતી. તે કાગળમાં લખ્યું હતું કે, "જો કોઈ દઢ શ્રદ્ધાથી આ પ્રમાણે કરશે તો પહેલેજ દિવસે તેને તેમાં લખ્યા પ્રમાણે જરૂર ફળ મળશે." પછી રાજાએ મનમાં દઢ સંકલ્પ કર્યો કે, "હે દેવ! આપના કહ્યા પ્રમાણે આપને સંતુષ્ટ કરવાને હું આ મંત્ર ભણું છું અને વિધિ પ્રમાણે ફળ હોમું છું, તો તેનું ફળ પણ મને લખ્યા પ્રમાણે આપજો; નહિ તો આ મારૂં માથું હોમીને તમને અર્પી દઇશ." આ પ્રમાણે દઢ શ્રદ્ધાથી તે મંત્ર ભણવા લાગ્યો અને ફળ હોમવા લાગ્યો. બરાબર ચાર કલાક થયા કે તેમાં બધાં ફળ સુવર્ણનાં થઈ ગયાં અને અગ્નિદેવે પ્રકટ થઇને કહ્યું કે, "માગ, માગ!" રાજાએ કહ્યું કે, "મહારાજ! મને તો કાંઇ જોઇતું નથી, પણ મારી વતી આ બિચારા બ્રાહ્મણને એક વરદાન આપો." પછી અગ્નિદેવે તે બ્રાહ્મણને કહ્યું કે, "તારે જે માગવું હોય તે માગ!" ત્યારે તેણે કહ્યું કે, "મહારાજ! મને કાંઇ ધનમાલ જોઇતાં નથી, પણ મને તો આ રાજાના જેવી દઢ શ્રદ્ધા આપો એટલે બસ." અગ્નિદેવ 'તથાસ્તુ' કહીને ચાલતા થયા. રાજાએ તે સુવર્ણનાં ફળ બ્રાહ્મણને આપ્યાં અને બંને જણા મુકામે ગયા.

ભાઇઓ અને બહેનો! આ વાત ઉપરથી આપણે જોવાનું છે કે, આપણાં શાસ્ત્રો કાંઇ ખોટાં નથી; તેમ ઋષિમુનિઓ જે કહી ગયા છે તે પણ કાંઈ ખોટું નથી; પણ આપણામાં દઢ શ્રદ્ધાજ નથી. આપણે એક કાર્ય થોડી વાર શ્રદ્ધા વિના કરીને થાકી જઇએ છીએ અને પછી કહીએ છીએ કે એનું ફળ અમને કાંઈ ન મળ્યું, પણ જો શ્રદ્ધાથી કરવામાં આવે તો ફળ મળ્યા વિના રહેજ નહિ, માટે દરેક કાર્ય દઢ શ્રદ્ધાથી કરો.

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥
(અ૦ ૧૭–શ્લો૦ ૨૮)

અર્થ–શ્રદ્ધા વિના કે વિશ્વાસ વિના જે કાંઈ હોમેલું હોય, દાન કરેલું હોય, તપ કરેલું હોય કે બીજું કાંઇ પણ કામ કરેલું

હોય તે સર્વ વ્યર્થ છે; માટે હે અર્જુન ! જે કરે તે પૂર્ણ વિશ્વાસ રાખીને તું કર.

પદ

ભજનકા પરિમાન, એસો હરિભજન કો પરિમાન;
નીચ પાવે ઊંચ પદવી, જલ તરે પાષાણ. એસો૦
અધમ ભીલડી, અજાત ગુનકા, ચઢી જાત વિમાન;
નામ લઇ વૈકુંઠ પામી, બાજતે નિશાન. એસો૦
ચલત તારા, ચલત મંડળ, ચલત શશી ઓર ભાન;
દાસ ધ્રુવકું અવિચલ પદવી, રામકે દિવાન. એસો૦
રાવણકે દશ શિશ છેદે, કર ગ્રહે સારંગપાણ;
વિભીષણકું લંકા દીની, ભક્ત આપનો જાન. એસો૦
નિગમ જાકી સાખ પૂરે, સૂનો સંત સુજાન;
દાસ તુલસી શરણ આયો, રાખીએ ભગવાન. એસો૦

---

## રત્ન ૨૫ મું

### નિમકહરામોનો નાશજ થાય છે.



ભુદાસ કરીને એક મોટા શેઠ હતા; તે બહુજ દયાળુ હતા. તેમને વહાણનો વેપાર હતો તેથી એક એક નોકરને એક એક વહાણ સોંપી દેતા અને તેની નીચે થોડાં થોડાં માણસો પણ સોંપતા હતા. તેના એક નોકરનું નામ જીવરાજશા હતું. તેને જ્યારે શેઠે વહાણ સોંપ્યું ત્યારે ખાસ ભલામણ કરી હતી કે, "તમને પેટપૂરતો પગાર મળશે અને જો વહાણ પાછું સાચવીને લાવશો તો તમને મોટી પદવી મળશે. તમારી નીચે જે માણસો સોંપ્યાં છે, તેની ઉપર કાબૂ રાખજો અને તેઓ તમને ન ફસાવે તેની દરકાર રાખજો. બહુજ સાવચેત થઇને સમુદ્રમાં વહાણ હાંકજો; કારણ-

કે ત્યાં ખરાબા ઘણા છે. બીજું જ્યાં જ્યાં ખરાબા છે ત્યાં ત્યાં તમારે વાસ્તે કાંઇ કાંઇ નિશાનીઓ પણ રાખેલી છે; માટે બરાબર સાવચેતીથી કામ લેજો." જીવરાજશાએ કહ્યું કે, "શેઠ! હું આપનો આભાર માનું છું. મને કોઈ વહાણ આપતું નહોતું, પણ આપે કૃપા કરીને તે આપ્યું છે તો હું જરૂર આપના કહેવા પ્રમાણેજ ચાલોશ, આપને દરરોજ સંભારીશ અને આપનો ઉપકાર નહિ ભૂલું." શેઠે કહ્યું: "ભાઇ! સમુદ્રમાં ગયા પછી બધું યાદ રાખજો કારણકે ઘણા જણાઓ 'શેઠની શિખામણ ઝાંપા સુધી' એમ કરે છે." પછી શેઠ પાસેથી રજા લઇને જીવરાજશાએ વહાણ ચલાવવા માંડયું અને શેઠના ગામથી દૂર ગયા અને સમુદ્રનો પવન લાગ્યો કે તરતજ તે મોજમજામાં પડી ગયા અને નોકરોને બધું કામ સોંપીને આખો દિવસ લહેરજ કર્યા કરવા લાગ્યા. નોકરો ઉપર કાબૂ રહ્યો નહિ એટલે તેઓ પણ ધીમે ધીમે પોતાનું કામ ભૂલી ગયા અને આખો દિવસ મજા કરવા લાગ્યા. પછી ધીરે ધીરે નોકરોએ જીવરાજશાને અફીણ ભાંગ, ગાંજો અને દારૂના કેફમાં ચઢાવી દીધો. એક વખત બધા દારૂ પીને વહાણમાં બેઠા છે અને વહાણને છૂટું મૂકી દીધું છે. સામે એક નિશાનીવાળો ખરાબો છે, છતાં કેફમાં અંધ થયેલા તેઓએ તે તરફ જોયું નહિ, એટલે તે વહાણ ખરાબા સાથે અથડાઇ પડયું અને તેના ભાંગીને ભૂકા થઇ ગયા. બધા નોકરો તો તરીને બચી ગયા, પણ જીવરાજશાને તો તરતાં આવડે નહિ એટલે ડૂબવા લાગ્યાં; એટલામાં તો માછલાંઓ તથા મગરમચ્છો તેને પકડી લઇ ગયા અને ઠોલી ઠોલીને ખાવા લાગ્યા. આ વખતે તેને તેના શેઠની ભલામણ યાદ આવી; પણ અંતસમે તે શું કામની? ભાઈઓ અને બહેનો! આપણા પણ એના જેવા જ હાલ થવાના; કારણકે પ્રભુદાસ શેઠ એટલે જગતના નાથ. પ્રભુએ જીવરાજશા એટલે આપણે જે જીવો છીએ તેની ઉપર કૃપા કરીને વહાણ એટલે કે આ શરીર આપેલું છે અને તેની

સાથે નોકરો એટલે કે મન, ઇંદ્રિયો આદિ નોકરો છે. શેઠે જેમ જીવરાજશાને ભલામણ કરી હતી તેમ આપણને પણ ભલામણ કરેલી છે કે, જો સંસારરૂપી સમુદ્રમાં બરાબર ચાલશો અને મનઇંદ્રિયોને વશ થશો નહિ, તો જ્યારે પાછા આવશો ત્યારે સ્વર્ગમાં ઊંચ પદ મળશે." આપણે પણ તે જીવરાજશાની પેઠે જન્મતી વખતે પ્રભુને વચન આપ્યું હતું કે, "હું તમારો ઉપકાર નહિ ભૂલું અને તમનેજ યાદ કરીશ." પણ માતાના ગર્ભમાંથી નીકળ્યા પછી અને સંસારનો પવન લાગ્યા પછી બધું ભૂલી ગયા અને મનને વશ થઇ ગયા તથા કામ, ક્રોધ, લોભ, મોહ અને મદરૂપી કેફમાં ચઢી ગયા. ઋષિમુનિઓએ કહ્યું છતાં સ્ત્રી, પુત્ર, કુટુંબકબીલા અને ધનમાલરૂપી માયાના ખરાબા સાથે અથડાઇ પડ્યા, એટલે આ શરીર નિરૂપયોગી થઈ પડયું. મન, ઇંદ્રિય તો ભાગી ગયાં અને પોતાને નરકમાં સબડવું પડયું. માટે ભાઇઓ અને બહેનો ! પ્રભુએ આપણને જે શરીર આપેલું છે તેથી બીજાઓનું ભલું કરવું, પરમાર્થ કરવો અને ઈશ્વરના બીજા નિયમો પ્રમાણે ચાલવું. આમ કરીશું તોજ આપણે બચીશું, નહિ તો આપણે પરમેશ્વરના નિમકહરામ થઈશું અને નિમકહરામનો તો નાશ થવાનોજ; માટે નિમકહરામ ન થતાં નિમકહલાલ થાઓ.

કુંડળિયા

બંદા બાજી જુઠ હે, મત સાચી કર માન;
કહાં બિરબલ ગંગ હે, કહાં અકબર ખાન,
કહાં અકબર ખાન, ભલે કે ભલી બલાઇ;
કહાં સિકંદર ભયે, જુનાકી ખબર નવાઈ,
કહે દીન દરવેશ, યેહ નર ગાફલ ગંદા;
મત સાચી કર માન, જૂઠ હે બાજી બંદા.
બંદા જાણે મેં કરૂં, કરનહાર કિરતાર;
તેરા કર્યા સો નહિ હુવે, હુવે સો હોવનહાર.
હુવે સો હોવનહાર, બાર નર હુ હી લેવે,

અપજશ કરે અબૂજ, નાવ નારાયણ ખેલે;
કહે દીન દરવેશ, હુકમસેં પવન હલંદા,
કરનહાર કીરતાર, કહા તું કર હે બંદા.

## રત્ન ૨૬ મું

### પ્રભુ ભૂખ્યા ઉઠાડે છે, પણ ભૂખ્યા સુવાડતા નથી.




જે કેટલાએ યુગો ચાલ્યા ગયા અને કેટલાએ પશુ, પક્ષીઓ, માણસો થઇ ગયા; પણ પ્રભુની દયાથી કીડીને કણ અને હાથીને મણ મળ્યેજ જાય છે. પ્રભુના દરબારમાં હજી સુધી ખોટ આવી નથી; તોપણ આપણે એટલા બધા અણવિશ્વાસુ થઇ ગયા છીએ કે, "હાય, હોય! કાલે અમારૂં શું થશે? અમારાં છોકરાંનું શું થશે? બાયડીનું શું થશે?" એમ ચિંતા કર્યાજ કરીએ છીએ; પણ આપણે યાદ રાખવું જોઇએ કે, આપણને જેણે બનાવ્યા છે તેને આપણી જેટલી ફિકર છે તેટલી બીજા કોઇને નથી.

એક વખત રાત્રે કૈલાસમાં શિવ અને પાર્વતીજી બેઠાં હતાં અને વાર્તાવિનોદ ચાલતો હતો; એટલામાં શિવજીને કાંઈ યાદ આવ્યું હોય તેમ એકદમ ઊભા થઈને બહાર ચાલ્યા અને પાર્વતીજીને કહેતા ગયા કે, "હું દરરોજના નિયમ પ્રમાણે પાછો આવીશ."

થોડી વાર થઇ એટલે શિવજી પાછા પધાર્યા ત્યારે પાર્વતીજીએ પૂછ્યું કે, "સ્વામીનાથ! આપને હું કાંઇ પૂછવા માગું છું; જો આજ્ઞા હોય તો પૂછું." શિવે કહ્યું કે, "ભલે, જે પૂછવું હોય તે ખુશીથી પૂછો." પાર્વતીજીએ કહ્યું કે, "હે પ્રભુ! આપ દરરોજ રાત્રે મોડે ક્યાં પધારો છો? કૃપા કરીને જો તે જણાવશો તો મને બહુ આનંદ થશે." શિવે કહ્યું: "દેવિ! હું અહીં-

આથી થોડે દૂર એક ટેકરી ઉપર જાઉં છું અને ત્યાં વિષ્ણુ અને બ્રહ્મા પણ પધારે છે. અમે ત્રણે જણ ભેળા થઇને જોઇએ છીએ કે અમારૂં બનાવેલું કોઈ પણ પ્રાણી પોષણ વિના તો નથી રહ્યું ને ? એવી રીતે તપાસ કરીને તથા ન મળ્યું હોય તેને માટે યોગ્ય બંદોબસ્ત કરીને સૌ સૌને સ્થાનકે જઇએ છીએ." પાર્વતીજીએ આશ્ચર્ય પામીને પૂછ્યું કે, "દરેક દિવસે દરેક જણનું પોષણ થયાજ કરે છે ? કોઈ પણ બાકી નથી રહેતું?" શિવે કહ્યું કે, "હે દેવિ ! અમે જેઓને બનાવ્યા તેઓની ફિકર અમારેજ હોવી જોઈએ ને ?" આ વાતચીત પછી પાર્વતીજીએ નિશ્ચય કર્યો કે, "કાલેજ એ ત્રણે જણની પરીક્ષા કરૂં અને જોઉં કે તેઓ દરેક પ્રાણીને શી રીતે ખાવાનું પૂરૂં પાડે છે ? તે જોઉં ત્યારેજ ખરી." આવો નિશ્ચય કરી દેવી સૂઈ ગયાં.

બીજે દિવસે વહેલાં ઊઠીને પોતાનું નિત્યકર્મ પરવાર્યા પછી એક દાબડી લીધી અને વાંકાં વળીને એક ચાલતી કીડીને તેમાં પૂરી દીધી અને તે દાબડી એક ડાબલામાં મૂકી. તે ડાબલો એક નાના હડફામાં મૂકયો, હડફો એક કબાટમાં મૂકયો અને કબાટને જબરૂં તાળું વાસી દીધું. પછી નિત્યના નિયમ પ્રમાણે જ્યારે રાત્રે શિવજી બહારથી પધાર્યા ત્યારે પાર્વતીજીએ તેમને પૂછ્યું કે, "મહારાજ ! કેમ, આજે બધાંનું પોષણ કરી આવ્યા ? કોઇ બાકી તો નથી રહ્યુંને ? ત્યારે શિવજીએ કહ્યું: "ના, ના; આજ દિવસ સુધી તો કોઇ બાકી રહ્યું નથી તો આજ ક્યાંથી રહે ?" પાર્વતીજીએ કહ્યું કે, "મહારાજ ! તમારી પોલ જાણી લીધી ! કોઇ બાકી નથી રહ્યું શું ? જુઓ, હું હમણાંજ તમને બતાવી આપું. આજે સવારે મેં એક કીડીને દાબડીમાં પૂરી છે તેને શું મળ્યું છે ? તે મને બતાવો તો ખરા !" એમ કહીને પેલી દાબડી કાઢી અને ઉઘાડીને શિવજીને બતાવવા જાય છે ત્યાં તો તેમાં એક ચોખાનો દાણો પડેલો છે અને કીડી તેને આનંદથી ચૂસે છે. આ જોઇને પાર્વતીજી શરમાઇ ગયાં અને શિવજીને કહ્યું: "મહા-

રાજ! મેં આપની પરીક્ષા કરી તે મોટી ભૂલ થઇ છે. આપ કૃપાળુ છો તો મારી ભૂલ માફ કરો અને મારા ઉપર સ્નેહને લીધે મને દયા કરીને જણાવો કે, મેં એને એટલા બધા જાપ્તામાં રાખી, છતાં તે ચોખો ત્યાં ક્યાંથી આવ્યો?"

શિવજીએ કહ્યું: "દેવિ! સાંભળો, જ્યારે તમે વાંકાં વળીને કીડીને પકડવા ગયાં કે તરત તમારા કપાળના ચાંદલા ઉપર જે ચોખા ચોઢયા હતા તેમાંથી એક તેમાં સરી પડ્યો, તેનું તમને ઉતાવળમાં ને ઉતાવળમાં ભાન ન રહ્યું. દેવિ! અમે સૌને ભૂખ્યા ઉઠાડીએ, પણ ભૂખ્યા સુવાડતા નથી."

ભાઇઓ અને બહેનો! આ વચન પ્રભુનાં છે અને શાસ્ત્રો પણ તેની શાખ પૂરે છે; માટે હમેશાં પ્રભુ ઉપર વિશ્વાસ લાવીને આખો દિવસ પોષણને અર્થે ન ગાળતાં થોડો ઘણો વખત પણ પ્રભુને ભજવામાં ગાળવો જોઇએ.

જેણે આપ્યો જન્મ તે, કદી ન આપે દુઃખ;
દાંત દીધા તે ચાવણું, દઇને ભાંગે ભૂખ.

પદ

એક લાખ મણ પય પીએ, પક્ષી મેઘ મલ્હાર;
વાહીકું હરિ પૂરવે, તુલસી રાખ કરાર.

ભજન

ભરોંસો રાખ રામજીનો ભાઈ,
જો તું રાખે રામ ભરોંસો, કમચન રાખે ન કાંઇ.
કીડીકું કણ રામ પૂરવે, હસ્તી મણભર ખાઈ,
અનડ પક્ષ આકાશ ઉડત, હે વાંકું ચુગન ચુગાઇ;
અજગર હોય ધરણ પર લોટે, ચાંચ ન મોડે કાંઇ,
વાકું ભરણ કરત રામચો, પલક નહીં બિસરાઇ.
નરક દ્વાર કબૂ નહીં જાચું, યેહ મેરે બણચાઈ,
હરિજન હોય જગતકું યાચે, લાજત ત્રિભુવનરાઇ;
રામ જનાકું રામ પૂરવે, એસી પ્રભુકી બડાઇ,
કહત કબીર સુનો ભાઇ સાધુ, રામ નામ લેહલાઈ.

# રત્ન ૨૭ મું

## મનુષ્ય દેહરૂપી હીરો ફરી ફરીને હાથ નહિ આવે, માટે તેનો સદુપયોગ કરો.



ક વખત એક રાજા પોતાના રસાલા સહિત શિકારે નીકળ્યો હતો. તેઓ જંગલના મધ્યમાં આવી પહોંચ્યા ત્યારે હરણાંઓ, સસલાંઓ ને શિયાળિયાંઓ તેમની નજરે પડ્યાં. પછી તેઓ સૌ સૌને ઠીક પડે તેમ એક એક પશુની પાછળ પડ્યા.

રાજા એક હરણની પાછળ દોડ્યો, પણ હરણ જબરો હોવાથી તેને બહુજ દૂર લઈ ગયો; તેથી તે તેના માણસોથી છૂટો પડી ગયો અને રસ્તાની પણ ખબર રહી નહિ. છેવટે ત્રણ ચાર કલાકે મુશ્કેલીથી રસ્તો જડ્યો, પણ તેનાં માણસો હતાં નહિ અને તેને ભૂખ બહુ લાગી હતી. પછી થોડે દૂર જતાં એક ભરવાડ ગાયો ચારતો હતો તેની પાસે ગયો અને કાંઈક ખાવાનું હોય તો આપવા કહ્યું. ભરવાડને લૂગડાં તથા દમામ ઉપરથી લાગ્યું કે, તે મોટો રાજા હશે; તેથી તેણે પોતાના ખાવાના રોટલા આપ્યા તથા રાજાના મોંમાં ગાયના દૂધની શેડ આપી. આથી રાજા બહુ પ્રસન્ન થયો અને પોતાના મુકુટમાં જે અમૂલ્ય હીરો હતો તે કાઢીને તે ભરવાડને આપ્યો અને પોતે ત્યાંથી ચાલતો થયો. રાજા ગયો એટલે ભરવાડ તે હીરો જોઇને નિરાશ થયો અને બોલ્યોઃ "અરેરે, હું તો જાણતો હતો કે આ રાજા મને બે વીહુ ત્રણ વીહુ રૂપિયા આપશે અને કાં તો કાંઇ દરદાગીનો આપશે; પણ તેને બદલે આ કાચની કટકી આપી ગયો. એને કાંઈ ખબર છે કે, એવા પાંચીકા તો હું મારા ઢોરને બાંધું છું. ઢોર ને રાજામાં તે વળી અક્કલ હોય કે ! ઈ તો રાજાં, વાજાં ને વાંદરાં બધાં હરખાં." આમ કહીને તેણે તે હીરો ઊન સાથે બાંધ્યો અને પોતાની ડોકમાં

નાખ્યો. આ પછી ઘણા દિવસે એક વખત એક ઝવેરીને સામટું દૂધ લેવું હશે તેથી પેલા ભરવાડની પાસે આવ્યો; અને તેની સાથે વાતચીત કરતાં પેલો હીરો જોયો. આથી અજાયબ થઇને તે ઝવેરીએ ભરવાડને પૂછ્યું કે, "એલા, આ તારી ડોકમાં ક્યાંથી?" ત્યારે ભરવાડે કહ્યું: "ભાઈ! એ પાંચીકો તો મને કોક રાજાએ દીધેલો. રાજા જબરો હો! મારા બે રોટલા ખાઇ ગયો અને દૂધ પી ગયો તેને બદલે આ એક ગોળ પાંચીકો દઇ ગયો છે. મેં જાણ્યું કે, મને બે ચાર વીહુ રૂપિયા દેશે અને પછી આપણે ખૂબ મજા કરશું; પણ આ તો ઊલટો ખાઇ ગયો. એ રાજા તો મને અક્કલ વગરનો લાગ્યો." ઝવેરીએ કહ્યું: "ભાઇ! રાજા કાંઇ અક્કલ વગરનો લાગતો નથી, અક્કલ વગરનો તો તું લાગે છે." ભરવાડે કહ્યું: "કેમ ભાઇ! તમે પણ રાજાની ભેર તાણો છોને?" ઝવેરીએ કહ્યું: "એલા હાજા! તારી ડોકમાં છે તે કંઇ પાંચીકો નથી, પણ સાચો હીરો છે અને જો તું પાનાચંદ ઝવેરીની દુકાને જઇશ અને તે વેચીશ તો તને ઘેર બેઠાં દશ વીહુ રૂપિયા મહિને આપશે અને પછી બેઠાં બેઠાં મજાજ કર્યા કર." ભરવાડે કહ્યું: "શેઠ! જો એમ હોય તો તો રાજા બહુજ ભલો અને બહુજ દયાળુ. શેઠ! તમે તો મારા ઠાકર હો, નહિ તો આવો રસ્તો કોણ બતાવે?" એમ કહીને તે ભરવાડ બજારમાં ગયો અને પેલા ઝવેરીના કહ્યા પ્રમાણે કર્યું તેથી આનંદમાં અને મજામાં રહેવા લાગ્યો.

ભાઇઓ અને બહેનો! જોયો પેલો ભરવાડ! આપણે કહીશું કે, તે તો સાવ મૂર્ખો અને અક્કલ વગરનો હોવો જોઇએ; અને આપણે જેમ કહીએ છીએ કે, "ભૂત ન દેખા હોય તો દેખો ભરવાડા" એટલે પેલો ભરવાડ પણ ભૂતથી ક્યાં ઊતરે એવો હતો? પણ ભાઇઓ અને બહેનો! આપણે પણ તેથી ક્યાં ઊતરીએ તેવા છીએ? આપણે તો તેના કરતાં એક વેંત ચઢીએ એવા છીએ; કારણકે રાજાએ જેમ પેલા ભરવાડને હીરો આપ્યો પણ તેની કિંમત તે નહોતો સમજતો તેમ

ઈશ્વરે આપણી ઉપર અત્યંત દયા કરીને આ મનુષ્યદેહરૂપી હીરો આપેલો છે, પણ તેની કિંમત સમજતા નથી અને એળે ગુમાવી નાખીએ છીએ. પછી પેલા ભરવાડને જેમ ઝવેરી મળ્યો અને હીરાની કિંમત સમજાવી, તેમ આપણને સદ્‌ગુરુઓ તથા શાસ્ત્રો પુકારીને સમજાવે છે કે, આ દેહ છે તે હીરો છે અને તેમાંથીજ ઈશ્વર મળી શકે તેમ છે. દેવતાને પણ મનુષ્યદેહ દુર્લભ છે તો આવા દેહને આપણે શા માટે ફોકટની કૂથલી અને નિંદામાં ગુમાવવો જોઇએ ? છેવટે ઝવેરીના કહેવા પ્રમાણે જો પેલો ભરવાડ ચાલ્યો તો આનંદમાં અને મજામાં રહેવા લાગ્યો; તેમજ જો આપણે પણ ગુરુઓ અને શાસ્ત્રના કહેવા પ્રમાણે ચાલીશું એટલે દાનધર્મ કરીશું, પરમાર્થનો પંથ લઇશું, તેના નામની ધૂન મચાવીશું, આપણા ભાઇઓને મદદ કરીશું તો સ્વર્ગમાં મજા કરીશું. માટે હે હરિજનો ! ઓ પ્રેમીજનો ! આ મનુષ્યદેહરૂપી હીરો ફરી ફરીને નહિ આવે, માટે તેનો સદુપયોગ કરજો, તેનો સદુપયોગ કરજો.

ભજન

હરિ નહિ ગાયો, જનમારો ગુમાયો;
જનમારો ગુમાયો, જનમારો ગુમાયો. હરિ૦
હરિજનકો સનમાન ન કિનો (૨)
અપનો કુટુંબ જુમાયો—ન ગાયો. હરિ૦
પરસ્ત્રી વિષયા કે કારન (૨)
લખ રે ચોરાશી ભટકાયો—ન ગાયો. હરિ૦
કહે જાદવ હરિ ભજ્યો નહિ તું (૨)
હીરો હાથસે ગુમાયો—ન ગાયો. હરિ૦



## રત્ન ૨૮ મું

### ખર જેમ ખાંડ ખાઈ શકે નહિ, તેમ સંસારમાં રચીપચી રહેનારાઓ હરિરસ પી શકે નહિ.



ખર બિચારો આખો દિવસ ખડજ ખાધા કરે અને સવારથી સાંજ સુધી વૈતરૂંજ કર્યા કરે. તેને જો આપણે ખાંડ આપીએ તો તરતજ તેનું મરણ થાય; કારણ કે ખાંડ તો ખાઈ શકતા હોય તેજ ખાઇ શકે.

વળી જે ગરીબ ખેડૂત ઝૂંપડામાંજ રહેતો હોય અને ટાઢતડકો ખમતો હોય તેને મહેલની મજાની શું ખબર પડે? અને કદાચ તેને મહેલમાં રાખીએ ત્યાં તેને મજા પડેજ નહિ. તેને તો ઝૂંપડામાંજ મજા પડે. વળી દરરોજ જે માણસ કુશકા ખાતો હોય કે બહુ બહુ તો રાબ પીતો હોય તેને જો લાપસી ખવરાવી હોય, તો તે તેની કિંમત જાણી શકશેજ નહિ. વળી કોઇ ગાંડો માણસ હોય તેને જો હીરો આપ્યો હોય તો તે સૂંઘશે અને પછી ચાખશે અને કાંઈક ગંધ કે સ્વાદ નહિ આવે એટલે એને કાચના કટકા જેવો ગણીને ફેંકી દેશે. જે માણસ હમેશાં છાશ પીતો હોય અને છાશમાંજ આનંદ લેતો હોય તેને કેરીના રસમાં સ્વાદ નહિ લાગે. કેરીનો રસ જે સમજતા હોય તેજ જાણે. બીજાઓ શું જાણે? તેવી રીતે ભાઇઓ અને બહેનો! જેઓને સંસારના રસમાંજ મજા પડે છે અને સંસારનું વૈતરૂં કરવું ગમે છે તેને હરિરસમાં શું મજા પડે ? તેને તેમાં શું આનંદ આવે ? જે હરિરસ મીરાંબાઇએ, નરસિંહ મહેતાએ, પ્રહ્લાદે, ધ્રુવે, નારદે અને બીજાઓએ પીધો છે તે હરિરસ આપણા જેવા પામરો શી રીતે પી શકે ? એ તો જેનાં પુણ્ય હોય, જેનો ભાગ્યોદય થયો હોય, પૂર્વે કાંઇ સારાં કામ કર્યાં હોય

અને પૂર્વમાં પ્રભુની અને તેના ભક્તોની કોઇ પણ જાતની સેવા કરી હોય તેવાઓ તે રસ લઈ શકે. એ રસ કાંઈ રેઢો પડ્યો નથી કે બજારમાં વેચાતો નથી કે પૈસા આપીને આપણે વેચાતો લઇએ અને આપણી મરજી પ્રમાણે પી લઈએ. એ રસ તો માથા સાટે છે, એ રસ તો અમૂલ્ય છે અને એ રસ કાંઇ ગાંધીને હાટે કે બજારમાં વેચાતો મળતો નથી કે આણ્યો અણાતો નથી; એ તો ઈશ્વરની સેવાનું ફળ છે, સત્સંગનું ફળ છે અને મહાત્માઓની કૃપાનું ફળ છે; માટે ભાઈઓ અને બહેનો ! જો એ રસ પીવો હોય, એની મજા લેવી હોય, એનો આનંદ ભોગવવો હોય અને એની શાંતિ જોવી હોય; તો ઈશ્વરની ભક્તિ કરો, સત્સંગ કરો અને મહાત્માઓને સેવો.

પદ—રાગ ધોળ

હરિગુણ ગાવામાં હું સીલા, જગમાં હરિના રે જન;
ખર શું ખાઇ જાણે ખીરને, મલકે ઉકરડે મન.
પામર પ્રભુરસ તે શું પીએ, પામર હરિરસ તે શું પીએ ? પા૦ ૧
કાગ મોતીને શું કરે, મોતી ભરખે મરાળ;
પાન બીડાં શાં પાડાને, પાડો શોધે પરાળ. પા૦ ૨
અંધા આગળ શી આરસી, સમજે છાણા સમાન;
બહેરા આગળ શું બોલવું, કેમ કરી ઊઘડશે કાન ? પા૦ ૩
ભમરે ગેંગાને ભોળવી, બધો દેખાડયો બાગ;
જોતાં વાડીનાં ઝાડવાં, ભાળ્યો વિષ્ટાનો ભાગ. પા૦ ૪
શ્વાન ન સમજે રે સંપમાં, અગણિત દેતાં ઉપદેશ;
નજરે નાતીલા ન્યાળીને, દિલમાં દાખવશે દ્વેશ. પા૦ ૫
અન્નનાં ભોજન શાં ઊંટને, રીઝે ઝાંખરને જોઈ;
ઇતડી વળગી અંડાણમાં, પીશે પય છાંડી લોઇ. પા૦ ૬
પુરુષાતન ઇચ્છે પાવૈયો, એકે ન મળે ઇલાજ;
કાળી કાંબેલ ને કર્મજનો, રંગ ન લાગે ઋષિરાજ. પા૦ ૭

## રત્ન ૨૧ મું

### જે ઘોડાઓ શેઠના કહ્યા પ્રમાણે ન ચાલે, તેઓને ખાવાનું પણ ન મળે ને ઊલટા માર ખાય.



જે માણસો ઈશ્વરના કહ્યા પ્રમાણે ન ચાલે, તેઓને દુઃખ ભોગવવું પડે છે ને ઊલટા નરકમાં જવું પડે છે.

મુંબઇમાં વિઠ્ઠલદાસ કરીને એક શેઠ હતા. તે મિલના માલિક હતા અને બીજી મિલોમાં પણ કામ-કાજ કરતા હતા. તેઓ બહુ ભલા, માયાળુ તથા સત્સંગી હતા. એક વખત તેના એક મિત્રનો કાગળ હતો કે, "ભાવનગર-માં મારી પાસે એક બ્રહ્માનંદ કરીને સ્વામી આવ્યા હતા. તે બહુજ વિદ્વાન અને ભલા હતા. તેઓ હાલમાં તમારી તરફ આવ્યા છે અને ઘણું કરીને વાલકેશ્વરમાં રામદાસ શેઠની ધર્મશાળામાં ઊતરશે, તો તમે ત્યાં જજો. તેમને તમારે બંગલે લાવીને સેવા કરજો, તેથી તમને પણ સત્સંગનો લાભ મળશે." કાગળ વાંચીને શેઠ તરતજ વાલકેશ્વર ગયા અને બ્રહ્માનંદને પોતાને બંગલે લઇ આવ્યા. થોડા દિવસ પોતાને ઘેર રાખીને તેમની સાથે ગીતા વાંચી અને તેનો અર્થ બહુજ સારી રીતે સમજ્યા. પછી શેઠે બ્રહ્માનંદને એક વખત પૂછ્યું કે, "મહા-રાજ ! પ્રભુને જ્યારે કોઇ વહાલું કે દવલું નથી, ત્યારે મારા જેવા ઘોડાગાડીઓમાં મોજ કરે છે અને બીજા ગરીબ માણસો ભૂખે સબડે અને તેને સૂવાનાં પણ ઠેકાણાં મળતાં નથી, આનું શું કારણ હશે ?" મહારાજે કહ્યું: "શેઠ ! તમારી શંકા વાજબી છે, હું તમને તેનો ઉત્તર બે ચાર દિવસમાં આપીશ."

પછી રવિવારને દિવસે શેઠને કામકાજ ન હોવાથી બ્રહ્મા-નંદને સાથે લઇને સવારમાં પોતાની ગાડીમાં મહાલક્ષ્મી-નાં દર્શને ગયા અને ત્યાંથી ઘેર પાછા આવ્યા. સાંજ પડી

એટલે ફરીથી એક બીજો ઘોડો જોડાવીને ગાડી મંગાવી અને હરિયે જવા નીકળ્યા. સવારે જે રાતો ઘોડો આવ્યો હતો, તેવોજ ઊંચો અને તેવોજ જાડો ઘોડો જોઇને મહારાજે પૂછયું: "શેઠ! ઘોડો સવારનો થાકી ગયો હશે, માટે આજે ન જઈએ તો કેમ?" શેઠે કહ્યું: "મહારાજ! આ કાંઈ સવારવાળો ઘોડો નથી, આ તથા સવારવાળો ઘોડો બંને એકજ માના છે, તેથી સરખા લાગે છે; પણ સવારવાળા ઘોડાને તો તબેલેજ બાંધ્યો છે, આ તો બીજો છે." પછી બ્રહ્માનંદે કહ્યું કે, "ત્યારે ચાલો હવે કાંઇ હરકત નહિ." પણ તેઓ જરાક ચાલ્યા કે ઘોડાએ અડવા માંડ્યું અને પાછળ પાછળજ હઠવા માંડ્યું. શેઠે તેને ખૂબ લગાવ્યો, પણ જરીએ આગળ ચાલે ત્યારે ને? પછી કોચમેન ઊતર્યો અને તેને દોરવા લાગ્યો, એટલે જરા ચાલ્યો; પણ અમારે જવું હતું ઉત્તરમાં ને તે ચાલ્યો દક્ષિણમાં. ઘણી ઘણી મહેનત કરી, પણ તે દક્ષિણમાંજ ચાલ્યો. પછી જ્યારે એક મોટું મેદાન આવ્યું, ત્યારે હું અને શેઠ ઊતરી ગયા અને શેઠે કોચમેનને હુકમ કર્યો કે, "આને આજે આ મેદાનમાં ખૂબ રગડ." એટલે કોચમેને તેને ખૂબ રગડયો. જ્યારે ખૂબ હાંફી ગયો એટલે અમે ગાડીમાં બેઠા અને ઘેર પાછા આવ્યા. ઊતરતી વખતે શેઠે કોચમેનને કહ્યું કે, "આજે આને બાજરો આપશો મા અને ખડ પણ થોડું દેજો." પછી બીજે દિવસે સવારે શેઠે બ્રહ્માનંદને કહ્યું કે, "મહારાજ! મારી શંકાનો ખુલાસો કૃપા કરીને હવે કરશો?" મહારાજે કહ્યું: "શેઠ! શું હજી ખુલાસો નથી થયો? તમે કાલે પેલા સાંજવાળા બિચારા ઘોડાને શું કામ માર્યો અને ખાવા શું કામ ન આપ્યું? સવારવાળાને માર્યો નહિ અને ખાવાનું પણ ઓછું કર્યું નહિ, તેનું શું કારણ?" શેઠે કહ્યું: "મહારાજ! મારે કાંઇ સવારવાળા ઉપર વહાલ નથી કે સાંજવાળા ઉપર દાવ નથી; પણ સવારવાળો ઘોડો મારા કહ્યા પ્રમાણે ચાલ્યો અને સાંજવાળો મારા કહ્યાથી ઊલટો ચાલ્યો એટલે એને સુધારવા મેં

તેમ કર્યું છે.”

બ્રહ્માનંદે કહ્યું: “શેઠ ! જેમ તમને એક ઘોડા ઉપર વહાલ નથી કે બીજા ઉપર દાવ નથી, તેમ પ્રભુને કોઈ માણસ ઉપર વહાલ નથી કે કોઈ ઉપર દાવ નથી; તેને તો બધાં સરખાં છે, પણ જેમ જે ઘોડો તમારા કહ્યામાં ન ચાલ્યો તેને સુધારવા તમે શિક્ષા કરી, તેમ પ્રભુ માણસને સુધારવાજ દુઃખ આપે છે અને નરક પણ તે હેતુથીજ આપે છે. જે માણસ ઈશ્વરની આજ્ઞા પ્રમાણે ચાલે એટલે દાનપુણ્ય કરે, પરમાર્થ કરે, સત્સંગ કરે, હરિનું સ્મરણ કરે, તેને અહીંયાં તેમજ ત્યાં પણ સુખ મળે છે અને જે તેની આજ્ઞા પ્રમાણે નથી ચાલતો, તેને આ લોકમાં તેમજ પરલોકમાં દુઃખ મળે છે.”

ભાઈઓ અને બહેનો ! માટે આપણે જો સુખ મેળવવું હોય, સ્વર્ગનો આનંદ ચાખવો હોય, તો ઈશ્વરની આજ્ઞા પ્રમાણે આપણે ચાલવું જોઇએ અને જો દુઃખ ભોગવવું હોય, નરકની પીડા સહન કરવી હોય, તો તેની આજ્ઞાની વિરુદ્ધ ચાલવું. સ્વર્ગ લેવું કે નરક લેવું તે આપણા હાથમાંજ છે; માટે આપણે જે મેળવવું હોય તે પ્રમાણે ચાલવું.

પદ

કાયા છે ત્યાં સુધી કર સમરણ કિરતારનું રે ટેક
જતન કર્યું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
તેણે કામ કર્યું છે અતિ ઉપકારનું રે. કાયા૦
પ્રસવ થયા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;
તેણે કારજ સીધ્યું તારા આહારનું રે. કાયા૦
કાન નેત્ર કીધાં છે કેવાં, સર્વે અંગ અમુલખ એવાં;
અંતઃકરણ કીધાં છે વિવિધ વિચારનાં રે. કાયા૦
દાંત દીધા તુને ચાવણું ચાવવા, અન્ન સરજ્યું ઉદર ભરવા;
કર દીધા કારજ કરવા વહેવારનાં રે. કાયા૦
સુરદુર્લભ મનુષ્યદેહ પામી, લંપટ ન થવું લૂણહરામી;
છોટમ શરણ ગ્રહી લે સરજનહારનું રે. કાયા૦

# રત્ન ૩૦ મું

## શરતમાં જે પહેલો આવે તેને ઇનામ મળે, તેમ પ્રભુ ભજવામાં જે પહેલો આવે તેને મોક્ષ મળે.



છોકરાઓને જ્યારે નિશાળમાં ઇનામો આપવાનાં હોય છે, ત્યારે દોડવાની, લાંબા કૂદવાની, ઊંચા કૂદવાની, લાંબે દડો ફેંકવાની, દોરડાં ખેંચવાની અને એવી બીજી ઘણી શરતો રમાડે છે અને પછી તેમાં જે પહેલો આવે, તેને ઇનામ મળે છે. જ્યારે દોડવાની શરત હોય, ત્યારે ઘણા છોકરાઓને એક હારમાં ઊભા રાખે છે અને પછી બધા એક-સાથે દોડે છે અને એમાં દોડીને પહેલો આવે તે ઇનામ લઈ જાય છે; તેવી રીતે પ્રભુનાં નામ લેવામાં જે આગળ દોડી જાય છે, જે દિવસ અને રાત તેજ કામ કર્યે જાય છે, તે મોક્ષ મેળવે છે. દડો ફેંકવામાં જે બહુ દૂર દડો ફેંકે છે તેને ઇનામ મળે છે; તેવી રીતે જે સંસારનાં મોહ, માયા અને કામક્રોધાદિકને દૂર ફેંકી દે છે, તે મોક્ષ મેળવે છે. ઊંચે કૂદવામાં જે છોકરો સૌથી વધારે ઊંચે કૂદી શકે તેને ઇનામ મળે છે, તેમ પ્રભુનું નામ સાંભળીને, હરિનું કીર્તન સાંભળીને જેનાં રોમેરોમ ઊભાં થાય છે અને જે નાચવા ને કૂદવા મંડી પડે છે તેને મોક્ષ મળે છે. લાંબા કૂદવામાં જે બહુજ લાંબુ કૂદે છે તેને ઇનામ મળે છે; તેમજ જે પ્રભુની મૂર્તિની પાસે વધારે લાંબા થઈને નમસ્કાર કરે છે, પ્રભુની છબી જોઈને તેની પાસે દંડવત્ પડી તેના ચરણમાં લાંબા થઇને લેટે છે તેને મોક્ષ મળે છે. દોરડા-ની રમતમાં જે દોરડાને વધુ ખેંચી જાય તેને ઇનામ મળે છે; તેવી રીતે જેઓ માળારૂપી દોરડાને વધુ ખેંચે છે, જેને આખો દિવસ અને રાત માળાનું જ રટણ છે તેને મોક્ષ મળે છે. રમત-માં ઊતરનાર છોકરાંઓ બધી જાતનાં હોય છે અને ઇનામ મેળવનાર પણ બધી જાતના હોય છે. ઇનામ કાંઈ બ્રાહ્મણના

છોકરાને મળે છે ને લોહાણાને નહિ, કે ક્ષત્રિયના છોકરાને મળે ને વાણિયાને નહિ, કે દક્ષિણીને મળે ને કાળીના છોકરાને નહિ એમ નથી; તેમ છોકરો ગરીબ હોય કે પૈસાદાર હોય તે પણ જોવાતું નથી. રમતમાં કાંઈ નાત, જાત, રંગ, રૂપ કે પૈસા જોવાતા નથી. ત્યાં તો જે પહેલો આવે તેને ઇનામ મળે. તેમજ પ્રભુના દરબારમાં પણ નાતજાત કે રંગરૂપ કે પૈસા જોવાતાં નથી; ત્યાં તો પ્રભુને જે વધારે ભજે તેને મોક્ષ મળે છે. આપણા શાસ્ત્રમાં પણ એવા ઘણા દાખલાઓ છેઃ—જેવા કે રંકા ને વંકા જાતના કુંભાર હતા, કબીરદાસ જાતના મુસલમાન હતા, વાલ્મીકિ જાતના ભીલ હતા; માટે ભાઇઓ અને બહેનો ! જો શરતમાં પહેલા આવવું હોય એટલે કે સ્વર્ગના ને મોક્ષના ધામમાં જવું હોય, તો પ્રભુને ભજો, હરિને ભજો.

પદ

હરિભજન થકી, છોટા હોય તે સૌથી મોટા થાય;
તન તાપ ટળે, જન્મ મરણનાં સંકટ સર્વ જાય. ટેક.
જુઓ એકલશૃંગી હરણીના, એવા વ્યાસમુનિ વણ પરણીના;
કહો સુતપુરાણી કુણ પરણીના, હરિભજન થકી૦ ૧
જુઓ શુકજી કેરૂં મૂળ શોધી, જાતે પક્ષી સુરીઓ લોધી;
થયા આપે ઈશ્વર અક્રોધી, હરિભજન થકી૦ ૨
જુઓ માંડવની મેડકી માતા, એવા વસિષ્ઠ વિશ્વે વિખ્યાતા;
એવા ચતુરાનન પંકજ જાતા, હરિભજન થકી૦ ૩
જુઓ વાલ્મિકજીની વાત ખરી, જેણે દર્ભશાળમાં દેહ ધરી;
જેણે સો કોટિ રામાયણ કરી, હરિભજન થકી૦ ૪
જુઓ દાસીસુત શું હીણપણું, એનું પુણ્ય પવિત્ર ચરિત્ર ઘણું;
થયા નારદ મન ગોવિંદ તણું, હરિભજન થકી૦ ૫
જેમ મધ્યમ જળ ગંગામાં ભળે, તે તો ગંગા સરખું થઇને ફળે;
જેમ પારસ પરસે લોહ ટળે, હરિભજન થકી૦ ૬
જાત ભાત તો નવ જાણી, હરિ, ભજે એ હરિ સરખો પ્રાણી;
કહે પ્રીતમ ઓળખો એંધાણી, હરિભજન થકી૦ ૭

# રત્ન ૩૧ મું

## બગભક્ત થવાથી તો ઉલટું બન્ને લોકનું બગડે છે.

એક ગામડામાં ઘણા મોર હતા. તેઓ ત્યાંના ગામડિયાઓની સાથે એટલા બધા હળી ગયા હતા કે તે બધા સવારમાં ગામને પાદરે આવીને કળા કરતા અને પછી લોકો ત્યાં તેને પુષ્કળ દાણા ખાવાને નાખતા. તેઓ ત્યાં નિરાંતે ખાતા અને પછી પાછા ઝાડીમાં ચાલ્યા જતા. આ જોઇને એક કાગડાને વિચાર આવ્યો કે, “ હું પણ જો મોરનાં પીંછાં ઘાલીને તેમની ભેળો ભળી જાઉં, તો નિરાંતે દાણા ખવાય અને મહેનત કરવી ન પડે. ” પણ તેને એક મુશ્કેલી હતી; તે એ કે તેનો રંગ કાળો હતો અને મોરનો ભૂરો હતો, પણ થોડી વાર વિચાર કરીને તે ખુશી થયો હોય એમ લાગ્યું. તે પોતાને માળેથી એકદમ ઊડયો અને જ્યાં ખત્રી લોકોના રંગના રંગેડા પડ્યા હતા ત્યાં ગયો અને તેમાંથી ભૂરા રંગના રંગેડામાં તરવા લાગ્યો. પછી જ્યારે રંગ કાંઇક ભૂરો થયો, ત્યારે બહાર આવ્યો અને મોરનાં પડી ગયેલાં પીછાં પોતાની પાંખમાં ખોસવા લાગ્યો. છેવટે મોરના જેવો વેશ કાઢીને બીજે દિવસે સવારે મોરની સાથે સાથે આવ્યો. મોર પોતાના નિયમ પ્રમાણે કળા કરવા લાગ્યા; પણ બિચારા કાગડાને આવડે નહિ, તેથી કળાનો ખોટો ડોળ કરવા લાગ્યો; પણ લોકોએ તથા મોરોએ તેને તરત ઓળખી કાઢયો. મોરો તો કાંઇ બોલ્યા નહિ, પણ લોકો તેને પથરા મારવા લાગ્યા; તેથી તે ત્યાંથી માર ખાઇને ભાગી ગયો. પછી પોતાના નવા વેશે તે પોતાના ભાઈબંધ કાગડાના ટોળામાં ગયો, પણ તેનો વિચિત્ર વેશ જોઇને ત્યાંથી પણ તેને કાઢી મૂક્યો. તેથી તે બિચારો હેરાન થઇ ગયો અને પોતાના કરેલા કૃત્ય માટે પસ્તાવા લાગ્યો.

ભાઈઓ અને બહેનો! પેલા કાગડાની પેઠે ઘણા માણસો

ભક્ત થવા માગે છે, કારણકે તેઓ જુએ છે કે, ખરા ભક્તો હમેશાં લોકોમાં પૂજાય છે અને માન પામે છે, આથી તેઓ પણ માન મેળવવા ડોકમાં કંઠીના ઝૂડા પહેરે છે અને તિલકો કરે છે તથા બીજા પણ ઢોંગ કરે છે. અંતે તેઓના ઢોંગ જણાઈ આવે છે અને લોકોમાં તેની હાંસી થાય છે. ભક્ત કાંઈ બનાતું નથી કે પરાણે થવાતું નથી અથવા એકબીજાની દેખાદેખી-એ થવાતું નથી; એ તો જ્યારે ઈશ્વરની પૂર્ણ કૃપા હોય, તેની દયા હોય, ત્યારેજ થવાય છે. પરાણે એટલે કે બગલા ભક્ત થવાથી તો ઊલટી હાનિ થાય છે. માટે ભાઈઓ અને બહેનો! બગલા ભક્ત થાવ નહિ, બગલા ભક્ત થાવ નાહ.

જૈસી પ્રીત હરામમેં, ઐસી હરિમેં હોય
ચલા જાય વૈકુંઠમેં, પલા ન પકડે કોય.

## રત્ન ૩૨ મું

### એ દિન ભી જાયગા.



દુનિયામાં કોઈની એક સ્થિતિ રહેતી નથી. ઘડીકમાં ચડતી તો ઘડીકમાં પડતી. બીજનું ઝાડ થાય છે, ઝાડને પાન આવે છે; પછી તેને ફૂલ થાય છે, ફળ થાય છે અને પાછું તે નાશ પામે છે. તેમ માણસ પણ જન્મે છે, મોટો થાય છે, તેને છોકરાંઓ થાય છે, પછી તે વૃદ્ધ થાય છે અને અંતે મરણ પામે છે. સૂર્યની પણ ચડતીપડતી થાય છે, સમુદ્રમાં પણ ભરતીઓટ થયા કરે છે. ટૂંકમાં દરેક વસ્તુની ચડતીપડતી થયા કરે છે, પણ તે ચડતીપડતીમાં જે માણસ સમતા રાખી શકે છે, ધીરજ ધરી શકે, છે, તેજ માણસના નામને યોગ્ય છે. શાસ્ત્ર સાંભળ-વાનું અને સત્સંગ કરવાનું ફળ તે વખતેજ કામ આવે છે. ચઢતીમાં ફુલાઈ ન જવું અને પડતીમાં નિરાશ ન થવું એજ સાર્થકતા છે. પાંડવોના મોટા ભાઇ ધર્મરાજાએ સુખમાં તથા

દુઃખમાં કેવી ધીરજ રાખી હતી તે વાત ખાસ જાણવા જેવી છે. જ્યારે એક વખત ધર્મરાજાએ મોટો યજ્ઞ કર્યો, ત્યારે દેશદેશના રાજાઓ તેને ભેટ ધરવાને વાસ્તે આવેલા હતા. તે વખતે રાજાઓની એટલી બધી ભીડ હતી. અને ભેટ આપવાની રકમો પણ એટલી બધી મોટી હતી કે ધર્મરાજાને એવો ઠરાવ કરવો પડયો હતો કે, "જે રાજાને સવાલાખ રૂપિયા કરતાં વધારે ભેટ આપવી હોય, તેજ રાજાને હાથોહાથ આપી શકશે. બાકી બીજાઓએ પોતાની ભેટ મોટા અમલદારોને આપવી." સભામાં જુદી જુદી જાતની અને એક એક કરતાં ચડે એવી ભેટો આવવા માંડી. છેવટે જ્યારે બધાની ભેટો આવી રહી, ત્યારે શ્રીકૃષ્ણે ઊભા થઈને એક નાની વીંટી ધર્મરાજાને ભેટ આપી. આ જોઇને સર્વ રાજાઓ દંગ થઈ ગયા કે આવા નાના નાના રાજાઓએ મોટી ભેટ આપી અને શ્રીકૃષ્ણે એક નાની વીંટીજ આપી ! ધર્મરાજા તે વીંટી જોઇને પછી રાજ્યાસન ઉપરથી ઊભા થઇને બોલ્યા કે, "હે રાજાઓ ! તમે બધા અજાયબ થયા છો અને તમારા મનમાં એવો વિચાર આવ્યો હોય એમ મને લાગે છે કે, શ્રીકૃષ્ણે આટલી નાનીજ વીંટી કેમ આપી ? પણ હે રાજાઓ ! તમે બધાએ જે ભેટો મને આપી છે, તેના કરતાં આની કિંમત કરોડોગણી છે અને ખરૂં કહું તો તેની કિંમત અમૂલ્યજ છે; કારણકે તે વીંટી નાની છે, પણ તે વીંટી ઉપરના જે અક્ષરો છે તે ઘણા કિંમતી છે અને એક અક્ષરની કિંમત કરોડો રૂપિયા છે. જુઓ, તે વીંટી ઉપર લખેલું છે કે, 'એ દિન ભી જાયગા !' અહા જુઓ, તે વાક્યમાં કેવો સરસ બોધ છે, કેવી સરસ સોનેરી શિખામણ છે ! આવો સરસ દિવસ છે, ખુશાલીનો દિવસ છે, તે પણ ચાલ્યો જશે; તો તે માટે પણ શા વાસ્તે અભિમાન કરવું જોઇએ ? તેમજ આથી ઊલટો એટલે કે પડતીનો દિવસ આવે તો તે માટે શું કામ શોક કરવો જોઇએ ?"

ભાઈઓ અને બહેનો ! ધર્મરાજા ખરેખર તે વીંટીની શિ-

બ્રામણથી બહુજ ધીરજ રાખી શક્યા હતા. તેમને વનવાસ મળ્યો, તેમના કાકાના દીકરાઓએ તેમને પજવ્યા; ત્યારે તેમણે પોતાની ધીરજ ખોઈ નહોતી. માટે આપણે પણ 'એ દિન ભી જાયગા' એ વાક્ય યાદ રાખીને હમેશાં ચડતી અને પડતીમાં તેમજ સુખમાં કે દુઃખમાં ધીરજ રાખતાં શીખવું જોઈએ.

૫૬

સબ દિન હોત ન એક સમાન,<br>
પ્રકટત હે પૂરવકી કરણી, તજ મન શોચ અજ્ઞાન. સબ૦<br>
એક દિન રાજા હરિશ્ચંદ્ર કે, ઘર સંપત મેરુ સમાન;<br>
એક દિન દાસજ ભયો સુપચ ઘર, અંબર હરત મસાન. સબ૦<br>
એક દિન રામ જાનકી લક્ષ્મણ, વિહરત પુષ્પવિમાન;<br>
એક દિન પંચવટીમેં અકેલે, રુદન કરત ઉદ્દિયાન. સબ૦<br>
એક દિન રાજસિંહાસન યુધિષ્ઠિર, અનુચર શ્રીભગવાન;<br>
એક દિન રાજસભામેં દ્રૌપદીકે, કેશ દુઃશાસન તાણ. સબ૦<br>
એક દિન ભયો બરાતમેં દુલહો, ચોદિશ મંગળ ગાન;<br>
એક દિન ભયો કાળવશ મસ્તક, કર લંબે પગ તાન. સબ૦<br>
એક દિન માતૃ ઉદરમેં આયો, લીએ લાભ અરુ હાણ;<br>
સૂર કહે સબ ભાવિકે વશમેં, બિધિકે અંક પ્રમાણ. સબ૦

## રત્ન ૩૨ મું

### પ્રભુને પ્રાપ્ત કરવા યત્ન કરવોજ જોઈએ.




પણે કહીએ છીએ કે, "મનુષ્યયત્ન અને ઈશ્વરકૃપા" પણ તે પ્રમાણે આચરણ કરતા નથી. આપણને તો જો મહેનત વિના કાંઇ પણ ચીજ મળતી હોય, તો આપણે સૂઇ રહીએ તેવા છીએ અને સૂતાં સૂતાં મળતું હોય તો પછી બાકીજ શું રહે ? પણ મહેનત વિના એકેય ચીજ મળતીજ નથી. દુનિયાની નજીવી

વસ્તુનાં દર્શન પણ મહેનત વિના થતાં નથી, ત્યારે પ્રભુનાં દર્શન મહેનત વિના શી રીતે થઈ શકે? આપણે ખાવાના દાણા જોઈએ છે, તે મેળવવાને પણ ખેતરમાં ખેડવું જોઇએ, દાણા વાવવા જોઇએ, બીજો કચરો કાઢવો જોઇએ; પાણી પાવું જોઈએ, રાત દિવસ તેની રખેવાળી કરવી જોઇએ. જ્યારે દાણા વાસ્તે આટલી બધી મહેનત કરવી પડે છે ત્યારે દાણાને બનાવનાર પ્રભુને મેળવવાને કેટલી બધી મહેનત કરવી જોઇએ ? એ તો જરા વિચારો. મોતી મેળવવાં હોય, તો ખાસ દરિયામાં ડૂબકી મારનારા માણસો જોઇએ, તે બધાને એક બોટમાં બેસાડી લઇ જવાં જોઇએ, પછી તેમને ટોપલામાં બેસાડીને નીચે દરિયામાં ઉતારવા જોઇએ, ત્યાં તેઓના ભાગ્યમાં હોય તો છીપો લઇને ઉપર આવે અને નસીબ હોય તો મોતી નીકળે; નહિ તો મરી જાય તો થઇ રહ્યું. મોતી મેળવવાને પણ આટલી બધી મહેનત કરવી પડે છે, ત્યારે મોતીને બનાવનાર ઈશ્વરને મેળવવાને કેટલી બધી મહેનત કરવી જોઇએ ? કોઈ એક સારા માણસને મળવું હોય, તોપણ કેટલો બધો યત્ન કરવો જોઈએ, કેટલી બધી મહેનત કરવી જોઇએ, કેટલાની ખુશામત કરવી જોઇએ અને કેટલાંનાં મોઢાં બોલાવવાં જોઇએ ? એક સારા માણસને મળવાને આટલી બધી મહેનત કરવી પડે છે, ત્યારે માણસને બનાવનાર પ્રભુને મેળવવાને કેટલી બધી મહેનત કરવી જોઇએ !

ભાઇઓ અને બહેનો ! નજીવી ચીજ મેળવવાની આપણે ઘણી મહેનત લઇએ છીએ; જે ચીજો નાશવંત છે, ક્ષણભંગુર છે, તે મેળવવાને રાત અને દિવસ મહેનત લઇએ છીએ; પણ પ્રભુ કે જે દયાના ભંડાર છે, કૃપાના સાગર છે અને જેણે આપણી ઉપર અનંત ઉપકારો કર્યાં છે, તેને મેળવાવાને જરા જેટલી મહેનત કરતા નથી એ કેટલી બધી અફસોસની વાત છે ! માટે હવેથી પ્રભુને પ્રાપ્ત કરવા એક ચિત્તે મહેનત કરો, મહેનત કરો.

### ભજન

લેહ લગાડી રામને, જપો જાવું છે મરી;
જાવું છે મરી રે, કાયા જાશે પડી. લેહ૦
ઘણે કષ્ટે પિંડ બંધાણો, ગર્ભમાં ધરી (૨)
માંડ કરીને મનખો પામ્યો, ચોરાશી ફરી. લેહ૦
ઉંચાં મંદિર માળિયાં તારાં, રહેશે રે પડી (૨)
એવી રૂડી મનખાદેહ તારી, ધૂળમાં ઢળી. લેહ૦
તેડાં આવ્યાં શ્રીરામનાં, જાવું કષ્ટની ઘડી (૨)
જમ આવ્યે તારૂં જોર નહિ ચાલે, બાંધશે જડી. લેહ૦
સગા સર્વે વિંટાઇ બેઠાં, મરણની ઘડી (૨)
કાઢો કાઢો સૌ કહે, એને રોકો માં ઘડી. લેહ૦
સંતની સેવા હરિની ભક્તિ, વાત છે ખરી (૨)
શ્રીહરિ કહે રઘુવર સમરો, જાશો તરી. લેહ૦

---

## રત્ન ૩૪ મું

### ટીપે ટીપે સરોવર ભરાય ને કાંકરે કાંકરે પાળ બંધાય.




સ્ત્રમાં લખેલું છે કે, "દાન કરો" અને ઋષિ-મુનિઓ કહે છે કે, "પરમાર્થ કરો;" પણ કેટલાએક એમ કહે છે કે, "અમારે તે પૈસા ક્યાંથી લાવવા? શું પરમાર્થ કરવા વાસ્તે પૈસા મેળવવાને અમે ચોરી કરવા જઇએ કે ખાતર પાડવા જઇએ? સાધુઓને તો કહેતાં આવડે છે, પણ કહેવું સહેલું છે અને કરવું બહુ મુશ્કેલ છે." ભાઇઓ અને બહેનો! કહેવું અને કરવું એ બેમાં ઘણો ફેર છે. પરમાર્થ કે દાન કાંઇ ધનથીજ થતાં નથી. મનથી અને તનથી પણ પરમાર્થ થઇ શકે છે અને થોડું પણ જો ધન હોય અને તેનો બરાબર ઉપયોગ કરીએ, તો તેથી બહુજ કામ થાય છે. જુઓ, આપણે એક દાખલો લઇએ. એક શેરીમાં પચીસ ઘર હોય

અને એક એક ઘરમાં છ છ માણસ હોય. હવે એક એક ઘરનું એક એક માણસ બબ્બે કોળિયા ઓછા જમે, તો તેઓ કાંઇ ભૂખે મરશે નહિ કે મરી જશે નહિ. હવે જો એ પ્રમાણે હિસાબ ગણીએ, તો એક દિવસમાં એ શેરીમાંથી ત્રણસો કોળિયા બચે અને તે ત્રણસો કોળિયામાંથી લૂલા, લંગડા તથા આંધળા મળી દસ માણસ નભે. તેવીજ રીતે જેઓ ભણેલા હોય તેઓ પોતાની શેરીના છોકરાને ભણાવે તો કેટલો બધો ફાયદો થાય ! વળી જો એક એક માણસ દીઠ મહિને બબ્બેજ પૈસા કાઢવામાં આવે, તો મહિને ત્રણસો પૈસા થાય અને તેમાંથી પહેલા મહિનામાં ગરીબ માણસોને લૂગડાં અપાવી શકાય, બીજે મહિને ગરીબ વિદ્યાર્થીઓને ફી તથા ચોપડીઓ અપાવી શકાય, ત્રીજે મહિને બધા શેરીના માણસોને કામ આવે એવી દવાનો સંગ્રહ થાય અને એવી રીતે બીજાઓનું ભલું થઈ શકે અને પોતાનું તથા પોતાના પાડોશીઓનું પણ સારૂં થઈ શકે. વળી તે બધા શેરીવાળા જો રાત્રે રાત્રે ભેળા થાય અને હરિનું કીર્તન કરે તથા પ્રભુની માળા ફેરવવા બેસે, તો કેટલાઓનું કલ્યાણ થાય ? આવી રીતે જો એકજ શેરીવાળા કરે, તો તેનું જોઇને બધા કરે અને પછી ધીરે ધીરે આખું ગામ પણ તેમજ કરે. આથી કોઈને ઝાઝો ભાર પણ ન પડે અને સૌનું ભલું થાય. જે શેરીમાં વધારે ગરીબ માણસ હોય, તે શેરીના પૈસાદાર માણસોએ વધારે પૈસા આપવા અથવા બીજા પૈસાદાર પાસેથી લઈને તે ફંડ ચલાવવું. આવી રીતે ટીપે ટીપે કરતાં મોટું સરોવર થઈ શકે અને કાંકરે કાંકરે પાળ બંધાઇ જાય; માટે દરેકે પોતાની શક્તિ પ્રમાણે તન, મન અને ધનથી પરમાર્થ કરવા યત્ન કરવો જોઇએ.

છપ્પો

અતિશય બની ઉદાર, કરો પ્રીતે પરમારથ,
વ્યર્થ બીજો વ્યવહાર, એજ સાચો છે સ્વારથ;
રીઝે જગતનો રાય, થાય નાણું જો થોડું,

નહિ રહે કશું ન્યૂન, પુણ્ય ફળશે પરલોક.
ટપકે ટપકે સરોવર ભરે, પાળ કાંકરે કાંકરે;
હિંમત ધરી હાથોહાથથી, નાખો કણ નવટાંક રે.

## रत्न ३५ मुं

### મહાજન માબાપ છે, પણ મારી ખીલી નહિ ખસે.



એક વાણિયો હતો. તે ઘર ચણાવતો હતો. ઘર ચણાવતાં ચણાવતાં જગ્યાના સંબંધમાં તેના પાડોશીની સાથે તકરાર થઈ. પડોશી બિચારો બહુજ ભલો હતો. તેણે તેને સમજાવ્યો કે, "ભાઇ! તારી ખીલી તું મારી જગ્યામાં નાખે છે તેથી મારી જગ્યા દબાય છે, માટે તારી ખીલી ત્યાંથી ખસેડીને તારી જગ્યામાં નાખ." વાણિયાને ઘણુંએ સમજાવ્યો, પણ તે સમજ્યો નહિ. છેવટે પાડોશીએ મહાજન પાસે જઇને કહ્યું કે, "અમારે કોર્ટમાં જવું ન પડે અને એકબીજાને ખર્ચમાં ઊતરવું ન પડે, માટે આપ ત્યાં આવો અને વાણિયાને સમજાવો." પછી મહાજનના માણસો વાણિયાની પાસે ગયા અને ત્યાં આગળ બરાબર તપાસ કરીને વાણિયાને કહ્યું કે, "તારે તારી ખીલી ત્યાંથી ખસેડવી પડશે." વાણિયાએ કહ્યું કે, "આ મારો પાડોશી લુચ્ચો છે અને આપને ખોટું ખોટું ભરમાવ્યું છે; તેથી આપ આમ કહો છો. આપ જેમ કહો તેમ કરવાને હું તૈયાર છું; પણ જરા ન્યાયની રીતે તો થવું જોઈએ ને?" મહાજને કહ્યું કે, "આ ન્યાયની રીતેજ થાય છે, માટે અમે કહીએ તેમ કર; નહિ તો મફતનો દરબારમાં ઘસડાઇશ અને દંડાઇશ." વાણિયાએ કહ્યું: "મહાજન તો માબાપ છે, પણ મારી ખીલી અહીંથી નહિ ખસે." મહાજને કહ્યું કે, "વાણિયા! પછીથી પસ્તાવું પડશે, માટે અમારૂં કહેવું માનીશ તો

ઠીક." વાણિયાએ કહ્યું કે, "તમે કહો છો તે બધું સાચું, તમે તો અમારાં માબાપ છો; પણ આ ખીલી ખસેડવાનું કહો છો તે ઠીક નહિ. મહાજન તો માબાપ છે, પણ મારી ખીલી ખસશે નહિ."

વાણિયાના આવા વચનથી નારાજ થઇને મહાજન ચાલ્યું ગયું અને તેના પાડોશીને કહ્યું કે, "તું તારે હવે કોર્ટમાં જા અને એને પાંસરો દોર કરી મૂક." પછી તેના પાડોશીએ કોર્ટમાં ફરિયાદ કરી અને તેના ઉપર વૉરંટ કઢાવી પોલીસ પાસે પકડાવ્યો. કોર્ટમાં કેસ ચાલ્યો અને અંતે વાણિયાને કેદખાનામાં જવું પડયું, ત્યારે તે ઘણો પસ્તાવો કરવા લાગ્યો; પણ તે શા કામનું? ભાઇઓ અને બહેનો! આપણને પણ તે વાણિયાની પેઠે પસ્તાવું ન પડે માટે અત્યારથીજ ચેતવું જોઇએ. આપણે પણ તે વાણિયાની પેઠે આ સંસારનાં ધન, દોલત ને માયા કે જે આપણાં નથીજ, તેમાં આસક્ત થઈ ગયા છીએ અને મહાજનરૂપી મહાપુરુષો અને સંતો વારંવાર શાસ્ત્રદ્વારા કહે છે કે, "સંસારમાં આસક્તિ ન રાખો, સંસારમાં રચીપચી ન રહો," તે છતાં આપણે પેલા વાણિયાની પેઠે તેમનું કહેવું નથી માનતા અને સંસારમાંજ લુબ્ધ રહીએ છીએ; તેથી છેવટે પેલા વાણિયા ઉપર જેમ વૉરંટ આવ્યું અને સિપાઇઓ પકડી ગયા, તેમ કાળરૂપી વૉરંટ આવશે અને જમડા આપણને પકડી જશે અને નરકરૂપી કેદખાનામાં સબડવું પડશે. માટે ભાઇઓ અને બહેનો! અત્યારથીજ મહાત્મા અને સંત પુરુષોના કહેવા પ્રમાણે વર્તવાને યત્ન કરો, તેમની આજ્ઞા પ્રમાણે અનુસરવાને પ્રયત્ન કરો.

પદ

તારા મનમાં જાણે કે મરવું નથી જો,
જેમ પીંપળાના પાનને ખરવું નથી જો. તારા મનમાં૦
જે ઠેકાણે ઓઢાડી મંગળ ઘાટડી જો,
તે ઠેકાણે બંધાશે તારી ઠાઠડી જો. તારા મનમાં૦

જે ઠેકાણે વાજીંતર તારા વાગિયાં જો,
તે ઠેકાણે લેવાશે તારાં છાજિયાં જો. તારા મનમાં૦
તારે પ્યારી વિના કેમ ચાલશે જો?
ચૂડો ભાગીને ખૂણે એને ઘાલશે જો. તારા મનમાં૦
જે ઠેકાણે લખી'તી કંકોતરી જો,
તે ઠેકાણે લખાશે કાળોતરી જો. તારા મનમાં૦

## રત્ન ૩૬ મું

### સત્સંગ કરો.



એક સાધુ હતો. તે લોકોને એજ ઉપદેશ દેતો કે, "સત્સંગ કરો, સત્સંગ કરો." જો તેને કોઇ મળવા જાય કે તેને કાંઈ પૂછવા જાય કે જમવાનું કહેવા જાય, તો બધાને તે કહેતો કે, "સત્સંગ કરો, સત્સંગ કરો." તે કહેતો કે, "વેદનો સાર, પુરાણનો સાર, ગીતાનો સાર, ઉપનિષદોનો સાર, સ્મૃતિઓનો સાર અને બધાં શાસ્ત્રોનો સાર એજ છે કે સત્સંગ કરો ને સત્સંગ કરો." એક વખત તેની પાસે એક મુમુક્ષુ આવ્યો. તેણે તે સાધુને પૂછ્યું કે, "મહારાજ! શું સત્સંગનો એટલો બધો મહિમા છે કે તમે જેને અને તેને અને જ્યારે અને ત્યારે એમજ કહો છો કે સત્સંગ કરો, સત્સંગ કરો." સાધુએ કહ્યું: "ભાઈ! કાલે તું અહીં આવે, ત્યારે થોડીક ડુંગળી લેતો આવજે અને સાથે થોડું ઘી લેતો આવજે." પછી બીજે દિવસે તે ડુંગળી અને ઘી લઇને આવ્યો, ત્યારે મહારાજે તેને એક છરી આપીને કહ્યું કે, "આને કાપ." તે ડુંગળીને કાપતાં કાપતાં તેની આંખમાંથી દડદડ આંસુ નીકળવા લાગ્યાં, નાકમાંથી પાણી નીકળ્યાં અને માંડ માંડ તે કાપી રહ્યો. પછી સાધુએ કહ્યું "ભાઇ! હવે તું તેને ખાઇ જા!" તેણે કહ્યું: "ના, ના, મહારાજ! તેને જોતાંજ

હજી આટલું થયું, તો જો તેને મારા પેટમાં નાખું તો પછી બાકીજ શું રહે ? " આટલું કહેતાં કહેતાં તેણે તે છરી અને ડુંગળી ફેંકી દીધાં. પછી મહારાજે કહ્યું: "ભાઇ! તને ગરમી બહુજ થઇ ગઇ છે, માટે આ ઘી તરફ જો." તેણે ઘી તરફ થોડી વાર જોયું, ત્યારે ગરમી મટી અને ઠંડક થઈ. પછી સાધુએ કહ્યું: "તે ખાઇ જા." ત્યારે તેણે કહ્યું: "મહારાજ! તેને જોવાથીજ મને ઠંડક થઇ ગઇ છે, ત્યારે જો હું તે ખાઈ જાઉં તો અતિશય ઠંડક થાય; માટે લાવો, હું તે ખાઇ જાઉં." એમ કહીને તે ઘી ખાઇ ગયો. પછી તે સાધુએ કહ્યું: "ભાઇ! હવે તો પ્રત્યક્ષ પારખું થયું ને? ડુંગળીને તો હજી તું કાપીને જોતો હતો, ત્યાં આટલું બધું થયું; ત્યારે જો તેનો સંગ કર્યો હોત, તો કોણ જાણે શુંયે થયું હોત ? ઘીને જોતાંજ તને ઠંડક થઇ અને તેનો સંગ કર્યો ત્યારે તો ઘણીજ ઠંડક થઇ. તેવીજ રીતે કુસંગીઓને જોવાથીજ આપણા મનમાં ખરાબ વિચારો આવે છે, ત્યારે જો તેઓનો સંગ કર્યો હોય તો કોણ જાણે આપણા કેવા હાલ થઇ જાય? એથી ઊલટું સત્સંગીઓને જોવાથી આપણા મનમાં સદ્વિચારોજ ઉત્પન્ન થાય છે ત્યારે જો તેઓનો સંગ કર્યો હોય તો તો આપણું ભાગ્યજ ફરી જાય ને! ભાઈ! આથીજ હું સૌને કહું છું કે, સત્સંગ કરો, સત્સંગ કરો." ભાઇઓ અને બહેનો! આપણે પણ તે સાધુનાં વચન યાદ રાખીને હમેશાં સત્સંગ કરવો જોઈએ.

કાલિંગડો

સત્સંગની સમાન રે, નથી આનંદનું કોઇ સ્થાન રે. ટેક
પુણ્ય પૂરવનાં પ્રકટે ત્યારે, સૂઝે છે સત્સંગ પાન રે. સત્૦
મળે છે સહજ શ્રમે સત્સંગથી, અમૂલ્ય અદ્‌ભુત જ્ઞાન રે. સત્૦
બાળ અને અજ્ઞાની જનોને, સત્સંગ કરે છે મહાન રે. સત્૦
વેદ પુરાણો વાંચ્યા શીખ્યા વીણ, સત્સંગે ટળે અજ્ઞાન રે. સત્૦
સતસંગ પાનથી ભક્તિ સૂઝે ને, લાગે છે પ્રભુ પદે તાન રે. સત્૦
તજી ભગવાન સુસંગે રહ્યા વીણ, જન્મ્યો ન જન્મ્યો સમાન રે. સત્

## રત્ન ૩૭ મું

### દુનિયામાં જનાવર વધારે છે કે માણસ ? પૂંઠ વધારે છે કે મોઢાં ?




ક સ્વામીએ એક રાજાને ખૂબ ભણાવ્યો ગણાવ્યો અને શાસ્ત્રથી સારી રીતે વાકેફ કરીને ગુરુમંત્ર પણ આપ્યો. ત્યારે તે રાજાએ તે સ્વામીને કહ્યું કે, "મહારાજ ! આપે મારા ઉપર બહુજ અનુગ્રહ કર્યો છે; માટે મારી પાસેથી કાંઇક માગી લો." તે સ્વામીએ કહ્યું કે, "બેટા ! મારે કોઈ બાબતની તૃષ્ણા નથી, પણ જ્યારે તું કહે છે, ત્યારે હું તારી પાસે માગી લઉં છું કે, મારા નીચેના પ્રશ્નનો ઉત્તર તું મને ગમે ત્યાંથી મેળવી દે. બેટા ! દુનિયામાં જનાવર વધારે છે કે માણસ, પૂંઠ વધારે છે કે મોઢાં ?" રાજાએ કહ્યું: "પ્રભુ ! આમાં તે આપે શું માગ્યું ? આ તો હું આપને ગણતરી કઢાવીને તરતજ જવાબ આપીશ. બેચાર ગામના માણસની ગણતરી કઢાવીશ અને તમામ જનાવર ગણાવીશ. વળી આપના બીજા પ્રશ્નનો ઉત્તર તો બહુ સહેલો છે; કારણકે દરેક માણસને અને જનાવરને એક એક પૂંઠ હોય અને એક એક મોઢું હોય; માટે દુનિયામાં પૂંઠ તથા મોઢાં સરખાં છે." સ્વામીએ કહ્યું: "ભાઈ ! ઉતાવળો ન થા, તું વિચાર કરજે અને તારા તાબાના તથા તારા લાગતાવળગતા દરેકને તે પૂછીને નક્કી કરજે. હું એક વરસ પછી આવીશ અને તારો જવાબ લઇશ." રાજાએ આ પ્રશ્ન ગામોગામ પુછાવ્યો અને પોતે પણ જનાવરની તથા માણસની ગણતરી કરવા લાગ્યો. બધાએ તપાસ કરી તો જણાયું કે જેટલાં જનાવર હતાં તેટલાજ માણસ હતા અને જેટલી પૂંઠ હતી તેટલાંજ મોઢાં હતાં. એક વરસ પછી સ્વામીજી પાછા પધાર્યા અને મોટી સભા ભરીને પોતાનો પ્રશ્ન પૂછયો. બધાએ જવાબ આપ્યો કે, "મહારાજ ! દુનિયામાં જેટલાં

જનાવર તેટલાંજ મોઢાં છે." મહારાજે કહ્યું: "તમે બધા ભૂલો છો. મારી ગણતરી પ્રમાણે દુનિયામાં જનાવર વધારે છે અને માણસ થોડાં છે; પૂંઠ વધારે છે અને મોઢાં થોડાં છે." બધાએ કહ્યું: "મહારાજ! એમ કેમ બને? આપ કૃપા કરીને અમને સમજાવો તો ઠીક." સ્વામીજીએ કહ્યું: "જુઓ આહાર, નિદ્રા, ભય અને મૈથુન જનાવરને છે તેમજ માણસને છે; માટે જો માણસમાત્ર જનાવરની પેઠેજ કાળ નિર્ગમન કરે અને ઈશ્વરને ન ભજે, હરિનું સ્મરણ ન કરે, દાનપુણ્ય ન કરે તો તે માણસજ શાનો? તે તો જનાવરજ છે. માટે હું કહું છું કે, દુનિયામાં માણસો થોડાં છે અને જનાવરો ઘણાં છે. વળી મોઢું આપ્યું છે તે કાંઈ કેવળ ખાવાને વાસ્તેજ નહિ, પણ પ્રભુનું સ્મરણ કરવાને આપ્યું છે; માટે જે મોઢેથી હરિનું સ્મરણ થતું નથી તે કાંઇ મોઢાં નથી પણ પૂંઠજ છે. માટે હું કહું છું કે, દુનિયામાં પૂંઠ વધારે છે અને મોઢાં તો થોડાજ છે." આ સાંભળીને સૌ મહારાજનાં વખાણ કરવા લાગ્યા અને હરિનું સ્મરણ કરવા લાગ્યા તથા દાનપુણ્ય કરવા લાગ્યા. ભાઇઓ અને બહેનો! આપણે પણ જો આપણાં મોઢાંને પૂંઠ બનાવવી ન હોય અને જનાવરમાં ખપવું ન હોય, તો હરિને ભજવા અને યથાશક્તિ દાનપુણ્ય કરવા મંડી જવું જોઇએ.

### ભજન

કાઢ્યાં અતિ કડવાં કલેજાં, કાપનારા કેણને;
ન કહ્યાં કદી સદ્‌બોધકારક, વિનયવાળાં વેણને.
નહિ નામ લીધું રામનું, જીહ્‌વા જડી તો શું થયું?
જાણ્યા ન જો જગદીશ તો, માનવ થયા પણ શું થયું?

### દોહો

ઢોર ઘડતાં મનુષ્ય ઘડ્યો, ભૂલ્યો શિંગ ને પૂછ;
તુલસી હરિ કે ભજન વિણ, ધિક્ દાઢી ધિક્ મૂછ.

## रत्न ३८ मुं

### જેવું વાવશો તેવું લણશો.



જો આપણે ઘઉં મેળવવા હોય, તો ખેતરમાં ઘઉં વાવવા જોઇએ અને જો બાજરો મેળવવો હોય, તો બાજરો વાવવો જોઇએ. પથરા વાવવાથી કે રેતી વાવવાથી કાંઈ ઘઉં કે બાજરો મળે નહિ. તેવી રીતે જો આપણે સ્વર્ગનાં સુખ મેળવવાં હોય કે મોક્ષધામ પ્રાપ્ત કરવું હોય, તો તેને માટે યોગ્ય કર્મ કરવાં જોઇએ; પણ હાલમાં આપણે તેમ કરતા નથી. હાલમાં તો માત્ર બહારનોજ આડંબર છે. પણ આપણે ખાતરી રાખવી કે, બહારનાં આડંબરથી પ્રભુ રાજી થશે નહિ. આપણે બીજાને કહીએ કે, "આજ તો મેં અગિયારસ કરી છે" અને તે દિવસે ખાસા મજાનાં મિષ્ટાન્ન ઉડાવીએ તથા બટાટા–સૂરણનો પણ તાડ દઇએ! આ શું અગિયારશ કહેવાય કે? આમ કરવાથી શું પ્રભુ રીઝી જશે? પ્રભુ શું કાંઈ જાણતાજ નથી કે? વળી આપણે ઘીનો અખંડ દીવો બાળવો હોય, તો ખાસું મજાનું ખોરામાં ખોરૂં ઘી ગોતી લાવીને બાળીશું અને લાડુ કરવા હશે, તો ચોખ્ખામાં ચોખ્ખું લાવીશું. ભાઇઓ અને બહેનો! અહા! પ્રભુને અર્થે ખોરૂં ઘી અને આપણે અર્થે ચોખ્ખું ઘી! કહો, પ્રભુ તે આપણા પર શી રીતે પ્રસન્ન થાય? વળી દેવદર્શને જઇએ ત્યારે ત્યાં સડેલા દાણા કે જરા મોળા પડી ગયા હોય તેવા લઇ જવાય; પણ જ્યારે ખાવા હોય, ત્યારે ઊંચામાં ઊંચા; વળી દેવદર્શને જતાં પાઇ કે પૈસો મૂકવો હોય તો ઘાસલ ચાલે અને શાકપાંદડું મૂકવું હોય તો સડેલું ચાલે. કહો, આવી રીતે કરવાથી આપણો ઉદ્ધાર શી રીતે થઈ શકે; વળી પર્વણીને દિવસે દાન કરવું હોય તો ઓળ-

ખીતા બ્રાહ્મણને, વૈદ્યને, કંપાઉન્ડરને કે ઢેડને પણ સારૂં અ-પાય; પણ બિચારા અનાથને, લૂલા–લંગડા અને આંધળાને ધક્કા મળે. કહો ભાઇઓ અને બહેનો! આવી રીતે વર્તવા-થી–આવી રીતનો જુલમ કરવાથી પ્રભુ શી રીતે રાજી થાય? એ તો જેવું વાવવું તેવું લણવું. આપણે આવી રીતે વર્તવા લાગ્યા એટલે દુકાળ અને મરકી જેવા રોગ ફેલાવા લાગ્યા. હજી પણ જો આપણે સમજીને સુધરીએ અને સાત્ત્વિક દાન કરવા લાગીએ અને આપણે જે ચીજો ખાઇએ તેના કરતાં હજાર દરજ્જે ઉત્તમ ચીજ પ્રભુને અર્થે આપીએ, તોજ પ્રભુ રાજી રહેશે, તોજ તે પ્રસન્ન થશે અને આપણા સર્વનો ઉદ્ધાર થશે. માટે ભાઇઓ અને બહેનો! હમેશાં સારૂં વાવવાનો યત્ન કરો, કારણકે સારૂં વાવવાથી સારૂં લણાશે.

ઠૂમરી

સ્વારથિયાં જન સર્વ થઇ ગયાં, પરમારથિયું કોઇ નથી;
બિનસ્વારથ પરમારથવાળો, ન મળે જન મહી જોયે મથી. ટેક
સ્વારથ માટે કાળી રાતે, કાળા કૂપ મહીં પડશે;
પણ પરમારથ કામે જાતાં, દસ મૂરત દિવસ ખડશે–સ્વાર૦
ભવાઇ નાટક ને બેઠકમાં, નાણાં દેતાં નહિ ડરશે;
પણ દમડી રાતી દર્શનમાં, દેવ પાસ ધરતો મરશે–સ્વાર૦
જુગાર સોરટી ને સટ્ટામાં, નાણાં દેવાં નવ ખટકે;
પરમારથમાં પાઇ દેતાં, જમ હાથે આવી અટકે–સ્વાર૦
સ્વારથમાં સિદ્ધિ નહિ મળશે, પરમારથમાં પુણ્ય થશે;
કહે ભગવાન કરો પરમારથ, કુળ એકોતર ઉદ્ધરશે–સ્વાર૦



## રત્ન ૩૧ મું

### ભક્તોનો આનંદ ભક્તજ જાણે.



એક ગામમાં એક વૈરાગી રહેતો હતો. તે બીજા વૈરાગીની પેઠે કાંઇ નામનોજ વૈરાગી નહોતો; પણ ખરેખરો વૈરાગી હતો. તે એક ઠેકાણે બેસીને આખો દિવસ પ્રભુનું સ્મરણજ કર્યા કરતો હતો. જો લોકો તેને ત્યાં આવીને ખાવાનું આપી જાય તો ઠીક, નહિ તો તે દિવસ તે ઉપવાસ કરી લેતો. આવી રીતે જ્યારે તેણે ખરો વૈરાગ્ય બતાવવા માંડ્યો, ત્યારે તો લોકો તેને ખૂબ ખાવાનું આપવા લાગ્યાં, જમવાને નોતરાં ઉપર નોતરાં આપવા લાગ્યાં, ઓઢવાને જુદી જુદી જાતનાં કપડાં આપવા લાગ્યાં, પણ તે માત્ર ખાવા જેટલુંજ રાખીને બીજું આપી દેતો અને લૂગડાં તો બધાંય આપીજ દેતો. આખો દિવસ તે તો ભજનમાંજ મસ્ત રહેતો. વળી જે આવે તેને તે એમજ કહેતો કે, "ભજન કરો, ભજન કરો." તે સિવાય તે બીજી કાંઈ વાતચીત કરતો નહિ, માત્ર ભજનજ કરતો. એક દિવસ એક માણસે આવીને કહ્યું કે, "મહારાજ! તમને આવું સારૂં સારૂં ખાવાનું મળે છે, તોય તમે કાંઇ ખાતા કેમ નથી? આવાં સારાં કપડાં મળે છે, તો તેમાંથી તમે કેમ લેતા નથી? મોટા મોટા અમલદારો તમારી સાથે વાતો કરવા આવે છે, તોય તેની સાથે કેમ વાતો કરતા નથી? તમે તો આખો દિવસ મૂઢની પેઠે બેસીજ રહો છો તેનું કારણ શું? તમે તો બધાને કહો છો કે ભજન કરો, ભજન કરો, ભજન કરો; પણ મહારાજ! ભજનમાં તે મજા પડે? ખરી મજા તો ખાવાપીવામાં અને આનંદ ઉડાવવામાં છે." મહારાજે કહ્યું: "બચ્ચા! હું તને એક વાત કહું તે સાંભળ:—

"એક મૂંગો હતો. તે ગામ બહાર રખડતો હશે. રખડતાં

રખડતાં એક સાકરનો કોથળો પોઠિયા ઉપરથી નદી પાસે પડી રહેલો તે તેણે જોયો. ત્યાં જઇને તેનાથી જેટલી સાકર ખવાય તેટલી ખાધી અને પછી ગામમાં આવ્યો. ગામમાં આવીને બધાને સાનમાં ઘણુંએ સમજાવે કે, નદી પાસે સાકર પડી છે, માટે જેને લૂંટવી હોય તે લૂંટો; પણ તેની સાનમાં કોઇ પણ સમજ્યું નહિ. તેની સાન ઉપરથી લોકોએ એમ માન્યું કે તે ભૂખ્યોતરસ્યો હશે, તેથી તેને ખાવાનું અને પાણી પણ આપવા મંડ્યા; પણ સાકરના આનંદ આગળ તેને તે તુચ્છ લાગ્યું તેથી તેણે તે લીધું નહિ. પણ ત્યાંથી કાયર થઈને ચાલવા માંડ્યું. તે જરા આગળ ગયો ત્યાં તેને એક બીજો મૂંગો મળ્યો. તેણે તેને સાન કરી કે તરતજ તે સમજી ગયો અને તેની સાથે તે ગયો અને ખૂબ સાકર ખાઇને આનંદ કર્યો. ભાઇ! જેમ મૂંગાની 'ફારસી' મૂંગોજ જાણે, તેમ ભક્તનો આનંદ ભક્તજ જાણે અને સાકરની મીઠાશ ચાખનારા મૂંગાને બધા ઘણું ખાવાનું આપવા લાગ્યા પણ તે તેને તુચ્છ લાગ્યું; તે પ્રમાણે જેઓ હરિરસ પીનારા છે, જેઓએ હરિરસનો આનંદ ચાખ્યો છે તેને બીજાં બધાં સુખો અને આનંદ તુચ્છ લાગે છે. માટેજ ભાઇ! હું તે આનંદમાંજ મસ્ત રહું છું અને તેથીજ તમને બધાને પેલા મૂંગાની પેઠે સાનમાં સમજાવું છું કે ભજન કરો, ભજન કરો; પણ પેલા બધા લોકોની પેઠે કોઇ સાનમાં સમજતું નથી અને હરિરસનો આનંદ ચાખતું નથી. એ આનંદ તો જેના ભાગ્યમાં હશે તેજ ચાખશે." આ સાંભળીને પેલો માણસ એકદમ મહારાજના પગમાં પડ્યો અને તેના શિષ્ય તરીકે ત્યાંજ રહીને તે પણ તેની પેઠે ભજન કરવા મંડી પડયો અને તેના જેવોજ આનંદ ભોગવવા લાગ્યો. ભાઈઓ અને બહેનો! ભક્તજનો આપણને ગાંડા લાગે, ઘેલા લાગે; પણ ભક્તના આનંદને તો ભક્તજ જાણે.

૫૬

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.

સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણસુતને ઝરે;
કનક પાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ૦
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષારસિંધુનું માછલડું જેમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦
સોમવલ્લી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળ વંશીને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરે. પ્રેમરસ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગી બગલો મુક્તાફળ દેખી, ચંચુ ના ભરે. પ્રેમરસ૦
એમ કોટી સાધુને પ્રેમ વિના, પુરુષોત્તમ પૂંઠ ન ધરે;
દયા પ્રીતમ શ્રી ગોવરધનધર, પ્રેમભક્તિએ વરે. પ્રેમરસ૦

## रत्न ४० मुं

### ખરી ટેકથી જો ઈશ્વરને ભજાશે તો તો જરૂર ઉદ્ધાર થશેજ.


ક શિયાળ હતું. તે દરરોજ સાંજ પડે ને શેરડીના વાઢમાં જઇ શેરડી ખાઇ આવે. એમ કરતાં કરતાં એક દિવસ તેને વિચાર થયો કે, "શેરડી તો હું દરરોજ ખાઉં છું, પણ આ પડખે ગલકું છે તે આજે હું ખાઇ જોઉં." એમ કરીને તે ગલકું ખાવા ગયું કે તેના વેલામાં ભરાઇ ગયું અને ત્યાંથી છૂટવાને મહેનત કરવા માંડી; એટલે ખડખડાટ સાંભળીને ખેડૂત એકદમ કોદાળી લઇને આવ્યો અને શિયાળને જોઇ તેણે વિચાર કરો કે, "આજ શિયાળ બરાબર લાગમાં આવ્યું છે. દરરોજ મારી શેરડીનો ઘાણ વાળે છે, તો આજ હુંજ તેનો ઘાણ કાઢી નાખું." એમ ધારીને તેણે તે કોદાળી ઊંચી કરી. શિયાળે તેને જોઇને ધાર્યું કે, "આજ તો આપણું આવી બન્યું. આજ તો આપણે મરીજ જવાના." પણ તેમ છતાં તેણે મનમાં ઈશ્વરની પ્રાર્થના કરી કે, "હે પ્રભુ ! જો તું મને આમાંથી બચાવે તો કાલ સાંજ સુધી હું તારૂં ભજન

કરીશ." હવે પેલા ખેડૂતે કોદાળીનો ઘા કર્યો કે તે શિયાળને ન વાગતાં વેલાને વાગ્યો, તેથી તે વેલો કપાઈ ગયો અને શિયાળ ભાગી ગયું. ત્યાંથી ભાગીને તે એક ગુફામાં જઇને બેઠું અને પ્રભુનું સ્મરણ કરવા લાગ્યું. સવાર પડી એટલે ત્યાંથી જતાં લોકોએ તેને જોયું. કેટલાક કહે કે, "તે શિયાળ નહિ હોય; કારણકે જો શિયાળ હોય, તો તરત ભાગી જાય; પણ આ કોઇ બીજું પ્રાણી હશે." એમ કહી તેઓ તેની પાસે ગયા અને જોયું તો શિયાળજ હતું. તે બે પગ ઉપર ઊભું હતું અને આંખો મીંચીને ધ્યાનમાં મસ્ત હતું. કેટલાકે કહ્યું કે, "આ શિયાળ તો ભગત થયું હોય એમ લાગે છે" ત્યારે બીજાએ કહ્યું કે, "લાવો, એના કાન કાપીએ. જો તે ભગત હશે તો કાપવા દેશે, નહિ તો ભાગી જશે." એમ કહીને તેના કાન કાપ્યા તોય તે બોલ્યું નહિ અને પોતાના ભજનમાં મસ્ત રહ્યું. પછી લોકો ગયા ત્યારે ત્યાં વિમાન આવ્યું અને તે શિયાળને સ્વર્ગમાં લઇ ગયું. ભાઇઓ અને બહેનો! ખરી ટેકનું ફળ તો જુઓ! પેલું શિયાળ જેમ વેલામાં સપડાયું તેમ આપણે પણ આપણા માતાના ઉદરમાં સપડાયા હતા અને શિયાળે જેમ પ્રાર્થના કરી હતી, તેમ આપણે પણ પ્રભુને વિનતિ કરી હતી કે, "હે પ્રભુ! જો આ નરકમાંથી અમને ઉગારો, જો આ દાવાનળમાંથી અમારો ઉદ્ધાર કરો, તો અમે તમને ભજીશું" પ્રભુએ તે શિયાળને જેમ ઉગાર્યું તેમ આપણને પણ ઉગાર્યા; પણ આપણે તે શિયાળની માફક ભજન ન કરતાં તરતજ ઉંવા ઉંવા કરવા લાગ્યા, એટલે કહેવા લાગ્યા કે, "તું ત્યાં અને હું હ્યાં." ભાઈઓ અને બહેનો! આવી રીતે ઉપકારને બદલે અપકાર કરવાથીજ આપણને દુઃખો ખમવાં પડે છે, એને લીધેજ અનેક કષ્ટો સહન કરવાં પડે છે. જો હજી પણ સમજીને શિયાળની માફક ટેકથી પ્રભુને ભજીએ, એક ધ્યાનથી પ્રભુનું ભજન કરીએ, તો તો જરૂર આપણો ઉદ્ધાર થવાનોજ. માટે હમેશાં ટેકથી પ્રભુને ભજો, પ્રભુને ભજો.

૫૬

હરિ ભજવાનું ચોઘડિયું રે, ફરી ફરી કયાં મળશે રે.
ચોંપ કરીને ચેતી લેજો, ભવનાં તારણ તરશો રે. હરિ૦ ૧
મનુષ્યદેહ મટી જશે ને, પશુ પંખી અવતરશો રે;
વરણાગીમાં વાટ ઊઠશે, કેઈ ખાણે રડવડશો રે. હરિ૦ ૨
દુઃખ લાગે તો વહેલું લાગો, ઉંધે ઉંધું ચાલ્યું રે;
માને ઉદર શું બોલ્યો' તો, શું બોલ્યો શું પાળ્યું રે. હરિ૦ ૩
જોબન જાશે ને જરા આવશે, નેન નાસિકા ગળશે રે;
સગાં સ્નેહી સુખનાં બેલી, અંતે અળગાં રહેશે રે. હરિ૦ ૪
હરિનામ તો હારી બેઠો, વિખીયામાં વિંટાયો રે;
ધોળે દહાડે ધજા બંધાવી, ચૌટામાં લૂંટાયો રે. હરિ૦ ૫
આ અવસર તો રૂડો કહાવે, પાપ ન કરશો પ્રાણી રે;
કલ્યાણ કહે તે કહ્યું ન માને, પથરા ઉપર પાણી રે. હરિ૦ ૬

## रत्न ४१ मुं

### અપકારને બદલે ઉપકાર કરવો એ મનુષ્યકર્તવ્ય છે અને એમાંજ પ્રભુ રાજી છે.



એક રજપૂત હતો. તે જો કે હતો ઊંચ કુળનો પણ તેની સ્થિતિ બહુજ સાધારણ હતી. એક વખત તે રજપૂત પોતાની બહેનનું ઘરેણું લઇને તેને આપવા જતો હતો. રસ્તામાં તેને એક બીજા માણસનો સંગાથ થયો અને પૂછપરછ કરતાં જણાયું કે, તે પણ તેની બહેનના સાસરાને ગામજ જવાનો છે. રસ્તામાં ચાલતાં ચાલતાં તે માણસે પૂછ્યું કે, "તમે તમારી બહેનને સાસરે કેમ જાઓ છો ? તમારૂં નામ શું ? તમે કેવા છો ?" પેલા રજપૂતે કહ્યું કે, "ભાઇ ! મને સૌ 'ભલોભાઇ, ભલોભાઇ' કહે છે. હું રજપૂત છું અને મારી બહેનને તેનું ઘરેણું આપવા જાઉં છું. ઠીક થયું તમારો સંગાથ થયો. હવે તમે તમારૂં નામ મને કહેશો ?" પેલા માણસે કહ્યું કે,

"ભાઈ! જેમ તમને સૌ 'ભલાભાઇ, ભલાભાઇ' કહે છે તેમ મને સૌ 'ભૂંડાભાઇ, ભૂંડાભાઇ' કહે છે; પણ ભાઇ! મારા નામથી તો તમે બીતા નથી ને?" ભલાભાઇએ કહ્યું: "નારે ના, એમ તે હોય! વળી નામ પ્રમાણે જો ગુણ હોય, તો તો શું જોઇએ? નામ ધણું ધનપાળ હોય પણ ભીખ માગતો હોય; નામ ધણું જોગીદાસ હોય પણ બાયડી તો ચાર રાખી હોય; માટે તમારા નામથી હું કાંઇ બીતો નથી." પછી ચાલતાં ચાલતાં રાત પડવા આવી ત્યારે બંને જણા એક ઝાડવા પાસે બેઠા અને ટૂંગો કરીને સૂતા. મધ્ય રાત્રિ થઇ એટલે પેલા ભૂંડાભાઇ ઊઠ્યા અને પેલા ભલાની છાતી ઉપર ચડીને તેને ગળામાં ભોંકવાને તે ભલાનીજ કટારી કાઢી. ભલો જાગી ઊઠ્યો અને ઘણી વિનતિ કરી કે, "મને મારીશ મા; તારે બધું ઘરેણું જોઇએ તો લઇ જા, પણ મને જીવતો મૂક." પેલા ભૂંડાએ કહ્યું કે, "જો તને જીવતો મૂકું, તો પછી મારા બારજ વાગે ને? માટે તને જીવતો તો મુકાયજ નહિ." એમ કહીને દૂરથી કટારી ઉગામી, ત્યારે વળી ભલાએ કહ્યું કે, "ભાઈ! જો હું તને પકડાવું એજ બીક હોય, તો મારી આંખ ફોડી નાખ, પણ જીવતો તો છોડ." પેલા ભૂંડાને આ વાત ગમી; એટલે તેણે બન્ને આંખો ફોડી ઘરેણું લીધું અને તેનો હાથ પકડીને ધોરી રસ્તાથી ઘણે દૂર ગાઢા જંગલમાં મૂકી આવ્યો. ભલાની આંખો ફૂટેલી તેથી બિચારાને કાળી બળતરા ચાલી; પણ કાંઈ ઉપાય નહોતો, તેથી હરિનું સ્મરણ કરવા લાગ્યો. હવે સવાર થયું; એટલે તે જંગલમાં રહેનાર એક સાધુને કાને હરિસ્મરણના શબ્દો પડ્યા કે તે તરતજ ત્યાં આવ્યા અને તેની હકીકત સાંભળીને તેમને બહુ દયા આવી. પછી તે જંગલમાંથી થોડી જડીબુટ્ટી ઘસીને લઇ આવ્યા અને તેને આપીને કહ્યું કે, "બચ્ચા! લે, આ આંખે ચોપડ." તેણે જેવી દવા ચોપડી કે તરતજ તે દેખતો થયો અને પ્રભુનો તથા તે સાધુનો ઉપકાર માન્યો. પછી તે સાધુએ તેને થોડી જડીબુટ્ટી

સાથે આપીને કહ્યું કે, "લે, આ તારી સાથે રાખ. આને થોડા દિવસ સુધી પાણીમાં ઘસીને ચોપડજે અને વધે તો તારી પાસે રાખજે. તે દવા બહુજ અમૂલ્ય છે અને આંખ ઉપર તથા કોઢ ઉપર તે રામબાણ છે." પછી તે સાધુની રજા લઇને વિદાય થયો અને ચાલતાં ચાલતાં એક મોટા અજાણ્યા શહેરમાં આવી ચઢ્યો. તે ગામનો રાજા કોઢથી બહુજ પીડાતો હતો, તેથી છ મહિનાથી તેના ગામમાં તે ઢોલ પિટાવતો કે, "જે મારો કોઢ મટાડે તેને અર્ધું રાજ આપું." ઘણા ઘણા વૈદ્યોએ, ડૉક્ટરોએ અને હકીમોએ દવા કરી, પણ પણ કોઇની કારી ફાવી નહિ. દરરોજ નિયમ પ્રમાણે ઢોલ પિટાતો હતો, તે પેલા ભલાના સાંભળવામાં આવ્યો, ત્યારે તેને વિચાર થયો કે લાવને, પેલી જડીબુટ્ટી લઇને રાજા પાસે જાઉં. આમ વિચારીને તે રાજા પાસે ગયો અને તેની દવાથી રાજાને આરામ થયો; એટલે રાજાએ તેને અર્ધું રાજ્ય આપ્યું; તે ઉપરાંત તેની જાત રજપૂતની નીકળી, એટલે પોતાની દીકરી પણ એને પરણાવી અને પોતાને બદલે ન્યાય કરવાનું કામ પણ તેને સોંપ્યું અને પોતે ઈશ્વરભજન કરવા લાગ્યો.

હવે પેલો ભૂંડો પણ દૈવયોગે તેજ શહેરમાં જઇ ચઢ્યો અને ઘરેણાં વેચતાં પકડાયો. તેનું કામ તે રાજાની કોર્ટમાં ચાલવાનું હતું, તેથી તેને કોર્ટમાં લાવ્યા. ત્યાં આવીને ભૂંડો જુએ છે તો તે ભલાને જોઇનેજ સ્તબ્ધ બની ગયો અને વિચાર કરવા લાગ્યો કે, "હાય હાય! હવે આપણું આવી બન્યું." કેસ ચાલતાં ભલાએ તેને છોડી મૂકયો અને ખાનગીમાં બોલાવીને પોતાને મહેલે આવવાને કહ્યું. ભૂંડાએ પોતાને જીવતો મૂકી દીધો અને માર્યો નહિ તેના ઉપકારના બદલામાં તે ભલાએ તેની સ્ત્રીને તથા બધા માણસોને હુકમ કર્યો કે, "આ માણસને મારા જેટલુંજ માન આપવું અને તેને જરા પણ ઓછું આવવા ન દેવું." એક દિવસ પેલા ભૂંડાને વિચાર આવ્યો કે, "આટલો બધો ચઢ્યો છે, પણ લાગ આવે તો

એનું કાટલું કઢાવવાનું ચૂકીશ નહિ."

ભાઇઓ અને બહેનો! ભલાની ભલાઇ તો જુઓ અને ભૂંડાની ભૂંડાઈ પણ જુઓ. ભૂંડો હમેશાં પોતાની ભૂંડાઈ છોડતો નથી અને ભલો હમેશાં પોતાની ભલાઈ છોડતો નથી, તેનો આ આબેહૂબ દાખલો છે. પછી પેલો ભૂંડો દરરોજ ભલાની સાથે કચેરીમાં આવે–જાય અને રાજાની સાથે પણ બેઠક રાખે. રાજા પણ તેને ખૂબજ માન આપે. એક દિવસે રાજાએ એકાંતમાં પેલા ભૂંડાને કહ્યું કે, "ભાઇ! તમને આ ભલાજી આટલું બધું માન આપે છે, તેનું કારણ શું છે? બરાબર લાગ જોઇને ભૂંડાએ કહ્યું કે, "રાજાજી! ઈ કહેવામાં કાંઈ માલ નથી." આવી રીતે મોણ ઘલાતું જોઇને રાજાએ કહ્યું કે, "મારા સોગન છે, સાચું બોલો." ભૂંડાએ કહ્યું કે, "જુઓ, સાચી વાત એ છે કે ઇ તો અમારા ગામનો કોળી છે અને લાકડાં કાપવા જાય એટલે મૂળિયુંબૂળિયું જડયું હશે, તેથી તમને સારૂં થયું, પણ તમે તેને તમારી દીકરી આપી તે ભૂંડું કર્યું. હું તેની વાત ઉઘાડી ન પાડું; એટલે આવી રીતે તે મારી ખબર રાખે છે." આમ કહીને ભૂંડો ચાલતો થયો. તેના ગયા પછી રાજાએ મનમાં દૃઢ સંકલ્પ કર્યો કે, "તેને બસ મરાવીજ નાખું. મારા કૂળની લાજ લેનારના હાલ તો તેવાજ થવા જોઇએ." આવી રીતે વિચાર કરીને તેણે એક બે અતલગના સિપાઈને હુકમ કર્યો કે, "આજ રાત્રે ભલાજી ઉમરામાં પેસવા જાય કે તેનું ધડ ઉડાવી દેજો." હવે આ તરફ સાંજે ભલાજી પોતાની સ્ત્રી સાથે શેતરંજ રમે છે અને પાસે ભૂંડાજી પણ બેઠા છે, એવામાં રાજાનું તેડું આવ્યું. રમત બરાબર રસમાં આવેલી હતી તેથી તેની સ્ત્રીએ કહ્યું કે, "હમણાં રમત પૂરી થાય એટલે જજો." ભલાજીએ કહ્યું કે, "ઠીક." વાર થવાથી બીજું તેડું આવ્યું. આ વખતે ભલાજી જવા તૈયાર થયા કે તેની સ્ત્રીને છીંક થઈ; એટલે જવાની ના પાડી. વળી ત્રીજું તેડું આવ્યું, એટલે વળી તે તૈયાર થઇ

ચાલ્યો, પણ જતાં જતાં તેની પાઘડી બારસાખ સાથે અથડાઇને પડી ગઇ. આથી તેની સ્ત્રીએ સોગન દીધા કે, "આજ તમે જાવ, તો તમને મારા સમ છે." આમ વાર થવાથી ચોથું તેડું આવ્યું, ત્યારે ભૂંડાએ કહ્યું કે, "ભલાભાઇ! લાવો, તમારાં લૂગડાં મને આપો. હું તે પહેરીને જઇશ એટલે તમારા જેવોજ લાગીશ અને કામ ફતેહ કરીને પાછો આવીશ." ભલાએ પોતાનાં લૂગડાં આપ્યાં, તે પહેરીને તે જેવો દરબારના ઉમરામાં પગ મૂકવા જાય છે કે સિપાઇઓએ તેનું માથું ઉડાવી દીધું અને લાશને ઠેકાણે પાડી. સિપાઇઓએ જઇ રાજાને કહ્યું કે, "આપના હુકમ પ્રમાણે બધું કર્યું છે." બીજે દિવસે રાજા સવારે કચેરી ભરીને બેઠો, ત્યાં ભલાજી આવ્યા એટલે તેણે જાણ્યું કે આ કોઈ દેવતાઈ પુરુષ છે. પછી એને એકાંતે બોલાવીને બધી વાત કરી દેખાડી એટલે ભૂંડાજીનો પાપનો ઘડો બધો ફૂટી ગયો. ભાઇઓ અને બહેનો! આવી રીતે ભલાં માણસો હમેશાં અપકારને બદલે ઉપકાર કરે છે અને ભૂંડા હોય છે તે ઉપકારને બદલે અપકારજ કરે છે. અંતે "ધર્મનો જય અને પાપનો ક્ષય." માટે હમેશાં બીજાઓનું કલ્યાણ થાય તેવાં કાર્યો કરો.

અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ;
જો સુખડ સળગાવીએ, આપે સરસ સુવાસ.
બાળક ખેંચે વાળ પણ, કદી ચઢે નહિ કાળ;
આળ કરે અજ્ઞાની જન, દિલમાં થવું દયાળ.



# રત્ન ૪૨ મું

## જેવી મેં મારા રાજાની સેવા કરી તેવી જો પ્રભુની કરી હોત, તો મારા આવા હાલ થાત નહિ.



એક ખવાસ હતો. તે એક રાજાની પાસે ખાસદારનું કામ કરતો હતો. તે પોતાની નોકરી બહુજ સારી રીતે બજાવતો હતો, એટલે રાજા તેના ઉપર રાજી થયો અને તેને ખાસદારમાંથી બદલીને પોતાના તિજોરી-ખાતામાં રાખ્યો. ત્યાં પણ તેણે તન, મન અને નિમકહલાલીથી પોતાની નોકરી બજાવવા માંડી, એટલે વળી રાજા તેના ઉપર અત્યંત રાજી થયો અને તેને પોતાનો ખાસ હજૂરી બનાવ્યો. જેમ જેમ રાજા તેની નોકરીની કદર કરતો ગયો, તેમ તેમ તે પણ વધારે દિલ દઇને કામ કરવા લાગ્યો. પછી છેવટે રાજાએ તેને પોતાનો ખાનગી કારભારી બનાવ્યો. હવે તે ખવાસ દિવસ ને રાત ત્યાંજ રહેતો અને સવાર ને સાંજ રાજાનુંજ કામ દિલ દઇને કરતો. પેલા ખવાસનો માનમરતબો વધ્યો તથા રાજાનો માનીતો થઇ પડયો, એટલે કેટલાક અદેખાઓને તે ગમ્યું નહિ; તેથી તેઓએ રાજાના કાન ભંભેરવા માંડયા અને ધીરે ધીરે એવી યુક્તિઓ કરવા માંડી કે રાજા ખવાસ ઉપર નારાજ થાય. છેવટે તે અદેખાઓએ પ્રપંચ કરીને તે ખવાસને ફસાવ્યો અને તે રાજાના મનમાં એવું સજ્જડ ઠસાવ્યું કે, તે દગાખોર અને લુચ્ચો છે. રાજાએ તરતજ સિપાઇઓને હુકમ કર્યો કે, "તેનાં ઘરબાર લૂંટી લો અને તેને એક અંધારી કોટડીમાં પૂરી ખૂબ ફટકા લગાવો." તે ખવાસે ઘણી આજીજી કરી, ઘણું કહ્યું; પણ તેનું સાંભળે ત્યારે ને ? તરતજ સિપાઈઓએ તેને કોટડીમાં પૂરી દીધો અને તેનાં ઘરબાર લૂંટી લીધાં. તે ખવાસને પૂરું ખાવાનુંય ન મળતું અને ઉલટો માર મળવા લાગ્યો, એટલે દરરોજ સુકાતો ગયો અને છેવટે મરણ

પથારીએ પડયો. મરતાં મરતાં તે બોલ્યો કે, "હે પ્રભુ! હું કેવો મૂર્ખ કે મેં તને આટલો વખત ન સંભાર્યો! હે દીનાનાથ! મેં મારા ધણીની સેવાચાકરી જેવા તનમનથી કરી એવી જો તારી કરી હોત, તો મારા આવા હાલ થાત નહિ. મારો ધણી તો કામ કરાવીને રોટલો આપતો હતો, તેના બદલામાં હું મારો દેહ આપતો હતો; પણ હે દયાસાગર! તેં તો કામ કરાવ્યા વિના અમને માતાના પેટમાં દૂધ દીધું હતું અને તે દુઃખમાંથી બચાવીને આવું રૂડું શરીર આપ્યું; તોપણ અમે કૃતઘ્ની તને ભૂલી ગયા. હે પ્રભુ! છેવટે મારી એટલીજ નમ્ર પ્રાર્થના છે કે, હવે મને જ્યાં જન્મ મળે અને જે યોનિમાં જન્મ મળે, ત્યાં હું તારીજ સેવા કરૂં અને તારાજ ગુણ–કીર્તન ગાઉં." ભાઇઓ અને બહેનો! આપણે પણ તેના વચનથી ઘણું શીખવાનું છે. આપણે આપણા શેઠ અને ધણીને માટે ઘણું કરીએ છીએ; પણ શેઠના પણ શેઠ અને ધણીના પણ ધણી એવા જે ત્રિલોકના નાથ એવા પ્રભુને ભૂલી જઇએ છીએ, તે કેટલું બધું ખોટું! માટે હવેથી પ્રભુનો ઉપકાર યાદ કરીને તેને દરરોજ ભજવાને નિશ્ચય કરવો જોઇએ, તેનું સ્મરણ કરવાને દરરોજ થોડો વખત તો બેસવુંજ જોઇએ.

૫૬

કંઈક કરમનો કરનારો તે, શરણ તમારે આવ્યો રે;
મોહજાળમાં બાંધી નાખ્યો, હવે હરિ છોડાવો રે. કંઇક૦ ૧
પાપ કરતાં પાછું નવ જોયું, હરિનું નામ હું ભૂલ્યો રે;
દુર્જનની સંગત મેં કીધી, દેવાળામાં ડૂલ્યો રે. કંઇક૦ ૨
અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધી વાસા રે;
લખચોરાશી ફેરા ફરતાં, કરી મુક્તિની આશા રે. કંઇક૦ ૩
સોનું રૂપું જંતર મંતર, તંતર મારે તું છું રે;
આ દુનિયામાં નથીજ ગમતું, મળવા આતુર હું છું રે. કંઇક૦ ૪
નામ તણો મહિમા મોટો છે, કંઇક પાપી નર તાર્યા રે;
એવું જાણીને દાસ કલ્યાણે, પ્રભુ પ્રેમે પોકાર્યા રે. કંઇક૦ ૫

# રત્ન ૪૩ મું

## બગલમાં બેટા અને શહેરમાં ઢંઢેરા !



મુંબઇમાં જ્યારે હુન્નરઉદ્યોગનું મોટું પ્રદર્શન ભરવામાં આવ્યું, ત્યારે જુદા જુદા ગામોથી લોકો તે જોવાને આવતા હતા અને તે જોઇને બહુ પ્રસન્ન થતા હતા. તે પ્રદર્શનમાં ખેતીવાડીનો ખાસ જોવા લાયક નો ખોજ ભાગ હતો અને તે જોવાને ખેડૂતો પણ ગયા હતા. અંકલેશ્વરથી પાંચ ગાઉ ઉપર એક ગામડું છે. ત્યાંથી બાર ખેડૂતો ભેગા મળીને મુંબઇ પ્રદર્શન જોવા ગયા. પ્રદર્શનમાં ગયા તો ત્યાં ખૂબ ગિરદી હતી; એટલે તેઓ એકબીજાની સાથે રહી શક્યા નહિ, તેથી બહુ મૂંઝાવા લાગ્યા. પછી જેવું તેવું જોઇને તેઓ બહાર નીકળ્યા. થોડે છેટે ગયા ત્યારે એક જણે કહ્યું કે, "આપણામાંથી કોઇ રહી તો નથી ગયું ને ? આપણે બાર જણા તો બરાબર છીએ ને ?" ત્યારે તેમાંથી એક મોટો પટેલ હતો તેણે કહ્યું: "લોને, હું ગણી કાઢું." એમ કહીને તે એક, બે, ત્રણ, ચાર એમ ગણવા લાગ્યો તો અગિયાર થયા; કારણકે તેણે બીજાને ગણ્યા, પણ પોતાને ભૂલી ગયો ને બોલ્યો કે, "અગિયારજ કેમ થયા ?" ત્યારે બીજાએ કહ્યું કે, "લો હું ગણું." તેણે ગણ્યા, ત્યારે પણ અગિયારજ થયા. એવી રીતે ચાર પાંચ જણાએ ગણ્યા, પણ અગિયારજ થાય; કારણકે તેઓ બીજા બધાને ગણે, પણ પોતે પોતાને તો કોઇ ગણેજ નહિ ! એટલે અગિયારજ થયા કરે. આથી તો તેઓમાંથી એક જણ ખોવાયો એમ જાણી તેઓ પોકેપોક મૂકીને રોવા લાગ્યા. લોકોનું ટોળું ભેગું થયું અને રોવાનું કારણ પૂછ્યું ત્યારે કહ્યું કે, "અમો બાર જણમાંથી અગિયારજ રહ્યા, માટે અમે રોઇએ છીએ." હવે તે ટોળામાં એક ડાહ્યો માણસ હશે તેણે કહ્યું કે, "તમે રોનારા કેટલા છો ?" તેઓએ

કહ્યું: " અરે ભાઈ ! અમે અગિયાર છીએ." વારૂ, ત્યારે તમો અગિયારે જણ એક, બે, ત્રણ એમ એક પછી એક વારા પ્રમાણે બોલીને ઊભા થાઓ." એટલે તે મુજબ તેઓ અગિયાર ને બદલે બરાબર હતા તેટલાજ બારે જણ ઊભા થયા. આથી તેઓએ આશ્ચર્ય સાથે પોતાની ગણતરી કરવાની ભૂલ કબૂલ કરી કહ્યું કે, " આ તો 'કાખમાં છોકરૂં અને છોકરૂં કયાં?' તેના જેવું થયું. " આવી ભૂલ જોઇને લોકો હસવા લાગ્યા અને "હુરરે, હુરરે" કરવા મંડ્યા.

ભાઇઓ અને બહેનો ! આપણને પણ લાગશે કે ખેડૂતો કેવા ગાંડા ! પણ આપણે તેમનાથી કયાં જઇએ તેવા છીએ? કારણકે આપણે હમેશાં આપણા સ્ત્રીપુત્રાદિક તથા ધનમાલને ગણીએ છીએ અને આપણા આત્માને તો ભૂલીજ જઇએ છીએ. આપણે હમેશાં સ્ત્રીપુત્રાદિકને રાજી રાખવા તથા ધનમાલ ભેગાં કરવા કેટલા બધા મથીએ છીએ ! અને દિવસથી તે રાત સુધી જે ચીજ સાથે નથી આવવાની, તેને ભેગી કરવાજ પ્રયત્ન કરીએ છીએ અને આપણા આત્માના ઉદ્ધાર વાસ્તે હરિસ્મરણ કે પ્રભુનું ભજન તો કરતાજ નથી. આપણે જાણી જોઈને પેલા ખેડૂતની પેઠે આપણનેજ ભૂલી જઇએ છીએ. હાથે કરીનેજ આત્મઘાતી થઇએ છીએ અને આપણે એટલું તો ખાસ યાદ રાખવું કે આત્મઘાતી છે તે મહાપાપી છે અને તેને રહેવાને નરક વિના બીજું એકે સ્થળ નથી; માટે ઓ હરિજનો ! ઓ સત્સંગીઓ ! જાણી જોઇને બેસવાની ડાળ ભાગવા જેવું થાય છે, હાથમાં મસાલ લઇને કૂવામાં પડવા જેવું થાય છે; માટે એમ ન થાય તેમ કરવા મથો ને ગુરુને શરણે જાવ. જેમ પેલા ખેડૂતોને ડાહ્યો પુરુષ મળ્યો અને તેણે કહ્યું તેમ કર્યું તો તેઓનો શોક ટળી ગયો; તેમજ આપણે પણ મહાન ઋષિમુનિઓ કહી ગયા છે, તે પ્રમાણે હમેશાં વર્તવું અને હરિનું ભજન કરવું. તેમ કરીશું તોજ શોક ટળશે અને સ્વર્ગનાં સુખડાં મળશે.

૫૬

દોડ મા ગમાર દૂર, ઈશ્વર છે આંહી;
પૂર્ણ ને પ્રકાશમાન, માન સર્વમાંહી. દોડ૦
દૂર દૂર જાય તેમ, દૂર વિશ્વબંધુ;
સ્વપ્નમાં મળે ન એમ, કદી કૃપાસિંધુ. દોડ૦
અંતર છે એક ધામ, શ્રીનિવાસી કેરૂં;
બહિર્દષ્ટિ રૂપ પડ્યો, મધ્યમાંહી મેરુ. દોડ૦
જનનીને જેમ અંધ, બાલકો ન જાણે;
એમ જગતનાથ રહી, જાય છે અજાણે. દોડ૦
દેશ–કાલ–વસ્તુનો, ન ભેદ ભાઈ તેને;
જાગ્રત કે સ્વપ્ન, કે સુષુપ્તિ હોય કેને? દોડ૦
નામ રૂપ સર્વ એ વિના, ન લેશ ભાસે;
જ્ઞાનરૂપ થઇ રહ્યો, સદૈવ સર્વ પાસે. દોડ૦
જગત સર્વ છે વિવર્ત, શુદ્ધરૂપ પોતે;
એ અનાદિ દેવને, બહાર કેમ ગોતે? દોડ૦
સાધન શુભ ધર્મ, કર્મ શુદ્ધ ભક્તિભાવે;
શમદમ નિયમાદિ વડે, સહજ હાથ આવે. દોડ૦
અંતર્મુખ ઇંદ્રિયો કરી, વિચાર વહાલા;
કેશવ હરિ આમ તેમ, મળે કેમ કાલા? દોડ૦



## રત્ન ૪૪ મું

### બીજી ઘણી બાબતોમાં અગાઉથી નોટિસ મળે છે, તેમ કાળ માટે પણ અગાઉથીજ નોટિસ મળે છે.



એક વાણિયો હતો. તે બિચારો વકીલની પરીક્ષામાં માંડમાંડ પાસ થયો અને પાસ થઈને સારૂં કમાયો. એટલામાં તો તેને યમદૂતો તેડવા આવ્યા. તે વકીલે યમના દૂતોને કહ્યું કે, "મને કાંઈ યમરાજા તરફથી નોટિસ મળી નથી, માટે હું ત્યાં નહિ આવું." યમના દૂતોએ કહ્યું કે, "તમે ત્યાં આવીને પૂછજો. અમને તો હુકમ કર્યો છે એટલે આવ્યા છીએ, તેથી તમને ત્યાં લઇ ગયા વિના ચાલે તેમ નથી." આથી લાચાર થઇને વકીલને ત્યાં જવું પડયું. ત્યાં જઇને તેણે યમરાજાને કહ્યું કે, "મહારાજ! આ તે કેવો અન્યાય?" યમરાજાએ કહ્યું કે, "ભાઇ! શું છે? વળી શાનો અન્યાય થયો?" વકીલે કહ્યું કે, "યમરાજા! તમે મને નોટિસ પણ આપી નહિ, ને આમ ઓચિંતો દબાવી દીધો તે ઠીક કહેવાય કે? જુઓ, અમારે ત્યાં રેલવેનો ટાઇમ ફેરવે તોપણ નોટિસ આપે છે, ટપાલમાં ફેરફાર થાય કે તરત નોટિસ મળે છે, નાટકની પણ નોટિસ અગાઉથીજ અપાય છે, લગ્નસરામાં અને નાતના જમણમાં પણ અગાઉથીજ નોટિસ મળે છે, કોર્ટના કામમાં પણ અગાઉથીજ નોટિસ મળે છે, નિશાળમાં પણ રજાની નોટિસ અગાઉથી અપાય છે અને નોકરને રજા આપવી હોય કે ભાડૂતને કાઢવો હોય તો પણ અગાઉથીજ નોટિસ મળે છે; વળી મોટી મોટી સભાઓ ભરવાની હોય કે ભાષણો થવાનાં હોય, તોપણ અગાઉથી નોટિસ મળે છે; મરકીમાં પણ ઉંદરો તરફથી અગાઉથી નોટિસ મળે છે અને તમે તો મને જરા પણ નોટિસ ન આપી;

માટે કાયદાની કલમ પ્રમાણે તમારે મને અહીંથી મુક્ત કરવો જોઇએ." યમરાજાએ કહ્યું કે, "ભાઇ ! તારૂં કહેવું સત્ય છે. જેમ પૃથ્વીમાં કાયદેસર કામ થાય છે, તેમ અમારે ત્યાં પણ કાયદા પ્રમાણેજ થાય છે. પૃથ્વીમાં જેમ જૂના વખતના કાયદા નોખા હતા અને હાલના કાયદા પણ નોખા છે, તેમ અમારે ત્યાં પણ જૂના વખતના કાયદા નોખા હતા અને હાલના પણ નોખા છે." વકીલ કહ્યું કે, "યમરાજાજી ! અસલના વખતમાં માણસ સો સો વરસ સુધી જીવતાં અને હાલમાં તો કાંઇ મેળજ નથી, માટે આમાં ક્યાં કાયદેસર થયું ? અને આમાં ક્યાં નોટિસ આપવા જેવું થયું ?" યમરાજાએ કહ્યું કે, "ભાઈ ! અસલના વખતના લોકો પુણ્યશાળી હતા; એટલે વધુ જીવતા અને તેઓને કાયદેસર ત્રણ નોટિસ આપવામાં આવતી હતી. જો પહેલી નોટિસ દાંત પડવાની, બીજી કાને ધાક પડવાની અને ત્રીજી આંખે ઓછું દેખાવાની. આવી રીતે ત્રણ ત્રણ નોટિસ આપતા હતા. હાલમાં પણ દરેકને નોટિસ અપાય છે અને તે કરતાં પણ વિશેષ યાદ આવે એવા બનાવો દરરોજ કરવામાં આવે છે." વકીલે કહ્યું: "ના, ના મહારાજ! મને લાગે છે કે તમે તો તમારા કલાર્કને કહેતા હશો, પણ તે ચૂકી જતો હશે અને કદાચ તે સિપાઇને આપતો હશે, તો તે સિપાઈ નોટિસ પહોંચાડવાનું ભૂલતો હશે. જુઓને, મનેજ ક્યાં નોટિસ મળી છે ?" યમરાજાએ કહ્યું કે, "ભાઇ ! તું કેટલી વાર મંદવાડમાંથી ઊઠ્યો છે ! અને તારા સગામાંથી કેટલા જણ મૂઆ છે, બોલ ?" વકીલે કહ્યું: "મહારાજ! મંદવાડમાંથી તો હું માંડમાંડ બે વાર બચ્યો છું અને સગામાંથી ઓછામાં ઓછા ચારપાંચ જણા તો મરી ગયા છે." યમરાજાએ કહ્યું: "ભાઇ! ત્યારે તારાજ કહેવા પ્રમાણે તને છ–સાત નોટિસ તો મોકલી, તોપણ તું સમજ્યો નહિ, એમાં હું શું કરૂં ! વળી તમને દરરોજ યાદ આવે તે વાસ્તે ભરતી ને ઓટ, ઉદય ને અસ્ત, તડકો અને છાંયો કરવામાં આવે છે. તે ઉપરથી પણ

ધડો લેવાનો છે કે જન્મ્યું તે જવાનુંજ. આટલું આટલું છતાં તમે એમ કહો છો કે, અમને નોટિસ નહોતી આવી, તે કેમ ચાલે?" વકીલે કહ્યું કે, "યમરાજા! હવે મને ખાતરી થઇ કે આપે મને અહીંયાં તેડાવી લીધો, તે કાયદેસરજ તેડાવ્યો છે. આપને હવે જે યોગ્ય લાગે, તે ન્યાય આપો." પછી યમરાજાએ તેના ચોપડા જોઇને તેની કરણી પ્રમાણે તેનો ન્યાય આપ્યો.

ભાઇઓ અને બહેનો! આ વાત ઉપરથી આપણે યાદ રાખવું કે યમરાજા તો આપણને દરરોજ નોટિસ આપે છે, પણ આપણે તે બિલકુલ ધ્યાનમાં લેતાજ નથી, માટે આજથી દરરોજ તે નોટિસ યાદ રાખીને પ્રભુનું સ્મરણ કરવાને ચૂકવું નહિ; કારણકે કાળનો જરા પણ ભરોસો નથી, ક્યારે તેડું આવશે તે નક્કી નથી; પણ એક દિવસ જવાનું છે તે તો નક્કીજ છે; માટે હરિનું સ્મરણ કરો, પ્રભુનું સ્મરણ કરો.

૫૬

તારે માથે નગારાં વાગે મોતનાં રે, નથી એક ઘડીનો નિરધાર;
તોય જાણ્યા નહિ જગદીશને રે. ટેક
મોટા મેલીને રાજ મરી ગયા રે, જાતાં ન લાગી વાર.
તારૂં જોબન ગયું જખ મારતું રે, માથે કાળા મટી ગયા કેશ.
અંતકાળે લેવાને જમ આવીયા રે, તેનો ભાળી ભયંકર વેશ.
રોમ કોટી વીંછી તણી વેદના રે, દુઃખ પામ્યો તું દેવના ચોર.
સગાં સ્વાર્થી મળ્યાં સર્વ લૂંટવા રે, તેનું જરીએ ન ચાલે જોર.
જીભ ટૂંકી પડી ને તૂટી નાડીઓ રે, થયું દેહ તજયાનું તત્કાળ.
દેવાનંદ કહે ન જાણ્યા મારા નાથને રે, મળ્યો માણસનો દેહ
વિશાળ, તોય જાણ્યા નહિ જગદીશને રે.



# રત્ન ૪૫ મું

## દુઃખ છે તે સુખને માટેજ.

સરસમાં સરસ લૂગડું હોય, ઊંચામાં ઊંચી કિંમતનું લૂગડું હોય, તોપણ તેની ઉપર કાતર મૂકતાં દરજીને દયા આવતી નથી કે તેમાં સોયથી સીવતાં તેનું મન અચકાતું નથી. દરજી કાતર મૂકે છે અને સોયની અણી લૂગડામાં ભોંકે છે તેનું કારણ ખરૂં જોતાં લૂગડાંને સુખ આપવા માટે છે; અગર જો કે પહેલાં દુઃખ જેવું લાગે છે, પણ જ્યારે લૂગડું સિવાઇને તૈયાર થાય, ત્યારે મોટા મોટા રાજાઓ, મહારાજાઓ અને દેવની મૂર્તિઓ પણ તે લૂગડાંનો અંગીકાર કરે છે. વળી સુથાર પણ સરસમાં સરસ લાકડાને કરવતથી વહેરે છે, રંદો મારે છે અને ખીલા પણ ઠોકે છે; પણ અંતે જો પરિણામ જોઇએ, તો તેથી એક સરસ મહેલ કે દેવળ બનાવે છે, કે જેમાં દેવ ને રાજાઓ બિરાજે છે. પથ્થર ઘડનારાઓ પહેલાં પથ્થરને છીણીના ઘા મારે છે અને ઘા મારી મારીને પથ્થરને ખૂબ દુઃખ આપે છે; પણ છેવટે જ્યારે તે મૂર્તિ બને છે, ત્યારે તેની ઉપર પુષ્પ, ચંદન, ગુલાલ વગેરે ચડે છે અને તેને સર્વ નમસ્કાર કરે છે. ચોપડી છાપનારાઓ કાગળને પલાળે છે, તેને ખૂબ દબાવે છે, પ્રેસના ધક્કા મારે છે અને છેવટે પણ ખૂબ દબાવી દબાવીને એને દુઃખ આપે છે; પણ જ્યારે દુઃખ આપવાનું પૂરૂં થાય છે, ત્યારે લોકો તેને લેવાને દોડાદોડ કરી મૂકે છે અને તેને વહાલામાં વહાલી ચીજ ગણે છે અને ગીતા કે ભાગવત જેવાંની તો દરરોજ પૂજા કરે છે. આવી રીતે ભાઇઓ અને બહેનો ! શરૂઆતમાં જે દુઃખ આવી પડે છે, તે અંતમાં લાભદાયક છે. દુનિયામાં અસ્ત અને ઉદય, ઓટ અને ભરતી થયાજ કરે છે; માટે અસ્ત અને ઓટ વખતે ન મૂંઝાતાં હમેશાં ધીરજ રાખવી.

ઉપરનાં દૃષ્ટાંતોની માફક દુઃખ છે તે સુખને માટેજ છે, એમ વિચારવું. આપણાં કરેલાં કર્મો આપણે નહિ ભોગવીએ તો કોણ ભોગવશે? આપણું દેવું આપણે નહિ દઇએ તો કોણ દેશે? આપણું વાવેલું આપણે નહિ લણીએ તો બીજું કોણ લણનાર છે! માટે જેટલું ભોગવાયું એટલું ઓછું, જેટલા કરજમાંથી મુક્ત થયા એટલું સુખ અને જેટલું લણી લીધું એટલો ફાયદો; માટે દુઃખમાં ન મૂંઝાતાં ધીરજ રાખીને હરિનું ભજન કરવું.

૫૬

જીવ તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક<br>
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનું બળ ઠરે;<br>
સ્મરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મ મરણ જાય હરે. કૃષ્ણને૦<br>
નવ માસ પ્રાણી શ્રીકૃષ્ણનું, ધ્યાન ગર્ભમાં ધરે;<br>
માયાનું આવરણ કર્યું ત્યારે, લખચોરાશી ફરે. કૃષ્ણને૦<br>
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે?<br>
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને૦<br>
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;<br>
જેવા જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને૦<br>
થનાર વસ્તુ થયા કરે જ્યમ, શ્રીફળ પાણી ભરે;<br>
જનાર વસ્તુ એણી પેરે જાશે, જ્યમ ગજ કોઠું ગરે. કૃષ્ણને૦<br>
જેવું જેટલું જે જ્યમ કાળે, તે તેને કર ઠરે;<br>
એમાં ફેર પડે નહિ કોઇથી, શીદ કૂટાઇ મરે. કૃષ્ણને૦<br>
તારૂં ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;<br>
આપણનું અજ્ઞાનપણું એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણને૦<br>
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;<br>
રાખ ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે. કૃષ્ણને૦



# રત્ન ૪૬ મું

## વ્યવહારનાં બધાં કામ કરવાને વખત મળે છે, પણ પ્રભુને ભજવા વખત મળતો નથી!



સવારમાં વહેલા ઊઠીને પા કલાક સુધી દાતણ કરતાં કરતાં પાડોશીની સાથે તડાકા મારવા આપણને વખત મળે છે; પણ જે પ્રભુએ આપણને સાજાતાજા ઉઠાડ્યા તેને યાદ કરવા વખત મળતો નથી. ઊંચામાં ઊંચો સાબુ લઇને અડધા કલાક સુધી નાહવાનો વખત મળે છે, પણ સૂર્યનારાયણને અર્ઘ્ય આપવાનો વખત આપણને મળતો નથી. નાહ્યા પછી વાતો કરતાં કરતાં સારા કપમાં લહેજતદાર ચા પીવાને વખત મળે છે, પણ હરિરસ પીવાને આપણને પાંચ મિનિટ પણ મળતી નથી. પછી છાપાં વાંચવાનો તથા તે ઉપર ટીકા કરવાનો વખત મળે છે, પણ ગીતાજીનો પાઠ કે વિષ્ણુસહસ્રનામનો પાઠ કરતાં આપણને આળસ આવી જાય છે. બજારમાં જઇને જુદી જુદી જાતનાં શાક લઈ આવીને તેને સરસ રીતે સમારવાનો વખત મળે છે, પણ દેવદર્શને જવાનો વખત મળતો નથી. સ્નેહીઓ સહિત નિરાંતે ખાવાને કલાક એકનો વખત મળે, પણ સત્સંગ કરવાનો વખત આપણને મળતો નથી. જમ્યા પછી નિરાંતે આરામ લેવાને આપણને વખત મળે, પણ ધર્મનાં પુસ્તકો વાંચવાનો આપણને વખત મળતો નથી. પૈસા મેળવવા ખાતર ચાર કલાક સુધી આંટા ખાવાને આપણને વખત મળે, પણ જ્ઞાન મેળવવા ખાતર સંતસાધુઓ પાસે જવાનો આપણને વખત મળે નહિ. સાંજે હવા ખાવાને તથા ફરવાને વખત મળે, પણ કથા સાંભળવાને આપણને ઘડી એકની ફુરસદ મળે નહિ. રાત્રે નાટક હોય કે સરકસ હોય, તો ત્યાં રૂપિયા ખર્ચીને તથા ઉજાગરા કરીને જોવાનો વખત મળે, પણ ભજનમંડળીમાં જવાને ટાંગા ભાંગી જાય છે. બાગબગીચામાં ઉજાણીઓ થતી હોય ત્યાં

આનંદે જવાય, પણ જ્યાં હરિરસ ઊડતો હોય ત્યાં ન જવાય. ક્રિકેટની મેચ થતી હોય, ઘોડા દોડવાની શરતો રમાતી હોય, દારૂખાનું ફૂટતું હોય, ગવર્નરની સવારી નીકળવાની હોય ત્યાં ધક્કામુક્કી ખાતા, સિપાઇઓના ચાબખા ખાતા છતાં પણ જવાય; પણ જ્યાં હરિકથા થતી હોય, સદુપદેશ દેવાતો હોય, ભજનિયાં ગવાતાં હોય અને સારી રીતે આદરસત્કાર દઇને સૌને બેસાડાતા હોય ત્યાં જવાશે નહિ.

ભાઇઓ અને બહેનો! આવી રીતે આપણે આપણો અમૂલ્ય કાળ શરીરના સુખ સંબંધેજ ગાળીએ છીએ અને એક ક્ષણ પણ આપણે પ્રભુને ભજતા નથી. જે પ્રભુએ આપણી ઉપર ઉપકાર કરીને આપણને આવો દુર્લભ મનુષ્ય દેહ આપ્યો છે, તેને વીસરી જઇએ છીએ અને સંસારના ક્ષણિક સુખમાંજ રચીપચી રહીએ છીએ. આપણે બધા કામ કરવાને જેમ વખત કાઢીએ છીએ તેમ પ્રભુને માટે થોડોઘણો પણ વખત જો નહિ કાઢીએ, તો આપણે જરૂર પાછા ફેરામાં પડવાના; માટે તેને ભજવાનો સૌએ થોડોઘણો પણ વખત કાઢવો.

**ભજન**

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય, તારા દિલનું કપટ નવ જાય. ટેક
પ્રભુકીર્તન, પ્રભુનામસ્મરણમાં, અતીશે આળસ ધારે;
માથાફૂટ લવ પરનિંદામાં, આખો દિવસ નવ હારે. પ્રભુ૦
પ્રભુનું પૂજન કરતી વેળા, કાયા તારી કંપે;
ગંજીફા સોગઠાં ફૂટતાં, આઠ પહોર નવ જંપે. પ્રભુ૦
હરિનું ચંદન ઘસતાં તારૂં, શ્રમથી શરીર બગડે;
કુંડી કૂદકું લઇ મરી મશાલો, ભાવે ભાંગજ રગડે. પ્રભુ૦
એકાદશી ઓચ્છવનાં જાગરણ, અતિ કઠણ તને લાગે;
ભાંડ ભવૈયા જોવા સારૂ, સારી રાતજ જાગે. પ્રભુ૦
હરિના ભક્તને લૂખું સૂકું, વેઠજ વળગી જાણે;
સગાં સંબંધી પરૂણા આવે, તેને પીરસે મિષ્ટ પરાણે. પ્રભુ૦
બે પૈસાની ગુરુ સેવા બતાવે, ત્યાં ગણગણતું બોલે;

ઘરની સ્ત્રી જ્યારે માગે ઘરેણાં, ત્યાં હસી મગન થઇ ડોલે. પ્રભુ૦
ખોટાં મોતી કાચ ક્રીડિયાં, ભગવત ભૂષણ ઘાલે;
સોનું રૂપું મણિમુક્તા વીણ, સુત સ્ત્રીને નવ ચાલે. પ્રભુ૦
જગત દેખતાં જપવા બેસે, બાકી નાથ ન ખાવા;
ગળાં કાપે ત્યાં થાય ગળગળો, એ વૈષ્ણવના ભાવા. પ્રભુ૦
આ કરવું આ ના કરવું, એમ અન્યને શિક્ષા દે છે;
તે પ્રમાણે તું નથી કરતો, અનુચિત કર્મ કરે છે. પ્રભુ૦
અંતરના છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી;
એ તો સાચાનો સંગી છે, દાસ દયાનો સ્વામી. પ્રભુ૦

---

## રત્ન ૪૭ મું

### જન્મ્યું તે જવાનું અને ખીલ્યું તે ખરવાનું.



એક રાજા હતો. તેને માંડ માંડ એક દીકરો આવ્યો. તે છોકરા ઉપર તેનું બહુજ હેત હતું, તેથી તેને જરા પણ પોતાથી દૂર જવા દેતો નહિ. જ્યારે તે છોકરો જુવાન થયો, ત્યારે બહુજ માંદો પડ્યો અને મરી ગયો. રાજા તે છોકરાના શરીરને વળગી રહ્યો અને કોઇને તે મડદું ત્યાંથી લઈ જવા દેતો નહોતો; પણ કેટલાક માણસો મળી રાજાને ઘણી મુશ્કેલીએ આઘો લઇ ગયા અને છોકરાને દાટીને તેની ઉપર દેરી ચણાવી. રાજા ગાંડા જેવો થઇ ગયો અને આખો દિવસ તે દેરી પાસે જતો અને ત્યાં બેસીને રોયાજ કરતો. આવી રીતે થોડાક દિવસ ગયા, ત્યારે તે ગામમાં એક સંત આવી ચઢયા. આખા રાજ્યના મોટા મોટા અમલદારો તેની પાસે ગયા અને રાજાને કાંઇ જ્ઞાન આપી સમજાવવા વિનતિ કરી. તે સંત રાજા પાસે ગયા અને રાજાને કહ્યું કે, "બચ્ચા, તારા છોકરાને પાછો બોલાવવો હોય, તો હું કહું તેમ કર." રાજા કહે કે, "આપ જેમ કહો તેમ કરવાને તૈયાર છું." સંતે

કહ્યું કે, "આ દેરી ઉપર એક એવા માણસનું નામ કોતરાવ કે જેના ઘરમાંથી કોઇ મરી ગયું ન હોય અને જો તેમ ન બને તો એક એવું ફૂલ લાવ કે જે ખરી જતું ન હોય." રાજા કહે કે, "બહુ સારૂ, મહારાજ!" એમ કહીને રાજાએ માણસો દોડાવ્યા અને તેમને હુકમ કર્યો કે, "જાવ, એવા માણસનું નામ લઈ આવો કે જેના ઘરમાંથી કોઇ દિવસ કોઇ ન મર્યું હોય." માણસો તપાસ કરીને આવ્યા અને કહ્યું કે, "રાજાજી! એવો માણસ તો કોઈ નથી કે જેના ઘરમાં કોઈ મર્યું ન હોય." ત્યારે રાજાએ બધા માળીને બોલાવ્યા અને કહ્યું કે, "એવું ફૂલ લઇ આવો કે જે ખરી જતું ન હોય." માળીઓ વાડીએ વાડીએ અને બગીચે બગીચે ભમ્યા, પણ એક એવું ફૂલ ન મળ્યું કે જે ખરી જતું ન હોય. માળીઓ પણ ફૂલ વિના પાછા આવ્યા જેથી રાજા નિરાશ થયો અને રોવા લાગ્યો. પેલા સંતે કહ્યું કે, "રાજા! કલ્પાંત કરવું છોડી દે. આ માણસોના કહેવા ઉપરથી તું સમજી લે કે દુનિયામાં જે જન્મ્યું તે જવાનુંજ; કારણકે જો એમ ન હોત, તો કોઇ પણ માણસનું નામ આપણને મળત, કે જેના ઘરમાંથી કોઇ ન મર્યું હોય. વળી જે ફૂલ ખીલ્યું તે ખરવાનુંજ; કારણકે જો એમ ન હોત, તો આપણને એવું ફૂલ મળત કે જે ખરેજ નહિ. રાજા! દુનિયામાં કોઇ અમર રહ્યું નથી અને રહેશે પણ નહિ. હુકમી હોય કે હજામ હોય, રંક હોય કે રાય હોય, સંત પુરુષ હોય કે શંખણી હોય પણ કાળ કોઇને મૂકતો નથી. પૈસા આપે કે લાંચરુશવત આપે, દવા કરે કે મંત્રજંત્ર કરે; પણ કાળ કોઇને છોડતો નથી; માટે આ ગાંડપણ છોડી દે અને પ્રભુને ભજી લે." રાજાને સંતનાં વચન સાચાં લાગ્યાં. આથી તે સંતને પગે પડ્યો અને તેમને પોતાના રાજ્યમાં સન્માનપૂર્વક રાખી દરરોજ તેમની પાસેથી થોડા થોડા બોધ લેવા માંડ્યો. છેવટે રાજાને પણ જ્ઞાન ઉત્પન્ન થયું અને તેણે સંતની કૃપાથી આનંદમાંજ રહેવા માંડયું.

વસંત રાગ

જીવન ચપલ જેવું આકળ જળ, મન જોને વિચારી;
વાદળને જયમ વાયુ ચલાવે, તેવી કાયા છે તારી. જીવન૦ ૧
ભોગ સર્વ ક્ષણભંગુર ભવના, સ્વર્ગાદિક સુખ એવું;
થાય જાય પણ સ્થિર નહિ, અંતે ધન દામિની જેવું. જીવન૦ ૨
પૂર્ણ કળાએ ચંદ્ર પૂનમનો, દિન દિન ઘટતો જાય;
એવું જોબન જીવ સર્વનું, અંતે અમાસજ થાય. જીવન૦ ૩
અવ્યક્ત વૃક્ષ અલૌકિક એવું, ખીલે તેમ ખરે છે;
નામરૂપ ગુણ નાશવંત છે, ઊપજે એજ મરે છે. જીવન૦ ૪
અદ્ભુત ખેલ રચ્યો અવિનાશે, જોતાં પાર ન આવે;
છોટમ પરમ દયાલ પ્રભુનું, ભજન કરી લ્યોને ભાવે. જીવન૦ ૫

## રત્ન ૪૯ મું

### કેદીઓને કેદખાનામાંજ સુખ ભાસે છે, તેમ સંસારીઓને સંસારમાંજ સુખ ભાસે છે.



નોજમાં ક્રૂરસિંહ કરીને એક રાજા થઇ ગયો. તેનામાં નામ પ્રમાણેજ ગુણ હતા—એટલે કે તે બહુ ક્રૂર હતો. રાજ્યના લોભને વશ થઇને તે ઘણા નિરપરાધી માણસોને કેદખાનામાં બેસાડી દેતો હતો. એવી રીતે તેણે ઘણા માણસોને કેદમાં બેસાડ્યા હતા. પછી ત્રીસ વર્ષ રાજ્ય કરીને જ્યારે તે ગુજરી ગયો, ત્યારે તેનો છોકરો દાનસિંહ ગાદીએ આવ્યો. તે બહુજ દયાળુ અને ન્યાયી હતો. તેણે રાજ્ય ઉપર આવીને બધા નિરપરાધી કેદીઓ કે જેમને ઘણાં વર્ષથી કેદમાં પૂરવામાં આવ્યા હતા, તેમને છોડી મૂકવાનો હુકમ કર્યો. ત્રીસ વર્ષના લાંબા વખત પછી તેઓ છૂટીને શહેરમાં ગયા તો ત્યાં તેઓને બધું નવું નવું લાગવા માંડયું અને કોઈ ઠેકાણે તેઓને ગોઠયું નહિ.

પછી તેઓ રાજા પાસે આવ્યા અને ફરિયાદ કરી કે, "અમને શહેરમાં ગોઠતું નથી, માટે અમને તો કેદખાનામાંજ રહેવા દો. શહેરમાં અમે જુદા જુદા પડીએ છીએ, એટલે અમારો સંગાથ તૂટી જાય છે અને બિલકુલ ચેન પડતું નથી. હવે અમારે ધંધો પણ શો કરવો?" રાજાએ કહ્યું કે, "તમારે જો ધંધાની અડચણ હોય, તો હું મારા રાજ્યમાં જુદા જુદા ખાતામાં તમને રખાવું; પણ બધાને સાથે એક ખાતામાં હું શી રીતે રાખી શકું?" કેદીઓએ કહ્યું કે, "અમારે ધંધો નથી જોઈતો, અમને તો ફરીથી કેદખાનામાંજ રાખો; ત્યાં અમને જેવી મજા અને આનંદ આવે છે, તેવી મજા અમને શહેરમાં આવતી નથી. શહેરનાં સુખ અમને ઝેર જેવાં લાગે છે. અમને તો કેદખાનામાંજ મજા છે; માટે કૃપા કરીને અમને ત્યાંજ રાખો." તેઓની આ અરજ સાંભળીને રાજા તથા કચેરીના બધા અમલદારો હસવા લાગ્યા. છેવટે કેદીઓ બહુજ રોયા, ત્યારે રાજાએ તેઓને ફરીથી કેદમાં મોકલવાનો હુકમ કર્યો. આ વાત જ્યારે ગામમાં ફેલાઇ, ત્યારે બધા લોકો હસવા લાગ્યા અને વાંચનાર પણ હસ્યા વિના રહેશેજ નહિ. પણ ભાઇઓ અને બહેનો! તે કેદીઓ તે બીજા કોઇ નહિ, પણ આપણેજ છીએ; કારણકે આ સંસાર કેદખાનું છે અને આપણે બધા તેમાં પડ્યા છીએ. હવે પેલા રાજાની પેઠે કોઈ સદ્ગુરુ કે સંત આપણને છોડવવા મથે છે, તોપણ આપણને તે ગમતું નથી. સંસારમાંથી છૂટવાનું અને સ્વર્ગના સુખ ભોગવવાનું આપણને ગમતું નથી. સંસારમાંજ આપણને આનંદ આવે છે અને સ્વર્ગનાં સુખ ઝેર જેવાં લાગે છે. જેમ કેદીઓને કેદખાના વિના ગોઠે નહિ, ઝેરના કીડાને ઝેર વિના ગોઠે નહિ; તેમ સંસારી જીવડાને સંસાર વિના ગોઠતું નથી. પણ ભાઇઓ અને બહેનો! કેદખાનું તે અંતે કેદખાનુંજ છે, બંધન તે બંધનજ છે; તેમ સંસારની બેડી તે બેડીજ છે. માટે તેમાંથી છૂટવાને સદ્ગુરુ કે સંત કહે તેમ કરવું જોઇએ. આપણને પહેલાં તો ગોઠશે નહિ, પણ ધીરે ધીરે આપણે જેમ

બંધનમાંથી મુક્ત થતાં જઇશું, તેમ તેમ આપણી આંખો ઊઘડતી જશે અને બંધનમાંથી તદ્દન મુક્ત થઇને ફરીશું; માટે હમેશાં સંસારરૂપી બંધનથી છૂટવાને થોડો થોડો પ્રયત્ન કરવો જોઇએ.

૫૬

ઠરશે કંચનના થાળમાં, ડુંગરી વાઘણ દૂધ;
ત્રાંબા પિત્તળમાં નહિ ટકે, સો વાર કરીએ શુદ્ધ.
પ્રભુરસ પ્રેમીજન પી શકે, હરિરસ હરિના જન પી શકે. પ્રભુ૦
સોમવલ્લી સંસારમાં, પચવે બ્રાહ્મણનો પુત્ર;
વમશે બીજી સહુ વર્ણ તે, શું થાય ધારેથી સૂત્ર. પ્રભુ૦ ૨
ખારા જળની રે માછલી, મીઠા જળમાં મરી જાય;
ખાશે કૂતરૂં ખીર તો, ઉલક ઓચિંતી થાય. પ્રભુ૦ ૩
અફીણ કેરી રે ઇયળનું, મળશે ગોળેથી મોત;
જળઋતુ પામીને જવાસા, સૂકાય શાખા થડ સોત. પ્રભુ૦ ૪
આખા જગની રે આંખોને, સૂરજ ઊગે સુખ થાય;
ઉલૂક જગમાં અભાગિયાં, દિવસે કાંઇ ન દેખાય. પ્રભુ૦ ૫
સેવે સાકરને શ્રીમંતો, કરવા સુંદર કાય;
ખર જો કાંકરો ખાય તો, જીવનું જોખમ થાય. પ્રભુ૦ ૬
મોંઘા મખમલનાં મૂઢિયાં, મઢતાં બગડે પરવાજ;
દેઇને આટલા દાખલા, રચના કીધી ઋષિરાજ. પ્રભુ૦ ૭

## રત્ન ૪૯ મું

### રાજા મોટો કે રાજાઓનો રાજા ?



પા

ટલીપુરમાં જગન્નાથજીનું એક મંદિર હતું. ત્યાં આગળ દર્શનની શોભા બહુજ સારી થતી હતી અને ભાવિક ભક્તો પૂર્ણ ભાવથી ત્યાં દર્શને આવતા હતા. વળી તે મંદિરમાં દરરોજ રાત્રે હરિભજન થતું હતું, તેમાં પણ કેટલાક ભક્તો ભાગ લેતા હતા. મંદિર-

ની સેવા તથા હરિભજનનું મુખ્ય કામ પ્રેમદાસ કરીને એક સાધુ કરતા હતા અને તે ગામના રામદાસ કરીને એક ગૃહસ્થ તેમને સારી મદદ કરતા હતા. તેઓ બન્ને એક દિવસે સાથે બહાર ફરવા જતા હતા, તેવામાં તેમને તે ગામના એક મોટા અમલદાર, જેઓ રામદાસને ઓળખતા હતા, તે તેમની પાસે આવ્યા અને ગામની નવાજૂની પૂછી. તે વાત પૂરી થઇ, એટલે રામદાસે તે અમલદારને કહ્યું કે, "સાહેબ! આપ કોઇ દિવસ મંદિરમાં દર્શને કેમ પધારતા નથી? આ પ્રેમદાસજી બહુજ પ્રેમથી સેવા કરે છે. દર્શનનો લાભ એક વખત તો જરૂર લો." અમલદારે કહ્યું કે, "હું હમણાં બહુજ કામમાં છું, એટલે મને જરા પણ ફુરસદ મળતી નથી; એટલે હું આવી શકું તેમ નથી." રામદાસે કહ્યું કે, "દર્શને ન પધારાય તો રહેવા દો, પણ આપ રાત્રે તો એક વખત જરૂર આવો. રાત્રે અમે બધા એક કલાક બેસીએ છીએ અને પ્રભુનું કીર્તન તથા તેના ગુણ ગાઇએ છીએ." અમલદારે કહ્યું કે, "શેઠ! રાત્રે તો મારાથી અવાયજ નહિ; કારણકે રાત્રે તો મારે આપણા રાજાજી પાસે સલામે જવું પડે છે. મહેનત કરી કરીને હું મરી ગયો, ત્યારે માંડ માંડ દરરોજ સલામે જવાની રજા મળી છે. તમે જાણો છો ને કે, આપણા ગામમાં મોટા મોટા ત્રીસ ચાલીસ અમલદારો છે, પણ માત્ર બેચારનેજ ત્યાં સલામે જવાની રજા છે. એ તો જેનાં ભાગ્ય હોય, તેનાથીજ ત્યાં જવાય. કેમ મહારાજજી! ખરૂં કે નહિ?" આ સાંભળીને મહારાજજીથી ન રહેવાયું, એટલે તે બોલ્યા કે, "સાહેબ! માઠું લાગે તો માફ કરજો; પણ જ્યારે તમે મને પૂછો છો, ત્યારે કહું છું કે, તમારા કરતાં તો અમારા ગરીબ ભક્તજનો છે તે વધારે ભાગ્યશાળી છે." અમલદારે કહ્યું કે, "મહારાજ! તે વળી કેવી રીતે?" મહારાજે કહ્યું કે, "તમારે સલામે જવાને કેટલી મહેનત કરવી પડે છે તે જાણો છો ને? અમારે પ્રભુના દરબારમાં જવાને જરાયે મહેનત પડે છે? વળી તમારે ત્યાં તો લોકોને અટકા-

વવા દરબારમાં સિપાઇઓ રાખવા પડે છે, પણ અમારે ત્યાં તો લોકો એમની મેળે આવતા અટકી જાય છે; કારણકે પાપી માણસો પ્રભુના મંદિરમાં પગ મૂકવાની હિંમતજ ધરી નથી શકતા. પ્રભુના તાપથી તે તો દોઢ ગાઉ આઘાજ ભાગી જાય છે. મહેરબાન સાહેબ ! એ તો જેણે પેલે ભવ પુણ્ય કર્યાં હોય, તેજ પ્રભુના દરબારમાં અને હરિકીર્તનમાં જઇ શકે છે, બીજાથી ત્યાં જવાય નહિ. વળી તમારા રાજા તો આજ છે ને કાલ નથી અને અમારા રાજા તો કાયમ છે. તમારા રાજાની સત્તા બહુ તો હજાર ગામ ઉપર ચાલતી હશે, પણ અમારા રાજાની સત્તા તો આખા બ્રહ્માંડમાં છે. કહો સાહેબ ! ત્યારે હવે તમારા રાજા મોટા કે રાજાઓના રાજા એવા અમારા પ્રભુ મોટા ?" આ સાંભળીને પેલો અમલદાર ચૂપજ થઇ ગયો અને પછી મહારાજને પગે લાગ્યો તથા દરરોજ એક વખત દર્શને અથવા તો હરિકીર્તનમાં જવાનો તેણે દઢ નિશ્ચય કર્યો.

ભાઈઓ અને બહેનો ! પ્રભુના દરબામાં કે હરિકીર્તનમાં જવું તે બહુ ભાગ્યની વાત છે. પાપી પુરુષોથી ત્યાં ક્યાંય જવાતું નથી. એ તો મહાપુણ્ય કર્યાં હોય, તેઓને એવાં મંદિરમાં અને સત્સંગમાં જવાનું મન થાય. માટે પ્રભુના મંદિરમાં કે સત્સંગમાં થોડાજ માણસો આવતા હોય, તો મૂંઝાવું કે ગભરાવું નહિ; કારણકે ત્યાં આગળ આવવાને થોડા જણનેજ પ્રભુએ અધિકાર આપેલો છે. તમને તેવો અધિકાર મળેલો છે; માટે પ્રભુનો ઉપકાર માનો, તે મહાન દયાળુ પિતાનો આભાર માનો.

૫૬

જગનાં મોટાં ખોટાં માન, હરિ સેવે તેજ ભાગ્યવાન. ટેક
જગના મોટા ચાર દિવસના, અંતે થતા હેરાન;
સુખ દુઃખ ક્ષણિક ખમી હરિજન તો, સદા થતા શ્રીમાન. જગનાં૦
જગમાં ડાહ્યા બહુ ગણાય, પણ અંતે ભૂલે ભાન;
એજ વખત હરિજનના ઉરમાં, ઉપજે ઉત્તમ જ્ઞાન. જગના૦

જગમાં મોજો કરે તેમને, મૃત્યુ થાય મોકાણ;
હરિની સેવા કરનારાંને, એવીજ મળે લ્હાણ. જગનાં૦
જગનાં ધનિક મૂકી અહીં સઘળું, જાય મહા દુઃખ સ્થાન;
જગ છૂટતાં હરિજનને તો, મળે અપૂર્વ વિમાન. જગનાં૦
જગના મહારાજાનો અંતે, જમ પકડે છે કાન;
ખરા હરિજનને લેવાને, આવે દેવ મહાન. જગનાં૦
મેળવતાં રાખતાં જતાં દુઃખ, મોટપ દુઃખ સમાન;
એથી સાચી મોટાઇ જોઈએ તો, સેવ્યા કર ભગવાન. જગનાં૦

## રત્ન ૫૦ મું

### સત્સંગની ખૂબી


લોઢાની ગમે તે વસ્તુ પછી તે સાંકળ, ખીલો, સ્ક્રૂ, તાળું, કૂંચી કે સળિયો હોય, પણ જો તે પારસમણિને અડે તો તરતજ સોનારૂપ થઇ જાય છે. જેની પાસે કામધેનું હોય, તે ગમે તે વસ્તુને પ્રાપ્ત કરી શકે છે અને જેની પાસે કલ્પવૃક્ષ હોય, તે મનથી ઇચ્છેલા પદાર્થો મેળવી શકે છે; પણ આ પદાર્થો મેળવવામાં એટલે કે પારસમણિ, કામધેનુ કે કલ્પવૃક્ષ પ્રાપ્ત કરવામાં તપ કરવાં પડે છે. એ કાંઇ સહેલાઇથી પ્રાપ્ત થાય તેવાં નથી.

પણ એ ત્રણે કરતાં વિશેષ મનઇચ્છિત પદાર્થો આપવાવાળી અને કાંઇ પણ મહેનત વિના પ્રાપ્ત થઇ શકે એવી એક ચીજ છે અને તે સત્સંગ છે. કદાચ આ વાત તમે નહિ માનો, પણ આપણાં શાસ્ત્રો અને ઋષિમુનિઓ પણ તે વાત પોકારી પોકારીને કહે છે. આમ છતાં પણ જો તમે તે ન માનતા હો, તો આપણા સંસારનાજ દાખલા સાંભળો, એટલે તરતજ તે વાત તમારે ગળે ઊતરશે. જુઓ, એક સાધારણ માણસની છોડી હોય, પણ જો તે રાજાની સાથે પરણે, તો તે પટરાણી

થાય અને રાજા તો શું પણ આખું રાજ્ય તેના કબ્જામાં રહે. વળી બે બદામનો ખવાસ હોય, સીદી હોય, કોળી હોય કે પછી વાળંદ હોય; પણ તેના ઉપર દરબારની મહેરબાની હોય, તો મોટા મોટા અમલદારો પણ તેના ગુલામ થઇને રહે. વળી કોઈ આબરૂદાર ગૃહસ્થને ત્યાં નોકર હોય કે ઓળખીતો હોય, તો ગામમાં તે ગૃહસ્થને લીધે તેના નોકરોની અને ઓળખાણવાળાની પણ આબરૂ વધે. તે શેઠ કોઇને ત્યાં જમવા જવાના હોય કે ટીપાર્ટીમાં જવાના હોય કે મેળાવડામાં જવાના હોય કે જાત્રાએ જવાના હોય, તો સાથે તેના નોકરોનું પણ કામ થાય છે. વળી ખેતરોમાં જુઓ કે બગીચામાં જુઓ તો ત્યાં પણ મોટાં ઝાડોની પાછળ નાનાં ઝાડોને પાણી મળે છે. આપણામાં કહેવત છે કે, "શેરડી પાછળ એરડી"–એટલે કે, શેરડીના ઝાડને પાણી પાતાં ભેગું એરંડીનું પણ કામ થાય છે. આ બધી વાતો આપણને શું બતાવે છે? તે એટલુંજ બતાવે છે કે, મોટા માણસનો સંગ કર્યો હોય તો તે કોઈ દિવસ વ્યર્થ જતો નથી અને એથી હરિજનો અને ભક્તો હમેશાં સત્સંગ કરે છે. જેઓ સત્સંગની ખૂબી સમજે છે, સત્સંગની મજા જાણે છે, તેઓ તો કોઇ દિવસ પણ તેનો ત્યાગ કરતા નથી.

૫૬

સત્સંગ વિના, જીવ તણો નવ થાયે કાંઇ સુધારો;
જયમ નાવ વિના, મહાસમુદ્રનો કોય ન પામે આરો. ટેક
જળને જયમ શરદ્ ઋતુ જેવી, જળનો મળ તરત હરે તેવી.
સત્સંગતિ છે નરને એવી, સત્સંગ વિના૦ ૧
લૂગડાંને સાબુ સરસ અડે, મળ છાંડી ઉજળું તે નીવડે;
શઠ સુધરે એમ સુસંગ વડે, સત્સંગ વિના૦ ૨
જે હોય ગાંગડુ કણ જેવા, જળ પરસે ના પલળે તેવા;
તે કોરા રહે કંકર જેવા, સત્સંગ વિના૦ ૩
જેનું કોમળ મન કોમળ વાણી, સત્સંગ કરે ઊલટ આણી;
કહે છોટમ સુધરે એ પ્રાણી, સત્સંગ વિના૦ ૪

## રત્ન ૫૧ મું

### આ સંસાર મુસાફરખાનું હોવાથી આપણે હળીમળીને ચાલવું જોઇએ.



એક સાધુ હતો. તે કાશી, મથુરા, પ્રયાગ, અયોધ્યા, હરદ્વાર, બદ્રી–કેદાર, જગન્નાથ, રામેશ્વર, નાશક-ત્ર્યંબક વગેરે સ્થળે યાત્રા કરીને મુંબઈ આવ્યો; કારણકે તેને દ્વારકાં જવું હતું. તે રેલગાડીમાંથી ઊતર્યો અને સ્ટેશન બહાર આવ્યો, એટલે મોટાં મોટાં મકાનો, ગાડીઓની ધમાધમ, માણસોની ખૂબ આવજા, ગામના ઘોડાના ખડખડાટ તથા રેંકડાના બળદિયાના ઘૂઘરાના ઝણઝણાટ સાંભળીને તે તો દંગજ થઈ ગયો. તે બિચારો અજાણ્યો હતો અને વળી સાથી વિનાનો હતો એટલે ક્યાં જવું તે તેને સૂઝ્યું નહિ; પણ છેવટે 'હરિ કરે તે ખરી' એમ મનમાં ધારીને આગળ ચાલ્યો. થોડે છેટે ગયો ત્યાં આગળ તેણે એક બગીચો જોયો. તેમાં મકાન હતું અને તેમાંથી ઘણા લોકો આવજા કરતા હતા. વળી તે મકાનની ડેલી ઉપર કોઈ ચોકીદાર નહોતું, તેથી તેને લાગ્યું કે આ ધર્મશાળા હશે; કારણકે અહીંયાંથી ઘણા લોકો જાય છે અને આવે છે, તોપણ તેને કોઇ અટકાવતું નથી. આમ ધારીને તે અંદર ગયો અને બંગલાની અગાસીના મોઢા આગળ આસન પાથરીને સૂતો. તે થાકી ગયો હતો એટલે તેને તરતજ ઊંઘ આવી ગઈ. થોડી વાર પછી તે બંગલાના શેઠ અગાસીમાં આવ્યા અને પેલા સાધુને જોઇને રાડો પાડવા લાગ્યો કે, "એ સાધુડા! એ સાધુડા!" સાધુ તો આ સાંભળીને જાગી ઊઠ્યો અને સામે જોયું તો અગાસીમાં એક માણસને જોયો. શેઠે કહ્યું કે, "તું અહીં કેમ સૂતો?" સાધુએ કહ્યું કે, "ધર્મશાળામાં સૂવાનો તો સર્વને હક્ક છે." શેઠે કહ્યું: "જા, જા; એલા ગાંડો બાંડો થઈ ગયો

છે કે શું? આ કાંઇ ધર્મશાળા નથી. આ તો મારો બંગલો છે. અહીંયાંથી ચાલ્યો જા, નહિ તો ધક્કા મરાવીને કઢાવવો પડશે." શેઠની રાડો સાંભળીને બેચાર નોકરો દોડી આવ્યા અને પેલા સાધુને મારીને કાઢવા લાગ્યા. સાધુએ કહ્યું કે, "ભાઈ! જરા ઊભા તો રહો. હું જવાને ક્યાં ના પાડું છું? પણ જરા તમારા શેઠની સાથે એક વાત કરવા દો." સાધુએ કહ્યું કે, "શેઠ! આ બંગલો તમે બંધાવ્યો હતો?" શેઠે કહ્યું: મેં નહિ, પણ આ બંગલો તો અમારી ચારપાંચ પેઢીથી ચાલ્યો આવે છે." સાધુએ કહ્યું: "તમારા દાદાના દાદા અને તેના દાદા અને તમારા બાપા અને કાકા બધા ક્યાં ગયા?" શેઠે કહ્યું: "તે તો બધા ગુજરી ગયા." સાધુએ કહ્યું: "ભાઇ! આ બંગલો બંધાવનારા પણ ચાલ્યા ગયા અને તેં જોયું તેમ તારા દાદા અને તેના છોકરાઓ પણ ચાલ્યા ગયા, ત્યારે આ શું ધર્મશાળા નથી? આ સંસાર આખો એક મોટી ધર્મ-શાળા છે; અને વાડી, બાગબગીચા અને બંગલા છે, તે નાની ધર્મશાળા છે; કારણકે તેમાં પરલોકમાંથી વટેમાર્ગુઓ આવે છે, થોડી વાર રહે છે અને પાછા હતા ત્યાં જાય છે. ભાઈ! મોટા મોટા રાવણ અને રામ જેવા પણ ચાલ્યા ગયા, તો આપણા શા ભાર? આ જમીન છે તે તો પૃથ્વી માતા છે. તેને તો બધા સમાન છે; માટે તેના ઉપર બે ઘડી વિશ્રાંતિ લીધી તેમાં તારૂં કાંઇ બગાડ્યું? જેમ તારા દાદાઓ આ જગ્યા સાથે લઇ જઈ શક્યા નહિ, તેમ તું પણ લઇ જઇ શકવાનો નથી. આમ છે તો બીજાઓના ઉપર જો મફતનો ઉપકાર થતો હોય, તો કેમ ન કરવો? દધીચિ, મોરધ્વજ, સગાળશા વગેરેએ પરોપકાર વાસ્તે દેહની પણ દરકાર નહોતી રાખી; તો ભાઇ! આ ચાર હાથની જમીનમાં આમ શું કામ ધક્કા મરાવે છે?" આ સાંભળીને શેઠ તો દડદડ રોવા મંડી પડયો અને સાધુના પગમાં નમી પડયો. પછી શેઠે તે સાધુને આઠ દિવસ સુધી રાખ્યો અને તેની પાસેથી બોધ લીધો.

ભાઇઓ અને બહેનો! પ્રભુએ આપણને જે કાંઈ વૈભવ આપ્યો છે, તે કાંઈ આપણા એકલાનાજ સુખ અર્થે ભોગવવા-ને નહિ, પણ પ્રભુના દરેક બાળકને માટે તે ભોગવવાના છે. આપણી પાસે વૈભવ ન હોય, તો કર્મે કરીને કે વચને કરીને પણ બીજાને સુખ આપવું જોઇએ. કોઇને ધર્મશાળા બતાવીને, કોઇને પાણી પાઇને, કોઇની સાથે મીઠાશથી વાત કરીને, કોઇને પ્રભુનાં ભજનકીર્તન સંભળાવીને કે કોઇને બટકુ રોટલો આપીને પણ આપણે સુખ આપવું જોઇએ; કારણકે પ્રભુ તેમાંજ રાજી છે અને પ્રભુ તેમાંજ વધારે પ્રસન્ન છે.

પદ

કદી કોઈ સાથે ઉદાસી ન કરીએ,
ભેદે ભૂલી નયન નહિ ભરીએ. ટેક.

આપણ પાન્થ થયા અહીં ભેળા, હું–તુંપણું પરહરીએ;
આજ અને કોઇ કાલ જવાના, આખર એમ વીખરીએ. કદી૦
ક્યાંથી આવ્યા, ક્યાં જવાનું, જાણી શકાય ન જરીએ;
શું લઈ આવ્યા, શું લઇ જાવું, વેર વિરોધ વિસરીએ. કદી૦
ક્લેશ કરી નિર્મૂલ મમત્વે, કેમ પરસ્પર મરીએ;
સંપ કરી સુખ સર્વ જમાવી, અંતરથી અનુસરીએ. કદી૦
નાવ–નદીસંયોગ બન્યો છે, તત્ત્વવિચારથી તરીએ;
કેશવ સમય ગયો નહિ આવે, ઠીક રહીને ઠરીએ. કદી૦



# રત્ન ૫૨ મું

## માયાને વળગનારા બૂડે છે અને માયાને તજનારાઓ તરે છે.



એક વખત વિલાયતથી મુંબઇમાં એક મોટી જબરી આગબોટ આવી. તેની અંદર બાગ, બગીચા, રેલવે, ટ્રામવે, નાટકશાળાઓ, જુદી જુદી જાતની રમતગમતનાં સાધનો, જુદી જુદી અને નવી નવી ફેશનવાળી ચીજોની દુકાનો વગેરે હતું. ખરૂં કહીએ તો તે એક મોટું શહેર હતું. તે સ્ટીમર થોડો વખત મુંબઇ રહી અને પાછી વિલાયત જવાને ઊપડી ગઇ. તેની અંદર મોટા મોટા અમલદારો, ગૃહસ્થો અને માત્ર બેચાર પાદરીઓજ હતા; કારણકે તેની ફી બહુ જબરી હતી. સ્ટીમર ચાલી એટલે બધા લોકો જુદી જુદી રમતગમતમાં અને આનંદ કરવામાં પડી ગયા. તેઓ તો ત્રણચાર વખત ખાય, બેત્રણ વખત ચા પીએ અને બીજો વખત રમતગમતમાં અને નવી નવી ચીજો જોવામાં અને ખરીદવામાંજ કાઢતા હતા. પેલા પાદરીઓ હતા, તે આખો દિવસ ધર્મની ચોપડીઓજ વાંચતા અને પ્રભુની પ્રાર્થના કરતા. બેચાર દિવસ ગયા એટલે એકદમ વાદળ ચડી આવ્યું અને ચારે કોર ઘનઘોર થઇ રહ્યું. વીજળી ચમકવા લાગી અને વાદળાંમાં ગડગડાટ થવા માંડ્યો. પવન એકદમ ફુંકાવા માંડ્યો અને વરસાદ પણ મૂસળધાર વરસવા માંડ્યો. સ્ટીમર ખૂબ ડોલવા લાગી અને અંદર પાણી પણ આવવા માંડ્યું. કપ્તાને તથા ખારવાઓએ ખૂબ મહેનત કરવા માંડી અને જેમ બને તેમ કોઇ નજીકના કાંઠા તરફ હાંકવા માંડી. જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ પવનનું જોર વધવા લાગ્યું અને વરસાદ પણ બમણા જોરથી વરસવા મંડ્યા. આ જોઇને ઉતારૂઓ ગભરાઈ ગયા, કેટલાકનાં તો મળમૂત્ર છૂટી

ગયાં, કેટલાકને ઊલટી થઈ અને કેટલાક તો પાટિયાં ઉપર બેભાન થઇને પડયા; પણ પેલા પાદરીઓ તો પ્રભુની પ્રાર્થના કરવા મંડી પડયા હતા. પાણી અંદર એકદમ આવવા માંડ્યું અને કપ્તાને હુકમ કર્યો કે, "હવે જેને બચવું હોય, તે તરીને પેલે કિનારે જાઓ. જાલીબોટો આ તોફાનમાં કામ નહિ કરી શકે, માટે જેને જવું હોય, તે ભૂસકા મારીને જાઓ. અમે તો અહીંયાંજ મરીશું." આ સાંભળીને ઉતારૂઓ તો એકદમ દોડયા અને પોતાની કિંમતી ચીજો અને વસ્તુઓ લઇને કેટલાકે કેડે બાંધી, કેટલાકે પહેરાય તેવી પહેરી લીધી, કેટલાકે ગળામાં નાખી, કેટલાકે પગ તથા હાથ સાથે બાંધી, ત્યારે કેટલાકે નાનાં નાનાં પોટકાં બાંધીને વાંસા સાથે બાંધી લીધી. આમ કરીને સર્વે દરિયામાં પડયા. પેલા પાદરીઓ પાસે તો કાંઈ હતું નહિ, એટલે તેઓની પાસે કાંઈ ભાર નહોતો; એટલે તેઓ તો પ્રભુનું નામ લઇને એમ ને એમ પડયા. તેઓ તો માયાથી નિરાળા હોવાથી અને પ્રભુના નામમાં વિશ્વાસ હોવાથી એકદમ પેલે પાર ગયા અને ત્યાંથી જુએ છે, તો બધા ઉતારૂઓ માયાના ભારને લીધે ડૂબતા હતા. તેઓએ તેમને ઘણી શિખામણ આપી કે, "તમારી પાસે છે તે નાખી દો, તે ફેંકી દો તો પાર ઊતરશો." પણ તેઓએ તે માન્યું નહિ એટલે બધા ડૂબી મૂઆ.

ભાઇઓ અને બહેનો ! પેલી સ્ટીમર છે તે આ સંસાર છે અને તેમાં રમતગમત અને બીજાં ઘણાં ફસાવનારાં સાધનો છે. જેમ પેલા બધા ઉતારૂઓ મોજમજામાં ફસાઇ ગયા, તેમ આપણે બધા પણ અહીંયાં સ્ત્રી, પુત્ર, ઘરબાર વગેરેમાં ફસાઇ પડીએ છીએ અને પ્રભુને ભૂલી જઈએ છીએ. વળી મરણ વખતે પણ પેલા ઉતારૂઓની પેઠે આપણે માયાનેજ વળગી રહીએ છીએ અને હાથે કરીને નરકમાં ડૂબીએ છીએ. પેલા પાદરીઓની પેઠે જો તરવું હોય તો તેમની માફક માયાનો ત્યાગ કરવો જોઇએ અને પ્રભુને ભજવા જોઇએ.

૫૬

માયા માયા કરતો મૂરખ, ઠામ ઠરી નવ બેઠો રે;
સંતસભામાં સ્નેહ ન રાખ્યો, પાપ સભામાં પેઠો રે. ૧
અલ્પ જીવનની આશા લાંબી, કૌતક આ તે કેવું રે;
ફાંસી દેતાં ચઢયું ફુલેકું, આ જગનું સુખ એવું રે. ૨
તરુવર ઉપર મધનું ટીપું, જીભડી જુદી થાશે રે;
વરણાગીમાં વાંકો ચાલે, જમડા ઝાલી જાશે રે. ૩
કીડા વળુંદું કૂતરૂં દોડે, જંપે નહિ તે જરિયે રે;
વિષય વળુંદો વળખાં વેણે, ડૂબ્યો દુઃખને દરિયે રે. ૪
કલાલ કેરા ઘરનો ઉંદર, દારૂ પીને ડોલે રે;
ઝડપ કરીને મનિયે ઝાલ્યો, ફાડી કાળજ ફોલે રે. ૫
ભાદરવાનો ભીંડો તે તો, વિલાઇ જાશે વહેલો રે;
ધન જોબનના ધમધમાટમાં, ગરવ કરે તે ઘેલો રે, ૬
ખારા રણમાં ખૂટલ પ્રાણી, મૃગજળ દેખી મોહ્યો રે;
ઋષિરાજની શીખ ન રાખી, અજગર આંચળ દોહ્યો રે. ૭

## રત્ન ૫૨ મું

### પ્રભુ આપણી સેવા કેમ સ્વીકારતા નથી ?



પ્રભુને વાસ્તે વસ્ત્ર કે વાઘા કરાવવા હોય, તો આપણે હલકું મલમલ કે સોંઘું કે હલકું રેશમી વસ્ત્ર લઇએ છીએ; જ્યારે આપણાં છોકરાં, સ્ત્રી કે આપણે પોતાને પહેરવા જોઇએ, ત્યારે ઊંચામાં ઊંચો માલ આપણે ખરીદીએ છીએ. આપણો જન્મોત્સવ હોય, ત્યારે ઊંચામાં ઊંચું ગુલાબજળ, સરસમાં સરસ તેલ, ઊંચામાં ઊંચી મીઠાઇઓ, મળી શકે તેટલાં શાક વગેરે લાવીએ છીએ અને પ્રભુના જન્મોત્સવને દિવસે તેનો સોમો ભાગ પણ આપણે કરતા નથી. જન્મદિવસના ઉત્સાહમાં નાચપાર્ટીઓ થાય, હારમોનિયમ અને તબલા વગાડાય; પણ પ્રભુજન્મના ઉત્સ-

વમાં નહિ હરિકીર્તન કે નહિ હરિકથા. આપણા મિત્રોને જમવાનું કહ્યું હોય, ત્યારે તેમને પહેરાવવાને સરસમાં સરસ ફૂલગોટા અને સાચા ફૂલના હાર મંગાવીએ છીએ. તે જમવા બેસે, ત્યારે પાસે મીણબત્તીઓની દીવાલગીરીઓ બળતી રહે છે, સરસમાં સરસ સુગંધીદાર અગરબત્તીઓ પાસે મૂકવામાં આવે છે; પણ પ્રભુની પાસે ન મળે દીવો કે ન મળે અગરબત્તી અને વળી જો પરાણે મૂકવામાં આવે, તો એક નાની વાટવાળી દીવી મૂકવામાં આવે છે; કારણકે પ્રભુએ સૂરજ, ચંદ્ર અને તારાઓ બનાવ્યા છે; એટલે એમને વધારે પ્રકાશની જરૂર ન રહે ! અગરબત્તી મૂકવામાં આવે, તો હલકામાં હલકી બે પૈસાની પાશેરવાળી મૂકવામાં આવે અને પ્રભુને ધરવાને ખોટાં ફૂલ હોય, તોપણ ચાલે. દિવાળીને ટાંકણે આપણે અમલદારોને સરસમાં સરસ ફૂલ, મેવો આપીએ અથવા સાકર આપીએ; પણ પ્રભુને જ્યારે પ્રસાદ ધરવાની વાત આવે, ત્યારે સડેલામાં સડેલાં ફળો લઈ આવીએ અને સાકરની એક નાની સરખી ગાંગડી મૂકીને પ્રભુને સમજાવી દઇએ. આપણને સૂવાબેસવા માટે તો સરસમાં સરસ હવાવાળા ઓરડાઓ અને પ્રભુને વાસ્તે તો અંધારામાં અંધારાવાળા ઓરડાના એક ખૂણામાં નાની સરખી જગ્યા કરીએ છીએ. આપણે ચામાં પીવાને ભેંસનું સરસ દૂધ અને પ્રભુને ધરવાને એક પૈસાવાળું ગાડરનું કે બકરાનું દૂધ હોય, તોપણ ચાલે. આપણે બેસવાને માટે સરસમાં સરસ ગાલીચા, હીંડોળાખાટ, કોચ અને ખુરશીઓ જોઇએ, જ્યારે પ્રભુને માટે ફક્ત જૂના કાળનો નકામો થઇ ગયેલો પાટલો !

ભાઇઓ અને બહેનો ! હાલમાં આવી આપણી પ્રભુ પ્રત્યેની રીત છે અને આવી આપણી પ્રભુ પ્રત્યેની પ્રીત છે. આવા ભાવથી આપણે પ્રભુની ભક્તિ કરીએ છીએ, આવી શ્રદ્ધાથી તેનું પૂજન કરીએ છીએ. આપણી આવી રીતભાત હોવાથી પ્રભુ આપણી સેવા કેમ સ્વીકારે ? આપણા પંડ કરતાં, આપણાં

ઓછોકરાં કરતાં, આપણાં સ્નેહીઓ કરતાં અને આપણા નોકરો કરતાં, અરે! એટલુંજ નહિ પણ આપણાં ઢોરઢાંખર કરતાં પણ આપણે પ્રભુને હલકા ગણીએ છીએ, પ્રભુને તે બધાં કરતાં પણ ઊતરતા ગણીએ છીએ. આવી રીતનો આપણો મામલો હોવાથીજ પ્રભુ આપણી સેવા સ્વીકારતા નથી; પણ પ્રભુ આપણી સેવા સ્વીકારે એમ કરવું હોય, તો પૂર્ણ પ્રેમથી, ભક્તિથી અને શ્રદ્ધાથી તેની પૂજા કરો. તે બીજું કાંઇ સ્વીકારતા નથી. તે તો પ્રેમનાજ ભૂખ્યા છે, પ્રેમનાજ પ્યાસી છે; માટે તેમને જો પ્રેમથી પૂજીશું તો તે આપણી સેવા જરૂર સ્વીકારશેજ; માટે પ્રભુને પ્રેમથી ભજો, પ્રેમથી ભજો.

૫૬

ભજન કેમ કરતો નથી પાજી રે, સીતારામ કેમ થાશે રાજી? ટેક
મહાદુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઊંધો બેઠો દાટી (૨)
ખાધું નહિ, ખવરાવ્યું નહિ, પછે જાતાં ફૂટે છાતી રે—ભજન૰
વિષય ભોગવતાં વંશ વાધ્યું, ને મુને ત્રુઠા માજી (૨)
મમતાની ઘાણીએ ફેરા ફરે, પછે તૃષ્ણા થઈ તાજી રે—ભજન૰
સોનું પહેરીને શોભા દેખાડે, ને માળામાં મન લાજી (૨)
ભક્તિવિના ભૂંડા હાલ તમારા, એમ કહી ગયા પંડિત કાજી રે—ભ૰
માયાને ટીપણે લાહ લાગી, તેને શું રે બેઠો ચાટી (૨)
કહે પ્રીતમ ભાઇ હરિ ભજ્યા વિના, અંતે ધૂળ માટી રે—ભજન૰



# રત્ન ૫૪ મું

## એક ઘડીના કુસંગનું પરિણામ!



એક ગામડાનો કોળી હતો. તે બહુજ ગરીબ હતો. ગામડામાં પોતાને પેટપૂરતી મજૂરી ન મળી, ત્યારે તે પાસેના શહેરમાં ગયો; પણ ત્યાં કોઇની ઓળખાણ નહોતી; એટલે ત્યાં પણ તેને જોઇએ તેવી મજૂરી મળતી નહોતી. પેટપૂરતું ન મળે એટલે દિવસે દિવસે તે બિચારો સુકાતો ગયો. એક દિવસ બજારમાં રખડતો હતો, તેવામાં એક બીજો અલમસ્ત કોળી આવ્યો અને તેને પોતાનો નાતભાઈ જાણીને કહ્યું કે, "એલા! તું આમ દૂબળો કેમ થઇ ગયો છે?" તેણે કહ્યું કે, "ભાઈ! મને મજૂરી મળતી નથી." પેલાએ કહ્યું કે, "ચાલ ત્યારે મારી સાથે; આપણે બંને ખડનો એક એક ભારો લઇ આવીએ, બંનેને ત્રણ ત્રણ આના મળશે." પછી બંને જણા ગામબહાર નીકળ્યા, ત્યારે પેલા શહેરના કોળીએ કહ્યું કે, "ભાઇ! આપણે આ ખેતરમાં જવાનું છે. પેલું છીંડું દેખાય ત્યાંથી જવાનું છે." બંને જણા અંદર ગયા. પેલા શહેરના કોળીએ ખડ વાઢવા માંડયું અને ગામડાના કોળીએ ભેગું કરવા માંડ્યું. આમ થોડી વાર થઇ એટલામાં તે ખેતરવાળાના છોકરાઓ મોટી ડાંગ લઇને આવ્યા. આ જોઇને પેલો અલમસ્ત કોળી તો એકદમ વાડ કૂદીને પોબારા ગણી ગયો, પણ ગામડાનો કોળી બિચારો ફસાઇ ગયો. પેલા છોકરાઓએ તો તેને ખૂબ ધમારપાક આપ્યો અને કહ્યું કે, "હરામખોર! દરરોજ છેતરીને ખડ લઈ જાય છે. આજ માંડ માંડ બરાબર લાગમાં આવ્યો છે." એમ કહીને વળી ફરીથી ખૂબ લગાવ્યો. પેલો બિચારો રાડે રાડ પાડે અને કહે કે, "ભાઇ! હું દરરોજ આવતો નથી. મને તો પેલા અલમસ્ત કોળીએ ફસાવ્યો છે. જો કોઇ દિવસ આ રસ્તો પણ ભાળ્યો હોય, તો મને ઠાકરના સમ છે."

છોકરાઓએ કહ્યું કે, "ચાલને હવે ઠાકરના દીકરા, બહુ થયું; તારી ચતુરાઈ અહીં નહિ ચાલે." એમ કહીને તેને પોલીસમાં ઘસડી લઈ ગયા અને તેને કોર્ટથી આઠ દિવસની સખ્ત કેદખાનાની સજા થઇ.

ભાઇઓ અને બહેનો! એક ઘડીના કુસંગનું પરિણામ તો જુઓ! આપણે ભૂલેચૂકે પણ નિંદાખોરની, કૂથલીખોરની, પાપીની, નાસ્તિકની કે એવા દુર્ગુણીની સોબત કરવી નહિ. એમ કરવાથી યમરાજાની કોર્ટમાં શિક્ષા થશે અને નરકના કેદખાનામાં જવું પડશે. હરિકથામાં કે પ્રભુના ગુણ ગવાતા હોય, ત્યાં જવાનું કોઇ વખત ન બને તો તેટલો વખત પણ કુસંગ ન કરતાં સારી ચોપડીઓ વાંચજો કે પ્રભુનાં કીર્તન ગાજો કે બેઠા બેઠા રામરામ કરજો; પણ કદી ખરાબ માણસની પડખે ચડતા નહિ.

પદ

કિંચિત્ કુસંગે રે, બોધ બગડે ઘણો,
પ્રત્યક્ષ તેનું છે પ્રમાણ;
મણ દૂધમાંહી રે છાંટો પડે છાશનો,
પછી તેનાં બીજાં થાય વખાણ. કિંચિત્૦ ૧
અલ્પ અનાચારે રે નળને કલિ નડયો,
દ્યૂતે દીધો પાંડવને વનવાસ;
અસાધુની સંગે રે આવી પડે આપદા,
વિષ જેમ કરે વપુનો નાશ. કિંચિત્૦ ૨
ગંગાજળના ઘટને રે બોળે મદિરા વિષે,
પછી તેને કોઈ ન માને પવિત્ર;
પુંશ્ચલીની સંગે રે પડે જો પતિવ્રતા,
પછી તેનાં કોઈ ન ગાય ચરિત્ર. કિંચિત્૦ ૩
સારો કોઈ સજ્જન રે ચાલે સંગે ચોરને,
પાપી પ્રસંગે પકડયો જાય;
ગાય સારી કોઇ દીન રે હરિયા સાંઢ સાથે હળી,

બિચારીને ગળે ડેરા બંધાય. કિંચિત્૦ ૪
સંન્યાસીને સોનું રે અડે જ્યારે અંગમાં,
વૃથા વેષધારીસમો કહેવાય;
બ્રહ્મચારી ભૂલે રે ભેટે કોઇ ભામિની,
નિયમ તેનો નિષ્ફળ જાય. કિંચિત્૦ ૫
બુદ્ધિને બગાડે રે નિંદા ચાલે લોકમાં,
કહેવાય તેનું નામ કુસંગ;
અફીણ પીએ એદી રે ઝોલાં ખાય જાગતાં,
રહે નહિ સારો શરીરનો રંગ. કિંચિત્૦ ૬
તે માટે તપાસીને રે તનમનથી તજો રે,
ભજો એક ભક્તવત્સલ ભગવાન;
છોટુ સંગ કરિયે રે સારા સજ્જનતણો,
જે હોય જ્ઞાની ઘણા ગુણવાન. કિંચિત્૦ ૭

---

## રત્ન ૫૫ મું

### બધા નશા હાનિકર્તા છે, માત્ર હરિરસનો નશોજ લાભદાયક છે.



આ પણા દેશમાં અંગ્રેજો આવ્યા તે પછી આપણામાં ઘણી જાતના નશાઓ દાખલ થયા છે; તેથી શરીરની અને પૈસાની બહુજ હાનિ થાય છે. હાલમાં જુઓ; લગભગ દરેક જણને નાનાથી તે મોટાને ચા વિના નહિજ ચાલે. હાલમાં દરેક શહેરમાં ઠેકાણે ઠેકાણે ચાની દુકાનો થઇ છે કે જ્યાં આવીને કોળી, હજામ અને ઢેડ સુધ્ધાં પણ ચા પી જાય છે. વળી કેટલાએકને તો ચાની એવી ટેવ હોય છે કે, ચા વિના ઝાડો પણ ન આવે અને કાંઈ કામકાજ કરવું પણ ન ગોઠે. બીજો નશો જોઇએ તો બીડી અને પાનસોપારીનો છે. સવારમાં ચા પીધા પછી, જમ્યા પછી અને નવરા બેઠા બેઠા પણ

બીડી અને પાનસોપારી વિના તો માણસોને હવે ચાલતું નથી. તેમાં વળી કેટલાકને બીડીની તો એવી ટેવ હોય છે કે, પાયખાનામાં પણ બીડીઓ પીએ છે. બીડી કે પાનસોપારી ન લે, તો જરા પણ ચેન ન પડે અને વખતે પેટમાં પણ દુ:ખવા આવી જાય. એવી રીતે સોડાવૉટર, લેમોનેડ, આઇસ્ક્રીમ, કુલફી, કૉફી, કોકો, જિંજર વગેરે અનેક પીણાંઓ આપણા દેશમાં થઈ ગયાં છે.

અને એક વાર જો માણસ તેને આધીન થઈ ગયું તો પછી તે તેને કદી છોડી શકતો નથી. વળી તે ઉપરાંત અફીણ અને કોકેને પણ ઘર ઘાલ્યું છે. અફીણ કે કોકેન જો એક દિવસ પણ ન લેવાય, તો તેની ટેવવાળાને ટાંટિયા ઘસવા પડે છે અને છેવટે મોતને શરણે પણ જવું પડે છે. આ બધા નશાઓ કરતાં દારૂનો નશો વળી સૌને ટક્કર મારે તેવો છે. આજના જમાનામાં તો ઊંચી ઊંચી કોમના અને મોટા મોટા શેઠિયાઓ પણ તેનો સ્વાદ લેવા મંડી પડયા છે. એની ટેવવાળાનાં મોઢાં ગંધાય છે, તેથી તેની પાસે પણ કોઇ બેસતું નથી. મોઢામાંથી અપશબ્દો પણ નીકળી જાય છે અને શરીરનું પણ ભાન રહેતું નથી. આવી રીતના બીજા ઘણા નશાઓ છે, પણ તે બધામાં અંતે તો હાનિજ; પરંતુ માણસ જો હરિનામના રસનો દરરોજ નશો કરતો હોય, તો તે તેને બહુજ લાભ આપે છે. એ નશો એવો છે કે, તે નશાવાળાને તેમજ તેના સંગીઓને પણ લાભદાયક છે. તે નશામાં નથી પગ કળતા કે નથી શરીરને કોઇ પણ જાતની ઇજા થતી; નથી તેમાં પૈસા બેસતા કે નથી તેમાં આબરૂને ધક્કો પહોંચતો. જે જે માણસોએ હરિરસનો નશો કર્યો છે તેઓને પછી બીજા નશાની જરૂરજ પડતી નથી અને બીજા નશાઓ તેને ધૂળ સમાન લાગે છે. હરિરસનો નશો કરનારા આ લોકમાં અને પરલોકમાં પણ સુખી થયા છે અને તેઓની ચરણસેવામાં મોટા મોટા રાજાઓ, શેઠિયાઓ અને અમલદારો પણ હાજર થાય છે.

ભાઇઓ અને બહેનો! હરિનામના રસનો નશો જેણે એક વાર પણ કર્યો છે, તેને પછી બીજો નશો પસંદજ નથી આવતો; કારણકે તે નશો તો અમૃત સમાન છે અને બીજા બધા નશા ઝેર સમાન છે. મૂર્ખ માણસો હોય કે ગાંડા હોય તેજ અમૃત મૂકીને હળાહળ ઝેર પીએ છે, તેજ હાથમાં મસાલ લઇને મોટા ભાડિયા કૂવામાં પડે છે; સમજુ અને જ્ઞાની માણસો તો નિરંતર હરિરસનુંજ પાન કરે છે અને પ્રભુનામરૂપી અમૃતરસ પીએ છે. ઓ ભક્તો અને હરિજનો! આપણે પ્રભુ પાસે એટલુંજ માગવું કે, " હે પ્રભુ! હે દીનદયાળ નાથ! અમને તમારા નામનો નશો ચઢાવજો અને તમારા ગુણગાનરૂપી અમૃતરસ પીવાને અમને હજારો કાનરૂપી પડિયા આપજો. "

ગરબી

આનંદસાગર બ્રહ્મ આરાધિયે, એવું વેદવચન નિરધાર જો;
આનંદમાંથી સહુ જગ ઉપજે, જીવે આનંદે સંસાર જો. આ૦
અંતે આનંદમાં સર્વ શમે, તે આનંદ અચલ કહેવાય જો;
અણુ આદિથી તે બ્રહ્મા લગે, સૌમાં સરખો આનંદ થાય જો. આ૦
આનંદ વિષયોમાં જે જે કહે, જેને ગુરુની ગમ ના હોય જો;
જડ વિષયોમાં આનંદ ના રહે, આનંદ ચૈતનમધ્ય જોય જો. આ૦
આનંદરૂપ કહ્યો છે આત્મા, તેની પડે વિષયમાં છાગ જો;
તેથી માની લે આનંદને, એ તો અજ્ઞાની કહેવાય જો. આ૦
સૂકા અસ્થિ વિષે જયમ શ્વાનને, ખાતાં મુખનું લોહી લપટાય જો;
તિમ તિમ ખાય ઘણું ખાંતે કરી, કારણ પોતે ના પ્રીછાય જો. આ૦
એમ વિષયમાં આનંદ જે કહે, તે નર શ્વાન સમા કહેવાય જો;
વિષયો નિદ્રામાં રહેતા નથી, પણ આનંદનો અનુભવ થાય જો. આ૦
એથી સહજ સમાધિને વિષે, ઉપજે આનંદ કેરા ઓઘ જો;
એવો અક્ષય આનંદ માણવા, સદાય કરવો સાચો જોગ જો. આ૦
આનંદ વિષયોનો સઘળો વદે, સ્વર્ગાદિક અજપદ કૈલાસ જો;
છોટમ બ્રહ્માનંદ જેને હુવો, તે તો ન કરે તેની આશ જો. આ૦

# રત્ન ૫૬ મું

## જેવી આપણી દાન કરવાની રીત છે, તેવુંજ ફળ આપણને મળે છે.



શ્રી કૃષ્ણ પરમાત્માએ ગીતામાં સ્વમુખે કહેલું છે કે, "યોગ્ય પાત્રને, યોગ્ય સન્માનથી, યોગ્ય દાન આપવું." પણ હાલમાં તો જમાનાના ફેરફારને લીધે દાન આપવાની રૂઢિમાં પણ તદ્દન ફેરફાર થઇ ગયો છે. હાલમાં આપણું ઓસડ કરનારા વૈદ્યને કે ડૉકટરને કે કંપાઉન્ડરને દાન નિમિત્તે કાંઈ અપાય છે, અથવા આપણે ત્યાં જે પુરાણી કે મંદિરનો કોઈ પૂજારી કે હવેલીનો મુખિયો દરરોજ ધક્કા ખાતો હોય તેને દાન અપાય છે; અથવા આપણી શેરીમાં જો મ્યુનિસિપાલિટીનો સિપાઈ અથવા પોલીસનો સિપાઇ બ્રાહ્મણ હોય, તો તેને અપાય છે, અથવા આપણી ઑફિસમાં બ્રાહ્મણ પટાવાળાને કે પાણી પાવાવાળાને કે પંખા ખેંચવાવાળાને દેવાય છે; પણ જો કોઇ લૂલો, લંગડો, આંધળો, કૂબડો કે એવો આવે, તો તો તે ઘરનું આંગણું પણ ભાળવા નથી પામતો. અનાથ બાળકો, વિધવાઓ અને વૃદ્ધો તો બિચારાં તમારી હાંકો સાંભળીને તથા ડોળા જોઇનેજ નાસી જાય છે. હાલના સમયમાં સૌ કોઇ ઓળખીતાનોજ ભાવ પૂછે છે અને ગરીબ બિચારા માર્યા જાય છે. આ ઉપરાંત વળી આપણે દાન કરવાની એક નવી યુક્તિ શોધી કાઢી છે. વ્યવહારમાં આપણે કાંઇ માલ ખરીદવો હોય—પછી તે શાક હોય કે કાપડ હોય, ગાંધિયાણું હોય કે મીઠાઈ હોય, પાનસોપારી હોય કે ચોપડી હોય, ગમે તે હોય; તોપણ આપણે જ્યારે પહેલા પૈસા આપીએ ત્યારેજ આપણને માલ મળે છે; પણ આપણે પ્રભુની સાથે જે લેવડદેવડ કરવાનું શીખ્યા છીએ, પ્રભુની સાથે જે વેપાર કરવા માંડ્યો છે, તે તો વ્યાવહારિક રીતથી ઊલટીજ રીતે છે. આપણે મહાદેવજી સાથે એવી

શરત કરીએ છીએ કે, હે મહાદેવજી! એક વર્ષમાં જો મારા દીકરાને ઘેર દીકરો આવશે, તો હું દર સોમવારે તમને ઘીનો દીવો કરી જઇશ. જગદીશની સાથે એવી બોલી કરીએ છીએ કે, હે જગન્નાથજી! મેં જૂનાગઢની લોટરીની એક ટિકિટ લીધી છે તેમાં જો મને ઓછામાં ઓછા દસ હજાર રૂપિયા મળે, તો તમને હું એક હાંડી કરીશ. હનુમાનજીને આપણે કહીએ છીએ કે, હે બજરંગ! જો મારે એક સારૂં ઘરનું ઘર થાય, તો હું દર શનિવારે તમને તેલ અને સિંદૂર ચડાવી જઈશ. રૂવાપરી-ને આપણે કહીએ છીએ કે, હે માતાજી! જો મારો ધણી રૂના કબાલામાં પાંચસાત હજારની ધાપ મારી આવે, તો હું તમને ચૂંદડી ચડાવીશ. મહાલક્ષ્મી સાથે એવી શરત કરીએ છીએ કે, હે મહાલક્ષ્મિ! જો મારા દીકરાને પાંચસોનો પગાર થાય, તો હું તમને દર રવિવારે ચાંદલા ચડાવી જઈશ. બહુચરાજીને કહીએ છીએ કે, હે માતાજી! જો મારી સાસુ મરી જાય અને મારા ધણીનું નોખું ઘર થાય, તો તમને ત્રણે લૂગડાં કરી જઈશ. ચતુર્ભુજ પાસે જઇ આપણે એમ કહીએ છીએ કે, હે પ્રભુ! મરણપથારીએ સૂતેલો મારો દીકરો જો સાજો થશે, તો હું તમને રેશમી વસ્ત્રો કરાવીશ. ભૈરવને કહીએ છીએ કે, હે ભૈરવ-નાથ! હું આંધળો છું તે દેખતો થાઉં, તો દરરોજ તમારાં દર્શન કરવા આવીશ. હવેલીમાં જઈને દાઉજીને કહીએ છીએ કે, હે દાઉજી! કોર્ટમાં મારા ઉપર કેસ ચાલે છે તેમાંથી જો હું બચી જાઉં, તો હું તમને એક દૂધનો હાંડો ચડાવીશ. ભાઇઓ અને બહેનો! પ્રભુની પાસે આપણે આવી શરત કરીએ છીએ. આપણું મન ધાર્યું જો પ્રભુ આપણને એક વાર પહેલું આપે, તો પછી આપણે તેને તેની મહેનતના બદલામાં થોડું આપી-એ છીએ. આ તો પ્રભુને આપણા નોકર અને ઢોર જેવા ગણ્યા. નોકર જો સારી રીતે નોકરી કરે તો પગાર મળે; ઘોડો જો ચાકરી કરે તો ચણા મળે અને ભેંસ કે ગાય દૂધ આપે, તોજ ખડખાણ મળે, નહિ તો ધક્કા. આવી આપણી શ્રદ્ધા હોવાથી—

આવો આપણો ભાવ હોવાથી આપણને પછી શું ફળ મળે? કરવું એકગણું અને મેળવવું સહસ્રગણું એ કેમ બને? એકગણું કરીને સહસ્રગણું મેળવવું હોય તો પૂર્ણ પ્રેમથી, દૃઢ શ્રદ્ધાથી, શુદ્ધ હૃદયથી, સંપૂર્ણ સાત્ત્વિકતાથી, ફળની ઇચ્છા વિના, બદલામાં કાંઇ પણ પાછું મેળવવાની આશા વિના, યોગ્ય પાત્રને, યોગ્ય વચને યોગ્ય દાન આપો.

૫૬

પુણ્ય વિના ન પમાય, પરમ સુખ પુણ્ય વિના ન પમાય. ટેક
પાપી પાપકર્મ કરનારા, કેવલ દુઃખ કમાય. પરમ૦
જેવું અન્ન રાંધીએ જમવા, તેવું જમણ જમાય. પરમ૦
કડવાં કે'ણ અન્યને કે'તાં, સુખકર કેમ સુણાય? પરમ૦
શીતલ જળથી થવાય શીતલ, તડકે તન કરમાય. પરમ૦
બાવળ નિંબ બોરડી રોપી, કેમ ખજૂર ખવાય? પરમ૦
આંબાની ગોટલીએ આંબો, ટેટે વડ છત્રરાય. પરમ૦
બહુધા બીજ વાવીએ જેવાં, તરુવર તેવાં થાય. પરમ૦
ઝેર ખાય ખાંતેથી ખલ તો, જમને દ્વારે જાય. પરમ૦
પ્રીતે અમૃતપાન કર્યાથી, સત્વર અમર થવાય. પરમ૦
વાવ્યાં જવાર બાજરી જોઇ, મુક્તાફલ ન લણાય. પરમ૦
કરતાં હરિ-હરની શુભ સેવા, સાધન સર્વ સજાય. પરમ૦

## રત્ન ૫૭ મું

### ખરૂં સુખ શામાં છે?




બઇનો હલવો, સૂરતની બરફી, ખંભાતની સૂતરફેણી, મથુરાના પેંડા કે ભાવનગરના ફાફડા ખાધાથી પણ ખરૂં સુખ મળતું નથી; મોટરગાડીમાં બેઠાથી કે બાયસિકલ ઉપર ફર્યાથી, હાથીના હોદ્દા ઉપર બેસવાથી કે અરબી ઘોડા ઉપર સવારી કરવાથી, રબર ટાયરની

ટોકરવાળી બે ઘોડાની ગાડીમાં ફરવાથી કે વીજળીક બળથી ચાલતી રેલવેમાં મુસાફરી કરવાથી ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી. મખમલની તળાઇ, આકોલિયાના રૂનાં ભરેલાં ગાલમસૂરિયાં, ઝીણા મલમલના ઓછાડ અને ઝીણી મચ્છરદાનીવાળા ઝોલા ખાતા પલંગમાં સૂવાથી કે કમાનવાળા કોચખુરશી ઉપર બેસવાથી પણ ખરૂં સુખ મળતું નથી. ઉનાળામાં ઝીણાં ધોતિયાં પહેરવાથી, ટટ્ટીઓની ઠંડી હવાથી, બાગબગીચાની ઠંડી લહેરથી, આઈસક્રીમની રકાબીઓથી કે માથેરાન અને મહાબળેશ્વરની ટેકરી ઉપર જવાથી પણ ખરૂં સુખ મળતું નથી. ઇતિહાસો, નવલકથાઓ, કાવ્યો કે બીજાં પુસ્તકો વાંચવાથી પણ ખરૂં સુખ મળતું નથી. નાટકો કે નાચરંગની પાર્ટીમાં જવાથી; હારમોનિયમ, સિતાર, દિલરૂબા કે તબલા વગાડવાથી કે સાંભળવાથી પણ ખરૂં સુખ મળતું નથી. ઘેર પૈસા હોય, સુંદર કહ્યાગરી નાર હોય, રમાડવા જેવાં મનોહર બાળકો હોય, આનંદી મિત્રમંડળ હોય, નોકરચાકરની ફોજ હોય, ઘોડાગાડી અને ગાયભેંસ હોય, તોપણ તેથી ખરૂં સુખ મળતું નથી. સાધુને કે શેઠને, જતિને કે જોગીને, ગામડિયાને કે ગૃહસ્થને, સતીને કે શંખણીને પણ ખરૂં સુખ મળતું નથી. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, ખરૂં સુખ શામાં છે? અને આ બધાને ખરૂં સુખ કેમ મળતું નથી? આ બધાને ખરૂં સુખ મળતું નથી એનું કારણ એજ છે કે, તેઓનું મન ચંચળ છે, તેઓનું મન દુનિયામાં ન મળેલા એવા વિધવિધ પદાર્થો તરફ દોરાયેલું છે, તેઓને કાંઇ ને કાંઇ નવું જોઇએ છીએ. તેઓ હવાઇ કિલ્લા બાંધે છે અને વાની સાથે પણ વાત કરે છે. તેઓના મનની આવી સ્થિતિ હોવાથી, તેઓને સંતોષ ન હોવાથી, અમુક જાતની ચિંતા હોય છે. કોઇને પૈસાની, કોઈને સ્ત્રીની, કોઇને પુત્રની, કોઇને વિદ્યાની, કોઇને ચાંદની, કોઇને કીર્તિની, કોઇને પગારની તો કોઇને યાત્રાની એમ જુદી જુદી જાતની ચિંતા હોય છે. જો આ ચિંતા નષ્ટ થાય,

તો તે સુખી થાય છે—પછી તે સ્ત્રી હોય કે પુરુષ હોય, બાળક હોય કે વૃદ્ધ હોય, અમીર હોય કે ફકીર હોય, રાય હોય કે રંક હોય, વિદ્વાન હોય કે મૂર્ખ હોય; કારણકે ચિંતા જાય એટલે મન સ્થિર થાય અને મન સ્થિર થાય એટલે સુખ પ્રાપ્ત થાય; પણ ખરેખર ચિંતા ક્યારે જાય એ તમને ખબર છે? જો ચિંતાને બિલકુલ દૂર કરવી હોય, તો તો હમેશાં પ્રભુમાંજ વિશ્વાસ રાખો, તેમાંજ શ્રદ્ધા રાખો. જે પ્રભુએ માતાના ઉદરમાં પણ આપણી સંભાળ લીધેલી છે, જે જગતકર્તાએ આપણા જન્મ પહેલાં માતાના સ્તનમાં દૂધ આપ્યું છે, જે જગતપતિએ આપણને આવું સરસ ખોડ વિનાનું શરીર આપ્યું છે, જે ઈશ્વરે આપણને આવી પવિત્ર ભૂમિમાં જન્મ આપ્યો છે, જે શક્તિમાન પ્રભુએ આપણને સ્ત્રી, પુત્ર, ધન, વિદ્યા વગેરે આપ્યાં છે, તેમની સેવા કરવાથી આપણને ખરૂં સુખ મળે છે. પણ પાછો સવાલ એ થાય છે કે, પ્રભુને કયી જાતની સેવા ગમે છે?

પ્રભુને ત્યાં કાંઇ ધોતિયાં ધોવાનાં નથી કે નથી પલંગ પાથરવાના; પ્રભુને ત્યાં કાંઇ રસોઇ કરવાની નથી કે નથી ત્યાં ઊનાં પાણી કરી આપવાનાં; પ્રભુને ત્યાં કાંઇ પાનપટ્ટી નથી બનાવી આપવાની કે નથી એમને ત્યાં બૂટ સાફ કરવાના; પ્રભુને ત્યાં કાંઈ ટેનિસનું રૅકેટ તૈયાર નથી કરી આપવું કે નથી ત્યાં મોટરગાડી તૈયાર કરીને ઊભી રાખવાની. આવી આવી સેવાઓ તો અહીંના માખણખાઉ શેઠિયાઓને અને રાજવંશીઓને જોઇએ. પ્રભુને એવી સેવાની જરૂર નથી અને ગમતી પણ નથી. એમને તો એજ ગમે છે કે, તમે જગતમાં રહેતાં મારાં સર્વ બાળકો વાસ્તે શું કર્યું? તમે એમની શી સેવા કરી? એમનાં આંસુઓ તમે કેટલાં લૂછ્યાં? આ પ્રશ્નો આપણને પ્રભુ પૂછશે. માટે જો આપણે ખરો આનંદ લૂંટવો હોય, ખરો રસ ચાખવો હોય, ખરી લહેજત ઉડાવવી હોય, ખરી મજા મેળવવી હોય, તો નાતજાતનો, રૂપરંગનો, નાના મોટાનો, રંક રાયનો ભેદ ભૂલી જઇને સર્વનું કલ્યાણ થાય,

સર્વનું શ્રેય થાય તેમ વર્તવું જોઇએ.

ભજન

સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ, સૌનું કરો કલ્યાણ. ટેક
નર નારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનું તમામ. દયાળુ૦
જગના વાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે આઠે જામ. દયાળુ૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ, લડે નહિ કોઈ ગામ. દયાળુ૦
સર્વે જગે સુખકારી વધે ને, વળી વધે ધન ધામ. દયાળુ૦
કોઇ કોઇનું બુરૂં ન ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન. દયાળુ૦
પોત પોતાના ધર્મ પ્રમાણે, સર્વે ભજે ભગવાન. દયાળુ૦

## રત્ન ૫૮ મું

### સુખે સાંભરે આરામ, દુઃખે સાંભરે રામ.



પૃથ્વીરાજનું નામ હિંદુસ્તાનમાં બહુજ જાણીતું છે; કારણકે તે એક મહાન વીરનર થઈ ગયો છે. તેના વખતમાં બાલસિંહજી કરીને એક રજપૂત સિપાઈ હતો. તે બહાદુરીમાં બહુજ વખણાતો હતો; જો કે તેનું કારણ તો જુદુંજ હતું અને તે પાછળથી જણાઈ આવ્યું હતું. વાત એમ હતી કે, બાલસિંહજીને પેટનું બહુ સખત દરદ હતું. આઠ દિવસે કે પંદર દિવસે તેને ગોળો ચડતો હતો અને તે વખતે તેને બહુજ દુઃખ થઈ આવતું હતું. આથી તેનું જીવન તેને બહુજ કંટાળારૂપ લાગતું અને સંસાર ઉપર તેને કંટાળો આવી જતો. આ દરદથી કંટાળી જઇને આત્મઘાત કરવા તેણે ઘણી વાર વિચાર કર્યો હતો; પણ "આત્મઘાત એ મહાપાપ છે" અને આત્મઘાત કરવાથી નરકમાં રિબાવું પડશે એમ માનીને તે પોતાનો વિચાર છોડી દેતો. જ્યારે ગોળો ચડે, ત્યારે "હે રામ! હે રામ!" એમ પોકારે ને ઈશ્વરનું સ્મરણ કરે. એક વખત તે નિરાંતે બેઠો હતો, ત્યારે તે એવા વિચાર ઉપર આવ્યો કે,

આત્મઘાત કરવા કરતાં લડાઇમાં મોખરે જઈનેજ હવેથી લડવું, જેથી જો જીતીશું તો આબરૂ વધશે અને મરીશું તો-પણ ઠીક છે; કારણકે દરદથી પીડાતા બચીશું. આમ માની-ને દરેક લડાઇમાં તે મોખરે જતો અને ખૂબ લડતો. આવી રીતે ઘણી લડાઇમાં તે ભાગ લેતો એટલે તેની બહાદુરીનાં બહુજ વખાણ થવા લાગ્યાં. એ વાત પૃથ્વીરાજના કાને પહોંચી આથી તેણે તેને સરદારનો દરજ્જો આપ્યો અને પ્રસંગો-પાત્ત તેને પોતાના દરબારમાં બોલાવવા લાગ્યો. એક વખત પૃથ્વીરાજે સરદારોને ઇનામ આપવા દરબાર ભર્યો. તે વખતે બાલસિંહ ત્યાં આવી શક્યો નહિ; કારણકે તેને ગોળો ચઢ્યો હતો. તે પ્રસંગે રાજાને સર્વે સરદારોએ વાત કહી બતાવી કે, "મહારાજ ! આપનો સરદાર બધી રીતે સુખી છે, પણ આ તેને એક મોટી નડતર છે. તેણે ઘણા વૈદો અને હકીમોની દવા કરી, પણ તેને બિલકુલ ફેરજ પડતો નથી; માટે આપ જો કૃપા કરીને આપના ખાનગી વૈદને મોકલો અને તે કાંઈ ઉપાય બતાવે તો સારૂં."

રાજાએ તરતજ પોતાના વૈદને બોલાવીને બાલસિંહજી-ની પાસે મોકલ્યો. વૈદે ત્યાં જઈને તેનું દરદ જોયું અને પછી એક એવી ઉમદા દવા આપી કે તરતજ તેને આરામ થયો. પછી પંદર દિવસ સુધી તેની દવા કરી અને તેનું દરદ કાયમ-ને માટે ટાળ્યું. સારી રીતે મટ્યા પછી બાલસિંહજી રાજા પાસે આવ્યો અને તેમનો બહુજ ઉપકાર માનવા લાગ્યો; પણ આ બનાવ પછી એક બહુજ અજાયબ જેવી વાત બની અને તે એ હતી કે, બાલસિંહજીનું દરદ મટ્યું તે પછી જે ત્રણચાર લડાઇઓ થઈ તેમાં તે કદી મોખરે જોવામાં આવ્યો-જ નહિ. તે પાછળ રહીને નામનુંજ યુદ્ધ કરતો હતો. આથી રાજાએ તપાસ કરાવી તો તેને માલૂમ પડ્યું કે, જ્યાંસુધી તે ગોળાના દરદથી પીડાતો હતો, ત્યાંસુધી તેને જીવન ઉપર અને સંસાર ઉપર કંટાળો હતો, તેથીજ જીવનની દરકાર કર્યા

વિના "કાં તો મરવું કે મારવું" એવા નિશ્ચયથી મોખરે જઈ લડતો હતો, પણ હવે તેનું દરદ મટી ગયું; એટલે તેને જીવન ઉપર અને સંસાર ઉપર મોહ થયો અને મોજશોખ તથા એશઆરામમાં પડી ગયો અને ઈશ્વરને પણ ભૂલી ગયો. હવે તેને મરવું ગોઠતું નહોતું, તેથીજ તે હમેશાં પાછળ પાછળ રહીનેજ હોંશ વિના લડતો હતો.

ભાઇઓ અને બહેનો ! આપણ સર્વને લાગશે કે, બાલસિંહજી કેવો નિમકહરામ ! જેણે તેનું ભલું કર્યું તેનોજ ઉપકાર ભૂલી જઇને તેનેજ તે છેતરતો; પણ ભાઇઓ અને બહેનો ! આપણે પણ તેનાથી ક્યાં જઇએ એવા છીએ ? કારણકે આપણે પણ જ્યાંસુધી દુઃખમાં હોઇએ, રોગથી રિબાતા હોઇએ, ધનથી હણાયા હોઈએ, સ્નેહીસગાના સંબંધથી વિખૂટા પડયા હોઇએ અથવા બીજી ઉપાધિમાં હોઈએ, ત્યારેજ શૂરવીર થઇને પ્રભુનું નામ "નારણ બળે કે પરાણ બળે" લઇએ છીએ; પણ પ્રભુએ જેવા આપણને દુઃખમાંથી મુક્ત કર્યા કે તરતજ લાડી, વાડી ને ગાડીની મોજમજામાં, ભાઈબંધ કે દોસ્તદારોની ટીપાર્ટીમાં, નાટકચેટકમાં કે કાં તો નાહકના ગપાટા મારવામાં કાળ ગુમાવીએ છીએ; જે પ્રભુએ આપણને દુઃખમાંથી મુક્ત કર્યા તેને ભૂલી જઇએ છીએ. માટે એ હરિજનો ! આવો પ્રભુસ્મરણ કરવાનો વખત નહિ આવે; માટે બધાં કામકાજ મૂકીને પણ પ્રભુસ્મરણની ટેવ જરૂર રાખો.

૫૬

વિસાર્યા તેં વનમાળી રે, જીવડલા જૂઠા;
ભરમાણો માયા ભાળી રે, જીવડલા જૂઠા. ટેક
આવ્યો છે તું આ દુનિયામાં, દેહ ઇંદ્રી દમવા,
ક્યમ રસ્તે લાગ્યો રમવા રે, જીવડલા૦ ૧
આવ્યો છે તું ભક્તિનો ભેદ સરવે ભણવા,
ક્યમ ગણિત બેઠો ગણવા રે, જીવડલા૦ ૨
આવ્યો છે તું તો ચતુર્ભુજને રસ્તે ચડવા,

ક્યમ પાછો લાગ્યો પડવા રે, જીવડલા૦ ૩
આવ્યો છે તું તો જમડાની આપીને જમાની,
એ ભૂલ્યો ક્યમ અજ્ઞાની રે, જીવડલા૦ ૪
આવ્યો છે તું તો ગુણ રે ગોવિંદજીના ગાવા,
ક્યમ લાગ્યો મોહ મચાવા રે, જીવડલા૦ ૫
આવ્યો છે તું તો બદરીપતિનું ધરવા બ્હાનું,
ક્યમ છળ આદરિયું છાનું રે, જીવડલા૦ ૬
આવ્યો છે તું રઘુવરને ઋષિરાજ કહે રીઝાવા,
ક્યમ જોયું જમપુર જાવા રે, જીવડલા૦ ૭

---

## રત્ન ૫૯ મું

### બીજા બધા શત્રુઓ જીતવા કરતાં ક્રોધરૂપી શત્રુને જીતો.




કોરના પવિત્ર ક્ષેત્રથી કોણ અજાણ્યું હશે? બોડાણાએ કલિયુગમાં પણ જે ભક્તિ બતાવી તેનું નામ ચિરંજીવ રાખવાને પ્રભુ રણછોડ-રાય પોતે ડાકોરમાં ઠાકોરરૂપે બિરાજ્યા, તે વાત કયા ભક્તથી અજાણી છે? આવા પવિત્ર સ્થળમાં અમે એક વખત ગયા અને ગોમતીના પવિત્ર તટ ઉપર આવેલી એક ધર્મશાળામાં ઊતર્યા. ત્યાં આગળ તપાસ કરતાં અમને એમ માલૂમ પડ્યું કે, ડાકોરથી બે માઈલ-ને છેટે જંગલમાં એક સાધુ સાત વર્ષથી ઝૂંપડી બાંધીને રહે છે અને બેઠા બેઠા જપજ કર્યા કરે છે. ડાકોરના અમારા ગોર-ના આગ્રહથી તેમનાં દર્શન કરવાને એક દિવસ અમે ઊપડયા. બે માઈલનો રસ્તો ચાલ્યા પછી ત્યાંથી એક નાની કેડી હતી; જ્યાંથી સાધુને આશ્રમે જવાતું હતું. કેડીએ કેડીએ પા માઇલ ચાલતાં એક નાની સરખી ઝૂંપડી આવી, જેમાં મહારાજ બિરાજ્યા હતા. ઝાડનાં સૂકાં પાંદડાં ઉપર તેઓ બેઠા હતા અને હાથમાં તુલસીની માળા હતી. તેઓ બહુજ થોડું

બોલતા હતા. તેમને આપવાને અમે થોડીક મીઠાઈ લઇ ગયા હતા; કારણકે તે મીઠાઇ ઉપરજ રહેતા હતા. અમે તેમની પાસે મીઠાઇ ધરી તે તેમણે કૃપા કરીને લીધી. પછી અમારી સાથે સ્ત્રીઓ હતી, તેમણે એક એક રૂપિયો ધર્યો કે તરતજ સ્વામીજીનું ખરૂં સ્વરૂપ પ્રકટ થયું અને સાક્ષાત્ દુર્વાસા કે વિશ્વામિત્ર ત્યાં આવ્યા હોય એમ અમને લાગ્યું. તે બોલ્યા કે, "હું આટલે દૂર આવ્યો, તોપણ આ સંસારીઓ મારો જીવ લઇ જાય છે, તેઓ મને ફસાવવાનેજ અહીંયાં પૈસા લઈને આવે છે. તેઓ એક તો ભક્તિ કરતા નથી અને અમારા જેવાને કરવા પણ દેતા નથી. માણસો કેવા હરામખોર થાય છે કે સાધુને પૈસા આપવા આવે છે. સાધુઓએ તો કનક અને કામિનીથી છેટાજ રહેવું જોઇએ, તોય આવા ભક્તનો ડોળ કરવાવાળા બગભક્તો અમને પૈસા ધરે છે. જાઓ, જાઓ, અહીંથી; મારે તમારૂં અન્ન પણ ન જોઇએ." આમ ગુસ્સે થઈને તેમણે મીઠાઈ પણ ફેંકી દીધી અને અમને સર્વેને બહાર કાઢ્યાં. બહાર નીકળ્યા પછી અમને અમારા ગોરે કહ્યું કે, "ભાઈ! હું તમને એક વાત કહેવી ભૂલી ગયો હતો, તો માફ કરજો હો. આમાં ભૂલ તો મારીજ છે, કારણકે મેં તમને પહેલેથી ન ચેતાવ્યા. આવા બનાવ તો ભૂલથી ઘણા બને છે." આ સ્વામીજી પૈસા જોઇને બહુજ ચિડાય છે. મેં કહ્યું: "સાત સાત વર્ષ સુધી જે માણસ આવા એકાંત જંગલમાં રહે છે, જે આખો દિવસ માળા ફેરવ્યા કરે છે, તેના હૃદયમાંથી હજી ક્રોધ નથી ગયો, તો તે ક્યારે જશે? જંગલમાં જવાથી કે માળા ફેરવવાથી, ફક્ત અમુક ચીજોજ ખાવાથી કે અમુક ચીજોનો ત્યાગ કરવાથીજ કાંઈ ક્રોધ જાય છે? ના, ના; ક્રોધનું મૂળ સ્થાન તો મનજ છે; એટલા માટે તે સ્થાનને, તેજ આશ્રમને સુધારવાની જરૂર છે. એક કવિએ કહ્યું છે કેઃ—

"મન રિપુ જીતા, સબ રિપુ જીતા;
મન રિપુ જીતા, સબ રિપુ જીતા."

એટલે કે જ્યાંસુધી મનરૂપી શત્રુ જીવતો છે, ત્યાંસુધી સર્વ શત્રુઓ જીવતા છે. મનરૂપી શત્રુને જીતો એટલે સર્વ શત્રુઓ જીત્યા સમજવા; માટે ભાઇઓ અને બહેનો! આપણે જે સ્થિતિમાં હોઇએ, તે સ્થિતિમાં રહીને ધીમે ધીમે ક્રોધરૂપી શત્રુને જીતવા પ્રયત્ન કરવો જોઇએ.

**મનહર**

કામ–ક્રોધ આંખ છતાં અંતરે અંધાપો આપે,
કામ–ક્રોધ કાન છતાં બધીર બનાવે છે;
કામ–ક્રોધ રૂડી રીતિ નીતિને રખાવે દૂર,
કામ–ક્રોધ ભારે ભારે લાભને ભૂલાવે છે;
કામ–ક્રોધ વિનય વિવેક વિસરાવી દિયે,
કામ–ક્રોધ દુષ્ટ દુરાચારમાં દટાવે છે;
કેશવ કહું શું કામ–ક્રોધતણું દુષ્ટપણું,
ભવાટવીમાંહિ ભૂંડે હાલે ભટકાવે છે.

## રત્ન ૬૦ મું

**ઝાડની ડાળીઓને ફૂટતી અટકાવવા જેમ મીઠાના પડની જરૂર છે, તેમ મનોવૃત્તિઓને ફૂટતી અટકાવવા અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે.**




મારા બંગલાની દીવાલ આગળ એક પીપળાનું ઝાડ હતું. તે બહુજ જૂનું હોવાથી તે બહુ વિશાળ હતું અને અમારા બંગલાને અને દીવાલને બહુજ અડચણ કરતું હતું. તેને કપાવવાને અમે બહુજ આતુર હતા, પણ ઘરડાંઓના વહેમને લીધે કેટલોક વખત તો તે કામ મુલતવી રાખવું પડયું હતું. છેવટે મનને બહુજ દઢ કરીને અમે તો ભોંય સરસું કપાવ્યું, પણ મૂળિયાં બહુજ ઊંડાં હોવાથી તે

પાછું ફૂટયું અને વધ્યું. અમે તેને ફરીથી કપાવ્યું અને તે પાછું થોડા વખત પછી ફરીથી ફૂટયું. આવી રીતે બેચાર વાર પ્રયત્ન કર્યો અને તે નિષ્ફળ ગયો. પછી એક વખત અમારે ત્યાં સાધુ આવ્યા હતા, તેમને મેં વાત કરી ત્યારે તેમણે કહ્યું: "ભાઈ! તેનો ઉપાય તો કોઈ માળી જાણતો હશે, માટે તેને બોલાવો. જ્યારે દર્દ થયું હોય ત્યારે ડૉક્ટરને કે વૈદને બોલાવો છો, ઘરમાં રિપેર કરવું હોય તો મિસ્રીને બોલાવો છો, મનની વ્યથા હોય તો સંતસાધુને શરણે જાઓ છો; તેમ આમાં તો માળીનુંજ કામ છે, માટે તેને બોલાવો." આથી મેં એક મારા ઓળખીતા માળીને બોલાવ્યો અને તેને સર્વ વાત જણાવી, ત્યારે તેણે કહ્યું કે, "આપ ઓળખીતા છો એટલે મારો કાંઈ ઉપાય નથી, નહિ તો બીજા પાસેથી બેચાર રૂપિયા પડાવત અને પછી દવા બતાવત. આપ છો એટલે આપને જણાવવામાં મને કાંઈ અડચણ નથી. આની દવા બહુ સહેલી છે અને તે એ કે, આ ઝાડને ભોંય સરસું કપાવી તેના થડ ઉપર મીઠાનું પડ કરો એટલે તે પછી કદી ફૂટશેજ નહિ." આમ કહીને તે ગયો કે તરતજ પ્રભુકૃપાથી મેં મહારાજને કહ્યું કે, "મહારાજ! થડમાંથી ડાળીઓ ફૂટતી બંધ કરવાની દવા તો આ માળી બતાવી ગયો, પણ મનરૂપી થડમાંથી ફૂટતી દુષ્ટ વૃત્તિઓને ફૂટતી અટકાવવાની દવા હવે આપ બતાવો. આપ તો મારે ઘેર બેઠાં ગંગા છો, તો તે તક હું શું કામ જવા દઉં? અને જો જવા દઉં તો મારા જેવો મૂર્ખ કોણ? માટે કૃપા કરીને તે દવા મને બતાવો." મહારાજે કહ્યું કે, "ભાઇ! દુષ્ટ વૃત્તિઓને અટકાવવાનું કામ અતિ દુષ્કર છે, કારણ તેનું થડ (મન) બહુજ મજબૂત છે. ભગવાનના પરમ મિત્ર અર્જુને પણ તેજ ફરિયાદ ભગવાન પાસે કરી હતી. તે બોલ્યા હતા કે:—

"**चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम्।**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्॥** (ગીતા અ. ૬–૩૪)

"હે કૃષ્ણ! મન ખરેખર ચંચળ, ઇંદ્રિયોને વિહ્વળ

કરનાર, બળવાન તથા દઢ છે અને તેને વશ કરવું તે વાયુને વશ કરવા જેટલું કઠણ હું માનું છું.

"તેમ છતાં ભગવાને તેને માર્ગ પણ બતાવ્યો હતો કેઃ-

**"असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्।**
**अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥**(ગીતા અ. ૬-૩૫)

"હે મહાબાહુ! ખરેખર મન ચંચળ છે, તેને વશ કરવું ઘણુંજ કઠણ છે. પરંતુ હે કૌંતેય! અભ્યાસથી અને વૈરાગ્યથી તેને વશ કરી શકાય છે.

"અભ્યાસ એટલે કે નિરંતર નિયમિત રીતે પ્રભુનું ધ્યાન, સત્સંગ, સારાં પુસ્તકોનો અભ્યાસ વગેરે અને વૈરાગ્ય એટલે સંસારની અનિત્યતા દરરોજ ધ્યાનમાં લાવવી અને પ્રભુ વિના સર્વ ખોટું છે એ વાતની દઢતા મજબૂત કરતા રહેવું.

"ભાઇ! મનને વશ કરવાની આ કૂંચી કાંઈ મારા ઘરની નથી. આ તો પ્રભુએ કૃપા કરીને પોતાના સખા અને મુમુક્ષુને બતાવેલી છે; માટે આપણે પણ જો તે પ્રમાણે ચાલીશું, તે વાત આચરણમાં મૂકીશું તો તો હૃદયનાં તાળાં ખોલી શકીશું અને પ્રભુનાં દર્શન કરી શકીશું. માટે બીજાં સાધનો કરવા કરતાં પ્રભુએ બતાવેલું સાધન કરવું એ ઠીક છે."

૫૬

જતી રહેશે કાલ જવાની રે, છાકે છે શાથી;
દિલડાની ટાળ દિવાની રે, છાકે છે શાથી. ટેક
શોભીતો તેં તો માન્યો છે, દેહ તારો સાચો;
છે કાયા ઘડુલો કાચો રે, છાકે છે૦ ૧
મનસૂબો તેં તો ધાર્યો છે, દેહ માટે મોટો;
છે પાણીનો પરપોટો રે, છાકે છે૦ ૨
કોઇ દહાડો તેં તો, પડવાની ધારી નથી કાયા;
પણ વાદળની છે છાયા રે, છાકે છે૦ ૩
ટળી જાશે જોતાં જોતાંમાં, દેહ પ્રાણી તારો;

જેમ વીજળીનો ઝબકારો રે, છાકે છે૦ ૪
જોને હ્યો સૂતા સમશાને, કંઇક તારા જેવા;
નવ કોઇ રહ્યા સુખ લેવા રે, છાકે છે૦ ૫
હજારો ઉપર હુકમ ચલાવતા હાકમડા;
પણ ઝડપી ચાલ્યા જમડા રે; છાકે છે૦ ૬
રસનાયે જીવડા રટ રે, ઋષિરાજ કહે છે રસિયો;
જે વિશ્વ સકળમાં વસિયો રે, છાકે છે૦ ૭

## રત્ન ૬૧ મું

### પ્રભુને ભજતાં કોઇની લાજ ગઇ નથી અને જશે પણ નહિ.



સલના વખતમાં માનસિંહજી કરીને રાજા થઇ ગયો. તે બહુજ ભક્ત હતો અને સર્વ તરફ સમદષ્ટિ રાખતો હતો. પોતાની પ્રજા તરફ બહુ મમતા બતાવતો અને ગરીબોને દાન આપતો હતો. લોકો તેને કર્ણનો અવતાર માનતા હતા અને ઘણાખરા તો તેને "માનસિંહ દાનેશ્વરી" એ નામથીજ ઓળખતા હતા. શિયાળામાં ગરીબોને માટે ખાસ ગરમ કપડાં સિવડાવીને વહેંચતો અને ધાબળાઓ પણ આપતો. ઉનાળામાં ઘણાઓને તે જોડાઓ આપતો તથા પાણીની ઘણી પરબો બંધાવતો અને ચોમાસામાં છત્રીઓ આપતો હતો. તેણે ઘણા વાવકૂવાઓ ગળાવી બંધાવ્યા હતા, ઘણી ધર્મશાળાઓ બંધાવી હતી અને અન્નક્ષેત્રો પણ ઉઘાડ્યાં હતાં. તે રાજાનો એક એવો નિયમ હતો કે, શિવરાત્રિને બીજે દિવસે તથા જન્માષ્ટમીને બીજે દિવસે પોતાના બધા અમલદારોને જમવા નોતરતો, ગામમાં જે ભિક્ષુકો હોય તેમને જમવા બોલાવતો અને તે બધાને એકસાથે મોટા ચોગાનમાં જમવા બેસાડતો. આમાં તેનો હેતુ માત્ર એટલોજ હતો કે, અમીર અને ફકીરને સરખા ગણવા. પોતા-

ના અમલદારોને તેણે ખાસ મુગટાઓ તથા રૂમાલો આપી રાખ્યા હતા. તેજ મુગટાઓ પહેરીને અને રૂમાલો ઓઢીને તેઓને ત્યાં જમવા આવવાનો હુકમ હતો અને ભિક્ષુકો ગમે તે લૂગડાં પહેરીને આવે એવો હુકમ હતો. જમાડતી વખતે ખાસ બ્રાહ્મણો પાસેજ તે પિરસાવતો. અમલદારો પોતપોતાની ન્યાતની પંગતમાં બેસતા હતા અને ભિક્ષુકો પણ પોતપોતાની ન્યાતની પંગતમાં બેસતા. પછી સૌને પાનસોપારી પોતાને હાથે આપીને વિદાય કરતો હતો. એક વાર એવું બન્યું કે, તેના એક અમલદારનો મુગટો અને રૂમાલ ખોવાઇ ગયાં. તેથી તે વિચારમાં પડ્યો કે, હવે મારે શું કરવું? ગમે તે રીતે રાજાનાં દર્શન તો કરવાં, ભોજન લેવું, તેના હાથથી પાનસોપારી પણ લેવાં. આ તેનો દૃઢ નિશ્ચય હતો; પણ કરવું શું? ઘણી વાર વિચાર કર્યા પછી તેને એક યુક્તિ સૂઝી આવી અને તે એ હતી કે, ભિક્ષુકોની ભેગા ભળી જઇ ગમે તેવાં કપડાં પહેરીને જમવા જવું. તે એકદમ ઘેરથી નીકળ્યો અને કોઇ ન જુએ એવી જગ્યાએ આવીને ભિક્ષુકોના ભેગો ભળી ગયો. જમી રહ્યા પછી રાજા જ્યારે સૌને પાનસોપારી આપવા લાગ્યો, ત્યારે તેણે આ અમલદારનો ચહેરો એકદમ ઓળખી કાઢ્યો. તેને કંગાળ સ્થિતિમાં જોઇને રાજા તાજૂબ થયો અને તેને એક બાજુએ ઊભો રાખ્યો. સર્વના ગયા પછી તેણે રાજા પાસે ખુલાસો કર્યો કે, "મહારાજ! આપે આપેલ મુગટો અને રૂમાલ ક્યાંક ખોવાઇ ગયા, પણ મારો એવો દૃઢ નિશ્ચય હતો કે, આજે રાજાજીનાં દર્શન તો જરૂર કરવાંજ, તેમનો પ્રસાદ લેવોજ અને વળી તેમના હાથથી પાનસોપારી પણ લેવાંજ. આથી જો કે મારે ભિક્ષુકોના ભેગા ભળવાનો વખત આવ્યો, તોપણ તેની દરકાર નહિ કરતાં મારે જે લાભ મેળવવાની ઇચ્છા હતી, તે મેં મેળવ્યો છે. આમ કરવામાં મેં લાજ ખોઇ હોય, તો હું આપની માફી માગું છું."

આથી રાજા તેના ઉપર બહુજ પ્રસન્ન થયો અને તેને

મોટું ઇનામ આપ્યું અને કહ્યું કે, "આમાં તમારી લાજ જવાને બદલે ઊલટી વધી છે. તમને ધન્ય છે!" આવી રીતે ભાઇઓ અને બહેનો! પેલા અમલદારની પેઠે આપણે પણ જો આપણા મહારાજા—પ્રભુ—પરમેશ્વર—ઈશ્વર—નાં દર્શન કરવાં હોય, તેમનો પ્રસાદ લેવો હોય, તો ખોટી મોટાઇની દરકાર ન કરતાં, બહારના ડોળમાં ન ફસાતાં, ઉપરની ટાપટીપમાં ન રહેતાં, બહારની લાજમાં ન તણાતાં, ગમે તે રીતે ગમે તેવી સ્થિતિમાં પણ પ્રભુને શરણે જવા પ્રયત્ન કરવો અને તેમ કરીશું, તોજ આપણા પર પ્રભુ પ્રસન્ન થશે.

પદ

હરિ ભજતાં હજુ કોઇની લાજ, જતાં નથી જાણી રે;
જેની સુરતા શામળિયા સાથ, વદે વેદ વાણી રે. હરિ૦ ૧
વહાલે ઉગાર્યો પ્રહ્લાદ, હિરણાકશ્યપ માર્યો રે;
વિભીષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યો રે. હરિ૦ ૨
વહાલે નરસિંહ મહેતાને હાર, હાથોહાથ આપ્યો રે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યો રે. હરિ૦ ૩
વહાલે મીરાં તે બાઇનું ઝેર, હળાહળ પીધું રે;
પંચાળીનાં પૂર્યાં ચીર, પાંડવ કામ કીધું રે. હરિ૦ ૪
વહાલે અંબરીષની ઓળખાણ, અવતાર દશ લીધા રે;
વહાલે ગજની કીધી સહાય, ગરુડ પરહરિયા રે. હરિ૦ ૫
આવો હરિ ભજવાનો લહાવ, ભજન કોઇ કરશે રે;
કર જોડી કહે પ્રેમલદાસ, ભક્તનાં દુઃખ હરશે રે. હરિ૦ ૬



# રત્ન ૬૨ મું

**છોકરાના શ્રેયને માટે જેમ બાપ તેને સજા કરે છે, તેમ આપણા શ્રેય માટેજ પ્રભુ આપણને દુઃખ દે છે.**



સનાતન ધર્મ હાઈસ્કૂલના પહેલા ધોરણના વિદ્યાર્થીઓ વચ્ચે એક વાર એવું ઇનામ કાઢવામાં આવ્યું હતું કે, જે કોઇ વિદ્યાર્થી "ભલી ભારતભૂમિ" વાળી કવિતા બહુજ સરસ રીતે બોલશે તેને ત્રણ રૂપિયાની કિંમતનાં સારાં પુસ્તકો ઇનામમાં મળશે. આ હરીફાઇની પરીક્ષા લેવાને દિવસે નિશાળના માસ્તરો ઉપરાંત વિદ્યાર્થીઓના વાલીઓને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું. તે પરીક્ષાની અંદર જે વિદ્યાર્થી પહેલે નંબરે આવ્યો, તે પહેલે નંબરે આવશે એમ તેના વર્ગના મહેતાજી સ્વપ્ને પણ ધારતા નહોતા. તેથી તે મહેતાજીએ તેના વાલી તરફ જોઇ કહ્યું કે, "સાહેબ! આપે આને શીખવવા બહુ શ્રમ લીધો લાગે છે." તેણે કહ્યું કે, "સાહેબ! તેને મેં કેમ શીખવ્યું તે હકીકત સાંભળવા જેવી છે, તેથી હું બધાને તે સંભળાવવા ઇચ્છું છું." એમ કહીને પછી તેણે પોતાની વાત નીચે પ્રમાણે શરૂ કરીઃ—

"ઇનામના સંબંધે મને મારા છોકરાએ આવી વાત કરી, ત્યારે મેં નિશ્ચય કર્યો કે, મારે આજે તેના ઉપર ખૂબ મહેનત કરવી. પછી મેં તેને તે કવિતા ગોખવાનું કહ્યું, ત્યારે તો તે જરા વાર બેસે પણ પાછો રખડ્યા કરે. આથી મેં તેના પગ બાંધ્યા અને તેને એક ઠેકાણે બેસાડ્યો. પગ બાંધવાથી તે બેઠો ખરો, પણ પાછો હાથથી ચાળા કરવા લાગ્યો, તેથી તેનું ધ્યાન કવિતામાં પરોવાતું નહોતું. આથી મેં તેના હાથ પણ બાંધી લીધા; પણ પાછો તે આડુંઅવળું જોયા કરે અને વાંચે નહિ, તેથી મેં તેની આંખે પાટા બાંધ્યા અને હું તેને કવિતા ગોખા-

વવા બેઠો. જ્યારે આવી રીતે તેના બધા અવયવો બાંધી લીધા, ત્યારે તે પાંશરો થયો અને ઇનામ લેવાને ભાગ્યશાળી થયો છે." આ સાંભળીને બધા બહુ રાજી થયા.

ભાઇઓ અને બહેનો! પેલા છોકરાના પિતાને જેમ ઇચ્છા હતી કે, મારો પુત્ર ઇનામ લે તો ઠીક, તેમ પ્રભુને પણ એવી-જ ઇચ્છા છે કે, મારા પુત્રો, મોક્ષનાં અને સ્વર્ગનાં સુખનાં મારાં સર્વ ઇનામો લે; પણ આપણે પેલા છોકરાની પેઠે રખડુ છીએ અને સંસારની મોહજાળમાં ફસાયેલા રહીએ છીએ. પેલા છોકરાને સુધારવા તેના પિતાએ જેમ તેના અવયવો બાંધી લીધા, તેમ આપણને સુધારવા આપણી પાસેથી પ્રભુ સંસારનાં ક્ષણિક સુખો જેવાં કે-ધન, પુત્ર, સ્ત્રી, ઘર વગેરે લઈ લે છે. આપણને દુઃખ આપવાના હેતુથીજ તે એમ કરે છે, એમ આપણે માની લઇએ છીએ; પણ ખરેખરી વાત તો તેથી ઊલટીજ છે. આપણે મોક્ષનાં અને સ્વર્ગનાં ઇનામો લઈ શકીએ, તેથીજ આપણને તે દુઃખ આપે છે. માટે ઓ ભક્તજનો અને હરિજનો! જ્યારે જ્યારે આપણા પર દુઃખ આવે, ત્યારે ત્યારે આપણે માનવું કે આપણું શ્રેય કરવાની ખાતરજ પ્રભુ આપણા ઉપર દુઃખ મોકલે છે અને તેથી અંતે આપણું ભલું થવાનુંજ.

૫૬

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય!
ડહાપણ કોઇનું કામ ન આવે (૨) કરોને કોટિ ઉપાય—
હાં રે હાં રે કરોને૦ પ્રભુ૦
ભીમ, અર્જુન, સહદેવ, નિકુલ, પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેના દેખતાંજી રે, સતી તે કેમ લૂંટાય. પ્રભુ૦
રામ જેવા સત્પુરુષ કહીએ ને, તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચડાવ્યું, તો રાવણ શિર રોળાય. પ્રભુ૦
રાજાને જ્યારે રઢ લાગી, ત્યારે મૃગયા રમવા જાય;
એ રે ઋષિને કોઇ દુભશે તેને, તરત સર્પદંશ થાય. પ્રભુ૦

પરીક્ષિતના જન્મેજય કહાવે ને, તે પણ રાજા કહેવાય;
જગન કરતાં રંભાને વરતાં, અઢાર બ્રહ્મહત્યા થાય. પ્રભુ૦
શુભ મુહૂર્ત અને શુભ ચોઘડિયાં, શુભ ગ્રહે લેવાય;
સારાં મૂરત જોઈ લગ્ન લખિયાં, રંગ ભરેલી રેળાય. પ્રભુ૦
હાણ વૃદ્ધિ છે હરિને હાથે, મૂરખ મન મલકાય;
કરનારો તો કરી રહ્યો છે, અણસમજુ અથડાય. પ્રભુ૦

---

## રત્ન ૬૨ મું

### જે થાય છે તે ઠીકજ થાય છે.



વલ્લભીપુરમાં તખ્તસિંહજી કરીને એક રાજા હતો. તે રાજા જુવાન અને જરા અહંકારી હતો. તેના એક ગામમાં અખંડાનંદ નામના સાધુ ચતુર્ભુજના મંદિરમાં ઊતર્યા હતા. તે બહુજ પવિત્ર અને જ્ઞાની હતા, તેથી લોકો તેમના દર્શન માટે સવારસાંજ ત્યાં જતા હતા. થોડા દિવસ પછી લોકોના આગ્રહથી તેમણે કથા વાંચવાની શરૂ કરી. ત્યાં લોકોની ઠઠ એટલી બધી જામતી કે બેસવાની જગ્યા પણ મુશ્કેલીથી મળતી. ધીમે ધીમે રાજાના કાન પર આ વાત આવી; એટલે તે રાજા પણ એક વખત ત્યાં પધાર્યા અને તેમની કથા સાંભળીને બહુજ પ્રસન્ન થયા. પછી રાજા અઠવાડિયામાં એક વાર તો ત્યાં જરૂર આવતા અને પછી ધીમે ધીમે તે દરરોજ ત્યાં આવવા લાગ્યા. એમ કરતાં કરતાં રાજાને તે સ્વામી ઉપર બહુજ સ્નેહ થયો, તેથી તેમને વિનતિ કરીને પોતાને બંગલે એક જુદા ઓરડામાં રાખ્યા અને ત્યાં દરરોજ હરિકથા થતી. થોડા વખત પછી તે રાજાની રાણી મરી ગઇ; એટલે બધા લોકો બહુજ દિલગીર થયા અને રાજાની પાસે જઈને ખેદ કરવા લાગ્યા. સ્વામીજીને આ વાતની ખબર થઈ, ત્યારે તે રાજા પાસે ગયા અને કહ્યું કે, "ભાઈ! જે થાય

છે તે ઠીકજ થાય છે." આથી રાજાને બહુજ માઠું લાગ્યું. પણ શો ઉપાય ! થોડા દિવસ પછી તે રાજા શિકારે ગયો. ત્યાં એક હરણની પછવાડે દોડતો દોડતો તે એકલો પડી ગયો અને રસ્તો ભૂલી ગયો. બહુ સવારી કરવાથી તે તથા તેનો ઘોડો થાકી ગયા હતા; તેથી એક ઝાડ નીચે આવીને તેણે પોતાના ઘોડાને બાંધ્યો અને પોતે આરામ લેવા ઝાડ નીચે સૂતો. થોડી વાર થઇ એટલે તે એકદમ જાગી ઊઠ્યા અને રાડે રાડ પાડવા લાગ્યો; કારણકે તેની આંગળીએ વીંછી કરડ્યો હતો. વીંછીની વેદના અસહ્ય હતી; કારણકે તે બહુજ ઝેરી હતો, છતાં પણ સમયસૂચકતા વાપરીને તેણે તલવારથી પોતાની તે આંગળી કાપી નાખી. પછી લૂગડું ફાડી પાટો બાંધીને સવાર થઈ ધીમે ધીમે પૂછતો પૂછતો તે પોતાના રાજ્યમાં આવ્યો. આ ખબર સાંભળીને લોકો બહુજ દિલગીર થયા અને તેની પાસે જઇને બહુજ દિલગીરી બતાવી. સ્વામીને ખબર પડી એટલે તેમણે તો કહ્યું કે, "જે થાય છે તે ઠીકજ થાય છે." આથી તે જુવાન રાજા બહુજ ગુસ્સે થયો અને તેણે મનમાં દઢ સંકલ્પ કર્યો કે, આ સ્વામીને મરાવીજ નંખાવું. પછી તેણે પોતાના એક વિશ્વાસુ સિપાઇને બોલાવી કહ્યું કે, "કાલે રાત્રે ત્રણ કલાકે જ્યારે સ્વામીજી તળાવ પર નાહવા જાય, ત્યારે તેમને મારી નાખજે." આ હુકમ માથે ચડાવીને તે સિપાઈ ગયો. પછી બીજે દિવસે રાત્રે બે વાગે તલવાર લઇને તે સિપાઇ છાનોમાનો તળાવના કાંઠા પરનાં ઝાડ પાછળ સંતાઇને ઊભો રહ્યો અને સ્વામીજીના આવવાની રાહ જોતો હતો. સ્વામીજી બરાબર વખતસર અઢી વાગે ઊઠ્યા અને દાતણપાણી કરીને નીચે ઊતરવા જાય છે તેટલામાં તેમનો પગ લપસ્યો; એટલે દાદર ઉપરથી પડ્યા અને પગ મરડાઈ ગયો. આથી તેઓ સ્નાન કરવા તળાવ ઉપર જઇ શક્યા નહિ. તે સિપાઇએ તો ઘણી વાટ જોઈ, પણ સ્વામીજી આવ્યા નહિ, તેથી થાકીને પાછો ગયો અને તે સંબંધી મહા-

રાજાને ખબર આપી. મહારાજાએ સ્વામીજીની ઓરડીએ ખબર કઢાવી તો માલૂમ પડયું કે, આજે તેમનો પગ મરડાઇ ગયો છે; એટલે સ્નાન કરવા જઇ શક્યા નથી. પછી રાજા સ્વામીજી પાસે ગયા અને બહુ દિલગીરી બતાવી, ત્યારે તે બોલ્યા કે "જે થાય છે તે ઠીકજ થાય છે." પછી રાજાનાં લગ્ન થયાં અને સ્વામીજીનો પગ સારો થયો એટલે તેની રજા લઇને સ્વામીજી ત્યાંથી વિદાય થયા.

તે વખતે વિજયાવતીના રાજ્યમાં વિજયસિંહ નામનો રાજા હતો. ત્યાં મોટો દુષ્કાળ પડ્યો. તે રાજાને બીજા રાજાઓ ખંડણી ભરતા હતા. આ વખતે તેણે ખંડણીમાં રૂપિયાને બદલે દાણા માગ્યા અને રાજાઓએ દાણા આપ્યા, તેથી તેણે તે પોતાની રૈયતને આપ્યા. આવી રીતે દાણાનું સંકટ તો ટાળ્યું, પણ પાણીનું શું કરવું ? રાજા બહુ મૂંઝાયો, કારણકે પાણી વિના લોકો રાડે રાડ પાડવા લાગ્યા. આથી તેણે વૃદ્ધ બ્રાહ્મણોને બોલાવી તેમની સલાહ લીધી, ત્યારે છેવટે એમ નક્કી થયું કે, ગામની બહાર એક પુરાતની જમીન ખોદેલી છે, તેમાંથી એવો લેખ નીકળ્યો છે કે, "અહીં આગળ જો કોઇ યોગ્ય રાજાનો ભોગ અપાય, તો પુષ્કળ પાણી નીકળે." આ ઉપરથી રાજાએ પોતાના કારભારીને જુદે જુદે દેશ મોકલી પોતાના ખંડિયા રાજાઓમાંથી એકાદ યોગ્ય રાજા મળી આવે, તો તેને લઈ આવવા હુકમ કર્યો. તપાસ કરતાં વલ્લભીપુરનો રાજા તેને યોગ્ય લાગ્યો, તેથી તેને ત્યાં લઇ ગયા અને તેનો ભોગ આપવાનું અમુક દિવસે નક્કી કર્યું. તે દિવસે તે ગામમાં અખંડાનંદ સ્વામી આવી પહોંચ્યા હતા અને તે તળાવ તરફ ટોળાબંધ લોકો જતા જોઇને પોતે પણ ત્યાં ગયા અને બધી વાતથી વાકેફ થયા. પછી જ્યારે રાજાનો ભોગ આપવાની તૈયારી થઇ, ત્યારે તે વિજયસિંહની પાસે જઇને બોલ્યા કે, "હે રાજા ! તમે યોગ્ય રાજાનો ભોગ આપતા નથી. આ રાજાની એક આંગળી કપાયેલી છે તે તમે જુઓ, અંગમાં કાંઇ પણ

ખોડ હોય તેનો ભોગ શી રીતે અપાય ?" આ વાત સર્વને વાજબી લાગી, તેથી તે રાજાને છોડી દીધો. તે રાજા મહારાજના પગમાં પડ્યો ત્યારે તે બોલ્યા કે, "જે થાય છે તે ઠીકજ થાય છે." પછી તખ્તસિંહે બધાની સમક્ષ સ્વામીજીને મારવા મોકલેલ સિપાઇની વાત કહી બતાવી, બહુજ પસ્તાવો કર્યો. છેવટે સ્વામીજીએ ત્યાં મોટો યજ્ઞ કરાવ્યો, પ્રભુકૃપાથી તે તળાવમાંથી જળ નીકળ્યું અને લોકો સુખી થયા. વિજયસિંહે તથા સર્વ લોકોએ સ્વામીજીનો બહુ ઉપકાર માન્યો, ત્યારે પણ સ્વામીજી બોલ્યા કે, "જે થાય છે તે ઠીકજ થાય છે."

ભાઇઓ અને બહેનો ! આપણે પણ આપણા હૃદયમાં આ વાક્ય કોતરી રાખવું જોઇએ અને દરેક પ્રસંગમાં તે યાદ રાખીને તે પ્રમાણે વર્તવું જોઇએ. આપણા ઉપર દુઃખ અથવા વિપત્તિ આવી પડે, તેમાં કાંઇ પ્રભુ રાજી તો નજ હોય, પણ તે જે કરે છે તે હમેશાં ઠીકજ કરે છે. તેને કાંઇ આપણા ઉપર વેર કે ખાર નથી, પણ આપણું શ્રેય કરવાનેજ તે તેમ કરે છે; માટે આપણે હમેશાં એમજ માનવું કે તે જે કરે છે તે ઠીકજ કરે છે.

કવિત

કબહુક બાગ હાથ બાજતે નગારે સાથ,
કબહુક પાંઉ પ્યાદે શિર બોજ સહીએ;
કબહુક મેવા મીસરી કે અજીરન હોય,
કબહુક મુઠીભર ચુનગોહી લઇએ;
કબહુક આપ દ્વાર ભીર હૈ ભીખારનકી,
કબહુક આપ જાઇ પરદ્વાર રહીએ;
હારીએ ન હિંમત બિસારીએ ન હરિનામ,
જેહી બિધ રાખે રામ તેહી બિધ રહીએ.



# રત્ન ૬૪ મું

## પ્રભુ પોતે શા માટે અવતાર લે છે?



નકાવતીમાં કનકસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તે બહુ દયાળુ, ઉદાર અને ભક્ત હતો. તેને સત્સંગનો ઘણો શોખ હતો; એટલે તે ગામમાં ઘણા શાસ્ત્રીઓ તથા સંતસાધુ નિવાસ કરતા હતા. દરરોજ બપોરે ૪ થી ૫ વાગ્યા સુધી તે પોતાના મહેલમાં પુરાણી જદુરામ પાસે કથા કરાવતો. પુરાણી બહુજ વિદ્વાન અને વિનયી હતા. એક દિવસ કથા સમાપ્ત થયા પછી રાજાએ પુરાણીને પૂછ્યું કે, "પુરાણીજી! મારા મનમાં એક શંકા છે. આપ કહો તો પૂછું." પુરાણીએ કહ્યું કે, "ખુશીથી પૂછો. હું તેનો યથાશક્તિ જવાબ આપીશ." રાજાએ પૂછ્યું: "પુરાણીજી! મારા મનમાં ઘણા વખતથી એ શંકા છે કે, જ્યારે પ્રભુની હજૂરમાં તેત્રીસ કરોડ દેવો છે, ત્યારે પ્રભુ પોતે શા માટે અવતાર લે છે? પોતાના ભક્તોનું કાર્ય દેવોને મોકલીને કેમ સિદ્ધ નથી કરતા? પુરાણીજી! આ પ્રશ્ન મેં ઘણા જણને પૂછ્યો હતો, તોપણ હજુ સુધી તેનો મનમાનતો ખુલાસો મને કોઇએ આપ્યો નથી." પુરાણીએ કહ્યું કે, "મહારાજ! આપનો પ્રશ્ન બહુ ઉત્તમ છે. એનો ખુલાસો હું આપને છ મહિના પછી આપીશ; પણ આપે પહેલાં મને કૃપા કરીને પાંચસો રૂપિયા આપવા પડશે અને હું બીજાં જે જે સાધનો માગું તે આપવા કૃપા કરવી." રાજાએ તરતજ રૂપિયા પાંચસોની ચિઠ્ઠી લખી આપી અને જે યોગ્ય સાધનો પુરાણી માગે તે પૂરાં કરવા વચન આપ્યું. પુરાણી ઘેર જઇને વિચાર કરવા લાગ્યા કે, હવે મારે કેવી યુક્તિથી રાજાના મનનું સમાધાન કરવું? ત્રણચાર દિવસ તે સંબંધી વિચાર કરતાં તેમને એક યુક્તિ જડી આવી અને તેથી રાજાનું સમાધાન થશે એમ તેમને ખાતરી થઈ.

આ પછી બીજે દિવસથી તે પોતાને ઘેર કથા વાંચવા લાગ્યા અને આડોશીપાડોશીઓ તે સાંભળવા લાગ્યા. પુરાણીજી એવી સરસ કથા કરતા કે સાંભળવાને પાડોશીઓ ખાસ કામ સિવાય આવ્યા વિના રહેજ નહિ. પાડોશીઓમાંથી એક પ્રેમકુંવર કરીને વાણિયણ આવતી, તેને પુરાણી બહુજ માન આપતા હતા અને સાંજે સાંજે તેને ખાસ બોલાવીને ગીતાનો પાઠ શીખવતા હતા. આમ કરવાનો હેતુ એ હતો કે, પ્રેમકુંવરની બહેન હરકુંવર રાજાના એકના એક પુત્રની ધાવ હતી અને પુરાણીજીને પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં હરકુંવરની ખાસ જરૂર હતી.

કનકસેનને પિસ્તાળીસ વર્ષ થયાં ત્યાંસુધી એક સંતાન નહોતું, પણ તેને ઈશ્વરકૃપાથી છેંતાળીસમે વર્ષે એક પુત્ર પ્રાપ્ત થયો. આથી પ્રજાવર્ગમાં અને રાજ્યદરબારમાં ઘણો ઉત્સવ થયો અને રાજાએ ગરીબોને, અનાથોને તથા સાધુસંતોને દાન આપ્યાં અને નોકરોને પણ યોગ્ય ઇનામો આપ્યાં તથા પ્રજાના કેટલાક કરો ઓછા કર્યા. રાજાને પુત્ર તો આવ્યો, પણ તેની માતાને દૂધ નહોતું આવતું, એટલે રાજકુમારને ધવરાવવા એક કુળવાન ધાવની જરૂર પડી. તપાસ કરતાં હરકુંવરને ધાવ તરીકે પસંદ કરવામાં આવી; કારણકે તે જો કે ગરીબ હતી, પણ બહુજ ખાનદાન અને નીતિવાળી હતી. તે કુંવર જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ આ ધાવને જરાયે વીલી મૂકતો નહિ. હરકુંવરને સગામાં માત્ર તેની બહેનજ હતી; કારણકે તેનો પતિ થોડા માસ પહેલાંજ ગુજરી ગયો હતો અને તેની પુત્રી પણ પંદર દિવસની થઇને ગુજરી ગઇ હતી. આથી આઠ આઠ દિવસે તે પોતાની બહેનને ત્યાં આંટો આવતી. આંટો આવે તે દિવસે તેને કથા સાંભળવા તેની બહેન લઈ આવતી. હરકુંવરને કથામાં રસ આવવા લાગ્યો; એટલે તે હવે ચાર ચાર દિવસે આંટો આવવા લાગી. પછી કથામાં બહુ રસ પડવાથી તે દરરોજ આવતી. બે મહિના પછી તો તે પુરાણી પાસે ગીતા

શીખવા લાગી. પુરાણી ઉપર તેની બહુજ શ્રદ્ધા થઈ, ત્યારે એક દિવસે લાગ જોઇને પુરાણીએ તેને કહ્યું કે, "બહેન! મારૂં એક કામ તમારે કરવું પડશે." તેણે કહ્યું કે, "પુરાણીજી! મારા લાયકનું કામ હશે તો હું જરૂર કરીશ." આથી પુરાણીએ કહ્યું કે, "બહેન! રાજાના કુંવરને તમે એક અઠવાડિયા સુધી દરરોજ સાંજે ગામ બહાર કનકેશ્વર મહાદેવમાં લાવજો અને થોડા દિવસ પછી હું આપને એક પૂતળું આપું તે દરિયામાં તમારે ફેંકી દેવું. બોલો બહેન! આ કામ તમે કરી શકશો ને?" હરકુંવરે કહ્યું કે, "ખુશીથી હું તે કામ કરીશ." પછી મહારાજે પૂતળાં બનાવનાર એક ઉસ્તાદ કારીગરને શોધ્યો. તે દરરોજ મહાદેવના મંદિરે જઇને રાજકુંવરને જોઇને તેના માપનું અને તેના જેવું પૂતળું બનાવવા લાગ્યો. આઠ દિવસમાં તો પૂતળું તૈયાર થયું અને હરકુંવરને છેટેથી બતાવ્યું. ત્યારે તે આશ્ચર્યથી બોલી કે, "રાજકુમાર અહીંયાં ક્યાંથી?" આથી પુરાણીને ખાતરી થઇ કે, હવે મારૂં કામ સિદ્ધ થશે. તેમણે હરકુંવરને બોલાવી કહ્યું કે, "બહેન! આ મીણનું પૂતળું મેં ચારસો રૂપિયા ખર્ચીને કરાવ્યું છે, તે પૂતળું તમારે આસો સુદ પૂનમને દિવસે દરિયાકાંઠે લાવવું અને હું જ્યારે હાથ ઊંચો કરીને તમને નિશાની કરૂં, ત્યારે તમારે તેને દરિયામાં ફેંકી દેવું." હરકુંવરે કહ્યુંઃ "ભલે, હું ખુશીથી તેમ કરીશ." પછી આસો સુદિ ચૌદશને દિવસે પુરાણી રાજા પાસે ગયા અને કહ્યું "મહારાજ! કાલે શરદ્પૂર્ણિમા છે એટલે આપને તથા આપના સર્વ અમલદારોને મારે હરિકથા સંભળાવવી છે. કાલે આપનો જો હુકમ હોય તો એક મોટા વહાણમાં આપણે બધા એકત્ર થઇએ અને ત્યાં કથા કરીએ. મારી ખાતરી છે કે, આપ મારી તે ઇચ્છા સફળ કરશો." રાજાએ કહ્યું કે, "ખુશીથી હું આવીશ તથા મારા સર્વ અમલદારોને ત્યાં હાજર રહેવા ફરમાવીશ. વહાણ વગેરેનો બંદોબસ્ત પણ હું કરાવી લઈશ." પછી પુરાણી ખુશી થતા ઘેર ગયા. બીજે દિવસે રાત્રે સાજ સાથે તેઓ

વહાણ પર ગયા અને મોટા વહાણની આસપાસ એક નાનું હોડકું તથા બે હોશિયાર તારાઓને પણ તૈયાર રાખ્યા હતા અને તેમને પણ અમુક સૂચના આપી દીધી હતી. વખત પહેલાં બધા અમલદારો આવ્યા હતા. રાજા પધાર્યા, ત્યારે સૌ પોતપોતાના યોગ્ય આસને બેસી ગયા. પુરાણીએ કથા શરૂ કરી. સૌને બહુ આનંદ આવતો હતો. કથા બરાબર રસમય થવા આવી એટલામાં પુરાણી હરકુંવરને આવતી જોઇને ઊભા થયા; આથી સૌનું ધ્યાન તે તરફ ગયું. હરકુંવર રાજકુંવરના પૂતળાને લઇને ગાંડાની માફક એકદમ દોડતી કાંઠે આવી અને પુરાણીએ જેવી નિશાની કરી કે તરતજ તે પૂતળાંને સમુદ્રમાં ફેંક્યું. પોતાના એકના એક પ્રિય કુમારને દરિયામાં ફેંકાતો જોઇને રાજાથી રહેવાયું નહિ. તેને જો કે તરતાં નહોતું આવડતું, છતાં તેણે એકદમ ભૂસકો માર્યો. રાજાની પછવાડે તરતજ તૈયાર રાખેલા તારાઓ પડ્યા અને રાજાને તે પૂતળા સાથે બહાર કાઢ્યો. રાજા થોડી વાર તો બેભાન રહ્યો. પછી જ્યારે તેને ભાન આવ્યું, ત્યારે તેણે કહ્યું: "મારો કુંવર જીવે છે કે નહિ?" દીવાને કહ્યું કે, "સાહેબ, આપ જેને લેવાને પડ્યા હતા તે તો રાજકુંવરને મળતું એક પૂતળું હતું, આપને ગભરાવાનું કાંઈ કારણ નથી. મેં હમણાંજ એક સિપાઇને કુંવરના સમાચાર લેવા મોકલ્યો છે."

પછી બીજે દિવસે હરકુંવરને બોલાવીને રાજાએ પૂછ્યું કે, "તું શા માટે દરિયે આવી હતી અને તેં શા માટે પૂતળું ફેંકી દીધું?" તેણીએ જે હકીકત હતી તે કહી દીધી; એટલે રાજાએ પુરાણીને બોલાવી મંગાવ્યા. ત્યારે પુરાણીએ કહ્યું: "મહારાજ! મારા કાર્યને માટે હું ક્ષમા માગું છું; પણ મારે આપને પૂર્ણ ખાતરી કરાવવી હતી કે પ્રભુ પોતે શા માટે અવતાર લે છે? જેવી રીતે આપની પાસે ઘણા અમલદારો તથા નોકરો હતા, છતાં આપના કુંવર ઉપરના પ્રેમને લઇને આપે તેને દુઃખમાં જોઇને તરતજ ભૂસકો માર્યો, તેજ રીતે

પ્રભુ જ્યારે પોતાના ભક્તને દુઃખમાં જુએ છે, ત્યારે કોઇને પણ હુકમ ન કરતાં પ્રભુ પોતેજ પૃથ્વી ઉપર અવતાર લે છે. હું ધારૂં છું કે, મહારાજ! હવે આપની શંકા દૂર થઇ હશે." રાજા પુરાણીના પગમાં પડ્યો અને કહ્યું કે, "પુરાણીજી! આપની યુક્તિને ધન્ય છે. હું પામર, પ્રભુની અકળ કળાને નહોતો સમજી શકતો તે આપે મને સમજાવી, તેથી હું આપનો બહુજ આભારી છું." પછી રાજાએ તેમનું બહુ સન્માન કર્યું અને ત્યારથી પ્રભુ ઉપર વિશેષ પ્રીતિ રાખવા લાગ્યો.

૫૬

ચાલો જઇએ દરશન કરવા,ડાકોરમાં ઠાકોર બિરાજે છે,
દીનોનાથ દયાળ દામોદર, દર્શનથી દુઃખ ભાંગે છે. ટેક.
પહેલું દુઃખ બ્રહ્માનું ભાંગ્યું, શંખાસુરને મારીને,
શંખનારાયણ બેટમાં બેઠા, વેદ લાવ્યા ચાર વાળીને;
કચ્છસ્વરૂપે સાગર મથીઓ, ચૌદ રત્ન બહાર કાઢીને,
અમૃત તો અમરોને પાયું, વિખ પાયુ વિખધારીને;
વરાહરૂપે પૃથ્વી લાવ્યા, આદ્ય નિરંજન આજે છે; દીનો૦
પ્રહ્‌લાદની પ્રતિજ્ઞા પાળવા, નર હર નરસિંહ રૂપ ધર્યું,
હિરણ્યાકશ્યપુ નખે વધેર્યો, વિધિનું વાયક સફળ કર્યું;
વામનરૂપે બળિને ચાંપ્યો, ઇંદ્રરાયનું કાજ સર્યું,
છબીલોજ છડીદાર થઈ ઊભા,બળિરાજાનું ભાગ્ય ભર્યું;
ફરશી ગ્રહી નક્ષત્રી કીધી, જઇ કુંકણ બિરાજે છે; દીનો૦
અનેક દુઃખ દેવતાનાં ભાંગ્યા, રાજા રાવણ મારીને,
વિભીષણને લંકા આપી, પથરા પાળજ તારીને;
કૃષ્ણ સ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગૌ ચારીને,
મોરલીમાં મહામોહ પમાડ્યા, ત્રણ લોક નરનારીને;
બુદ્ધરૂપે જગન્નાથજી, ઝગમગ જ્યોત બિરાજે છે; દીનો૦
અકળ કળા નવ ખંડમાં વ્યાપી,ઘટ ઘટમાં તમે રમી રહ્યા,
ડાકોરમાં ઠાકોર બિરાજ્યા, બોડાણા પર કરો મયા;
ગંગાબાઈના ગુણ વધાર્યા, સુવા વાલથી ઓછા થયા,

ભક્તિ જાણી સારંગપાણિ, ગુગળી પાછા ઘેર ગયા;
માખણિયો આરો છે સારો, લીંબડો મીઠો લાગે છે; દીનો૦
ઊંચું દેવળ ઊંચું શિખર, ધોળી ધજા ફરફરે,
જે દરવાજે નોબત વાજે, રતનાગર ત્યાં ગડગડે;
ગોમતી તીરે સંગમ તીરે, સંઘ આવી ત્યાં પડાવ પડે,
આઠે દહાડે શુક્રવારે, વાલમનો વરઘોડો ચડે;
રણછોડ રસિયો સૌમાં વસિયો, સૌને માથે ગાજે છે; દીનો૦
ઉત્તર દક્ષિણ પૂરવ પશ્ચિમ, લોક દર્શને આવે છે,
મોટા મોટા સંઘવી થઇને, સંઘ ડાકોરમાં લાવે છે;
નયણે નીરખું ને હઇડે હરખું, રૂપ ઉપર જાઉં બલિહારી,
શંખ ચક્ર ને પદ્મ બિરાજે, ગદા ધરી છે ગિરધારી;
સાકર માંખણ તુળસીની માળા, રાય રણછોડને ચડાવે છે; દીનો૦

---

## રત્ન ૬૫ મું

### ખાઇએ છીએ વાસી, અને નહિ દઇએ તો થઇશું અપવાસી.



અમદાવાદમાં મોતીલાલ કરીને એક શેઠ હતા. તેમની પાસે પૈસા ઠીક ઠીક હતા, પણ તેમનો હાથ જરા બંધ હતો—એટલે કે તે લોભી હતા. તેમના પુત્ર મગનલાલનું વેવિશાળ નડિયાદમાં વ્રજલાલ શેઠની પુત્રી ભાગીરથી સાથે કર્યું હતું. મગનલાલનું નામ નડિયાદમાં સુપ્રસિદ્ધ હતું; કારણકે તે બહુજ ઉદાર હતા. તેમના ઘરનાં દરેક માણસ પણ તેમના જેવાંજ હતાં. થોડાં વર્ષ પછી ભાગીરથીનાં લગ્ન થયાં અને જ્યારે તે સાસરે ગઈ ત્યારે ત્યાંની રીતભાત તો તેને ગમી, પણ તેના સસરા કંજૂસ હતા તે વાત તેને ગમી નહિ. તેના સસરાની આ ટેવ કેવી રીતે દૂર કરાય તે માટે તે દરરોજ વિચાર કરતી હતી. એક વખત બપોરના તેના સસરા ઘરમાં

હતા તે તકનો લાભ લઇને તે ઓટલા ઉપર પાડોશણોની સાથે વાત કરવા બહાર આવી. વાત ઉપર વાત નીકળતાં તેની એક પાડોશણે પૂછ્યું કે, "તમે શું જમ્યાં ?" ત્યારે તે બોલી કે, "બહેન ! અમે તો 'ખાધું વાસી અને થયાં ઉપવાસી.'" આ શબ્દ તેના સસરાએ સાંભળ્યા; એટલે તેણે પોતાની સ્ત્રીને બોલાવીને બહુ ઠપકો આપ્યો કે, "તું શા માટે વહુને વાસી જમવાનું આપે છે ? હું લોભી છું તે વાત ખરી, પણ તારે કોઈ દિવસ વહુને વાસી ન આપવું, કારણકે તે આપણા ઘરનો બધે ફજેતો કરે છે." ત્યારે શેઠાણી બોલ્યાં કે, "શું હું એટલુંયે નહિ સમજતી હોઉં કે એને વાસી આપીને હું ક્યાં રહું ?" શેઠે કહ્યું કે, "વહુ પેલી મોતીની સાથે બોલતી હતી તે મેં સાંભળ્યું એટલે તને કહેવું પડ્યું."પછી શેઠ નીચે વહુ પાસે ગયા અને બોલ્યા કે, "વહુ દીકરા ! તમને વાસી જમવાનું નથી આપ્યું, તોય તમે પાડોશણને કેમ કહેતાં હતાં કે જમ્યાં વાસી અને થયાં ઉપવાસી ? શું તમે નહોતાં બોલ્યાં ?" વહુએ કહ્યું કે, "સસરાજી ! હું ક્યાં ના કહું છું કે હું નહોતી બોલી અને વળી હું ક્યાં જૂઠું બોલું છું ? મેં તો જે સાચું હતું તે કહી દીધું." શેઠે કહ્યું કે, "તે શી રીતે સાચું ? જરા સમજાવો તો ખરાં." વહુએ કહ્યું કે, "સસરાજી ! જુઓ, આજે આપણે પાંચ પૈસે સુખી છીએ અને ઘરબારવાળાં છીએ તથા ખાઈ-પીને આનંદ કરીએ છીએ, તે આપણા પૂર્વનાં સારાં કર્મનું ફળ છે; એટલે જે સુખ આપણે ભોગવીએ છીએ તે વાસી જમવા બરાબર છે અને હવે આ વખતે માત્ર વાસી ખાઇએ છીએ અને કાંઇ દાન, પુણ્ય, ધર્મ કે પરોપકાર કરતા નથી, એટલે આવતે ભવ ઉપવાસ કરવો પડશે ને ? બોલો, સસરાજી ! આમાં મેં શું ખોટું કહ્યું ! આપણે જમીએ છીએ વાસી અને થશું ઉપવાસી; પણ જો ઉપવાસી થવું ન હોય, તો કાંઈ કરવા માંડો કે જેથી આપણને વાસી જમવાનું મળ્યા જ કરે." વહુની આ વાત સાંભળીને વાણિયો તરતજ બોલ્યોઃ "વહુ દીકરા !

અહા, મારાં ધન્ય ભાગ્ય કે તમે મારે ઘેર આવ્યાં. ખરેખર, તમે તો મારાં ગુરુજ છો; તમે મને ખરો રસ્તો બતાવ્યો છે તો હવે હું હવે આડે માર્ગે નહિ જાઉં; પણ તેજ રસ્તે ચાલીશ." પછી વાણિયો દાનધર્મ તથા પરમાર્થ કરવા લાગ્યો અને જેમ જેમ પૈસા ધર્માદામાં વાપરતો ગયો, તેમ તેમ બમણો કમાતો ગયો. આવી રીતે તે વહુની શિખામણથી તેણે પરલોકનું ભાતું સાથે બાંધી લીધું.

ભાઇઓ અને બહેનો! આપણે પણ જો ઉપવાસી ન થવું હોય, તો આપણાં ગરીબ, લૂલાં, લંગડાં, આંધળાં, બહેરાં તથા ખોડખાંપણવાળાં અને લાચાર ભાઇબહેનોના ઉપવાસ મટાડો; એટલે પ્રભુ આપણા ઉપવાસ જરૂર મટાડશે.

### ભજન

(તેં તો ઘટમાં ઘર કીધું વાલમ વરણાગિયા રે—એ રાગ)

પ્રભુ પાસે જતાં પૂછશે, પરમારથ શું કર્યો રે;
તે વેળા ઉત્તર દેવા, રસ્તો શું ઠર્યો રે. પ્રભુ પાસે૦
નહિ પૂછશે પ્રભુ ગરાસ ગામો, નહિ પૂછશે કેટલાં છે ધામો;
પૂછશે સુકૃત કામો, તેથી રહે ડર્યો રે. પ્રભુ પાસે૦
નહિ પૂછશે તિજોરીમાં શું, દાગીના કેટલા પહેરે તું;
આખરે છે સઘળું કૂં, તેમાં તું કાં ઠર્યો રે. પ્રભુ પાસે૦
નહિ પૂછશે ઘેર કેટલી ગાડી, નહિ પૂછશે કેટલી છે વાડી;
નહિ પૂછશે તું લાડી, કેટલીને વર્યો રે. પ્રભુ પાસે૦
નહિ પૂછશે જે શું તું ખાતો, નહિ પૂછશે કેટલુંક કમાતો;
ધર્મમાર્ગે ધાતો કે ફોકટ ફર્યો રે. પ્રભુ પાસે૦
પૂછશે કેટલાં દીન જન પાળ્યાં, કેટલા દિન ભગવાનમાં ગાળ્યા;
કેનાં દરદ દુઃખ ટાળ્યાં, તો નિશ્ચે તર્યો રે. પ્રભુ પાસે૦



# રત્ન ૬૬ મું

## ગુરુ ઉપરની શ્રદ્ધાનું ફળ બહુ મોટું છે.



પોરબંદરમાં એક લોહાણો રહેતો હતો. તેને ઈશ્વર ઉપર બહુ આસ્થા હતી. તે હમેશાં સવારે વહેલો ઊઠીને નાહીધોઇ લેતો અને પછી હવેલીએ દર્શન કરવા જતો. ત્યાં ભગવદ્વાર્તા સાંભળતો અને પછી એકાદ સાધુને પોતાને ઘેર જમવા લઈ જતો. તેને કોઈએ એવું કહ્યું હતું કે, "કોઈ સારો ગુરુ કર અને તે જે મંત્ર આપે તે જપ તો તારૂં શ્રેય થશે." તેથી જે સાધુને તે ઘેર લઇ આવતો તેને પૂછતો કે, "તમે મારા ગુરુ થશો?" પણ જે સારા સાધુઓ હતા તેઓ તો નાજ પાડતા; કારણકે ગુરુ થવામાં બહુ જોખમ રહેલું છે. આમ કરતાં કરતાં તેને એક પહોંચેલ સાધુ મળી આવ્યો અને તેણે તેના ગુરુ થવાની હા પાડી. તે સાધુએ કહ્યું કે, "એક કૃષ્ણની મૂર્તિ લાવજે અને તારી પાસે જે ઘરેણાં હોય તે તેને પહેરાવી રાખજે. નાહીધોઇને તું તેયાર રહેજે અને એક લુગડાનો કટકો સાથે રાખજે." પછી બીજે દિવસે સાધુ તેને પોતાને ઉતારે લઇ ગયો અને ત્યાં એક ઓરડી બંધ કરીને તેને અંદર બેસાડ્યો. મૂર્તિને ઘરેણાં પહેરાવ્યાં અને લોહાણાની આંખે મજબૂત પાટા બાંધીને કહ્યું કે, "હવે 'શ્રીકૃષ્ણ શરણં મમ' એ મંત્રજ બોલ્યા કર; પણ જોજે હો, પાટો કાઢી નાખીશ નહિ; હું આવું ત્યાંસુધી તે મંત્ર બોલ્યાજ કરજે. લે, હવે હું સ્નાનસંધ્યા કરી આવું, સમજ્યો કે?" આમ કહીને તે ગુરુ ઊભા થયા અને મૂર્તિ ઉપરનાં ઘરેણાં ઉઠાવી ચાલતા થયા અને બારણે તાળું દેતા ગયા. અહીંયાં તે બિચારો મંત્ર બોલ્યાજ કરે છે; એક કલાક થયો, બે થયા, ચાર થયા, તોપણ ગુરુ આવ્યા નહિ. તેને ઘણી

ચટપટી થઈ; તોપણ તે તે મંત્રજ જપતો હતો. હવે તે લોહાણાને ઘેર ગોતાગોત થઈ કે આજે તે ક્યાં ગયો છે? શોધતાં શોધતાં તેઓ ત્યાં આવી ચડ્યા અને તડમાંથી જોયું તો ત્યાં તે બેઠો હતો, તેથી તેઓએ તાળું તોડાવ્યું અને પછી તેઓ અંદર ગયા. તેઓએ તેને પૂછીને બધી વાત જાણી ત્યારે તેને ઘણો સમજાવ્યો કે ઘેર ચાલ, અહીંયાં કાંઇ તારા ગુરુબુરુ નથી, એ તો ઘરેણાંને હાથ મારીને ઉપાડી ગયા હોય એમ લાગે છે. તેઓએ ઘણું સમજાવ્યો, પણ તે સમજ્યોજ નહિ અને ત્યાં ભૂખ્યો અને તરસ્યો તે મંત્રજ જપવા લાગ્યો. તેનાં સગાંવહાલાં થાકી થાકીને ઘેર પાછાં ગયાં. આવી રીતે બરાબર બે દિવસ થયા ત્યાં શ્રીકૃષ્ણ પોતે ગરુડ ઉપર બેસીને આવ્યા અને તે લોહાણાને કહ્યું કે, "ભક્ત! પાટા છોડ અને જો હું શ્રીકૃષ્ણ છું." ત્યારે તેણે કહ્યું કે, "મહારાજ! મારા ગુરુની રજા વિના હું પાટા નથી ખોલવાનો. તમે કૃષ્ણ હો તોય શું?" શ્રીકૃષ્ણે કહ્યું કે, "તે માણસ તો બહુ લુચ્ચો છે, તે કાંઈ સાધુ નથી." એવી રીતે ઘણું કહ્યું, પણ તેણે માન્યું નહિ. ત્યારે છેવટે ગરુડજીને મોકલી તેના ગુરુને ત્યાં બોલાવી મંગાવ્યો. પછી જ્યારે તે ગુરુએ આજ્ઞા કરી ત્યારે તેણે પાટા ઉઘાડ્યો અને શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં. તે ગુરુ પણ શ્રીકૃષ્ણને પગે પડ્યો તથા તે લોહાણાને પણ પગે પડ્યો અને કહ્યું કે, "હું તારો ગુરુ નથી પણ તું મારો ગુરુ છે; કારણકે તેં મને પ્રભુનાં દર્શન કરાવ્યાં." તે લોહાણાએ કહ્યું: "મહારાજ! એ શું બોલ્યા? તમે મને દોષમાં પાડો છો. તમેજ મારા ખરા ગુરુ છો, કારણકે તમારી કૃપાથીજ પ્રભુનાં દર્શન થયાં." ભાઇઓ અને બહેનો! ગુરુ ઉપરની દઢ શ્રદ્ધાનું કેવું ફળ છે તે જુઓ. આપણા ગુરુ ગમે તેવા હોય, પણ આપણે જો ખરી શ્રદ્ધા રાખીશું તો તેનું ફળ જરૂર મળશેજ.

૫૬

અમારા અવગુણ રે, ગુરુજીના ગુણ ઘણા રે જી;

ગુરુજીના ગુણનો નાવે પાર, અમારા અવગુણ રે. ટેક
ગુરુજી મારા દેવી રે, ગુરુજી મારા દેવતા રે જી;
ગુરુજી મારા પારસમણિની જ્યોત, અમારા૦ ૧
ગુરુજી મારા ગંગા રે, ગુરુજી મારા ગોમતી રે જી;
ગુરુજી મારા કાશી ને કેદાર, અમારા૦ ૨
ગુરુજી મારા તરણતારણ તૂંબડાં રે જી;
ગુરુજી મારા ઉતારે ભવપાર, અમારા૦ ૩
બાઈ મીરાં છે સાધુજનની દાસી રે જી;
રાખજો મને સંતચરણની પાસ, અમારા૦ ૪

---

## રત્ન ૬૭ મું

### આપણે બધું તપાસી તપાસીને લઇએ, ત્યારે પ્રભુ બધું તપાસ્યા વિના કેમ લે ?




પણે બજારમાંથી શાક લેવું હોય, તો જોઇએ છીએ કે આ મૂળો ઘરડો છે કે સારો ? તૂરિયાં કડવાં છે કે મીઠાં, દૂધી જાડી છે કે પાતળી, મરચાં તીખાં છે કે મોળાં, ચીભડું આવી ગયેલું છે કે સારૂં છે, કેળાં કાચાં છે કે પાકાં, જમરૂખ ખાટાં છે કે મીઠાં, તરબૂચ રાતું છે કે ધોળું છે, શેરડી મોળી છે કે ગળી છે. વળી ગાંઠિયા, ભજિયાં કે પૂરી લેવાં હોય, તોપણ આપણે તપાસ કરીએ છીએ કે તે ઊનાં છે કે ટાઢાં છે; તેલ સારૂં છે કે ખરાબ, માલ સારો વાપરે છે કે સડેલો વાપરે છે. વળી દાણા લેવા હોય તો પહેલા વાનગી ઘેર લઈ જઇએ, બાયડીને બતાવીએ, તે વળી થોડી ઝાટકી જુએ, રાંધી જુએ અને પાસ કરે તો પછી આપણે દાણા લાવીએ. વળી લૂગડાં લેવાં હોય તોપણ તેટલીજ ચીવટ રાખીને અને તપાસી તપાસીને લઇએ છીએ. સોનું લેવું હોય

તો તેને પણ અગ્નિમાં તપાવીએ છીએ અને પછી તે કસોટી-માં પાસ થાય તોજ આપણે લઇએ છીએ. ઘરમાં પાનબીડી કે સોપારી જોઈતી હોય, તોપણ આપણે જોઇએ છીએ કે પાન કાચાં છે કે કેમ, પાન પૂનાનાં છે કે ચોરવાડનાં છે, સોપારી નવી છે કે જૂની છે; બીડીનાં પાતરાં સારાં છે કે કેમ, અંદરની તમાકુ સારી વાપરી છે કે ખરાબ, એવી રીતે ખૂબ ચોકસી કરીને આપણે તે લઇએ છીએ. દૂધ લેવું હોય તો પહેલાં ચાખી જોઇએ કે તે પાણીથી ભેળવાળું છે કે કેમ, ગાયનું છે કે ઘેટાંનું છે, બકરાંનું છે કે ભેંસનું છે એમ ખાતરી કરીને પછીજ લઇએ છીએ; ઘી લેવું હોય તોપણ જરા મોઢામાં મૂકીને પછીજ લઇએ છીએ; કારણકે તેમાં પણ ઘણી જાતના ભેગ થાય છે. હાંડલાં, કૂચડા કે સાવરણી લેવાં હોય કે સવારમાં દાંત ઘસવા દાતણ લેવાં હોય તોપણ તપાસી તપાસીને લઇએ છીએ. ઘરમાં ચીમની કે ફાનસ લેવું હોય તોપણ બેચાર ઠેકાણે ફરીને પછી લઇએ છીએ. ભાઇઓ અને બહેનો ! આપણે આવી રીતે બધી ચીજો તપાસીને લઇએ, ત્યારે શું પ્રભુ આપણી તપાસ કર્યા વિના એના દરબારમાં લઈ લે ? ના, ના; આપણે અહીંયાં જેટલી ચોકસી કરીને ચીજો લઇએ છીએ તેના કરતાં ઘણી વધારે ચોકસી કરીનેજ તે આપણને લે છે. આપણે અહીંયાં કદાચ કંજૂસાઈથી ખરાબ ચીજ લઇએ, પણ પ્રભુ કાંઈ કંજૂસ નથી કે ખરાબ માલ લે. ત્યાં કાંઈ પોલ કે પોપાબાઈનું રાજ્ય નથી કે પ્રભુના દરબારમાં ડીંગ હાંકીને પેસી જવાય. માટે ભાઈઓ અને બહેનો ! પ્રભુના દરબારમાં જવું હોય, તો તો કસોટીમાંથી પાસ થવું પડશે, દુઃખો સહન કરવાં પડશે અને તે જેમ રાખે તેમ આનંદથી રહેતાં શીખવું પડશે. આમ કરીશું તોજ ત્યાં જવાશે, તોજ પ્રભુને પમાશે.

૫૯

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.

સુત, વિત, દારા, શીશ સમર્પે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આગમે ભરે મુઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને;
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને.
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પૂરો પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન દેખે જોને.

## રત્ન ૬૮ મું

### આપણે તો ઘર, જર અને છોકરાઓના રખેવાળ છીએ, ખરા માલિક તો ઈશ્વરજ છે.



એક વખત એક મુમુક્ષુએ એક સાધુને પૂછ્યું કે, "મહારાજ ! દેહ નાશવંત છે; ઘર ને જર ઊડી જવાનાં છે; સગાનો સંબંધ રહેવાનો નથી; આવું જાણીએ છીએ, છતાં પણ તેવી ક્ષણભંગુર વસ્તુઓ ઉપરથી રાગ છૂટતો નથી તો હવે મારે વૈરાગી થઇ જવું કે જંગલમાં ભાગી જવું કે શું કરવું ?" સાધુએ કહ્યું: "ભાઇ ! એમ મૂંઝાવાથી કાંઇ ફાયદો નથી. સાધુ થઇ ગયે પણ કાંઇ સ્વર્ગ મળતું નથી, સ્વર્ગ ને મોક્ષ તો કેવળ મનોનિગ્રહમાંજ, સદ્વૃત્તિમાંજ છે. જો તારે ખરૂં સુખ મેળવવું હોય, આ લોક તથા પરલોકમાં આનંદ પ્રાપ્ત કરવો હોય, તો દુનિયામાં ધાવ, મુનિમ તથા પંચની પેઠે કામ કર." પેલા મુમુક્ષુએ કહ્યું: "ગુરુજી ! જરા કૃપા કરીને તે વાત સ્પષ્ટ સમજાવો." સાધુએ કહ્યું: "બેટા ! કોઈ નાના છોકરાની મા મરી ગઇ હોય તો તેનું પોષણ કરવાને ધાવ રાખવામાં આવે છે, તે

ધાવ તે છોકરાને પોતાના છોકરાની પેઠે રમાડે છે, સુવાડે છે વગેરે ઘણી તજવીજ રાખે છે; પણ તે મનમાં તો જાણે છે કે, તે છોકરો કાંઇ મારો નથી, ખરે વખતે કાંઇ તે મને કામ આવે તેમ નથી. એમ સમજીને તે તે છોકરામાં આસક્ત થતી નથી; તેવીજ રીતે આપણે પણ ઘર, જર અને છોકરાનાં કેવળ ધાવ જેવાજ છીએ; કારણકે તેના ખરા માલિક તો ઈશ્વર છે, માટે આપણે પણ તેમાં આસક્ત ન થવું. વળી મુનિમ છે તે શેઠનો બધો વહીવટ કરે છે, પૈસાની લેવડદેવડ કરે છે, શેઠની વતી સહીપત્રી પણ કરે છે; પણ તે જાણે છે કે, શેઠના પૈસા તે કાંઇ આપણા નથી. વખત આવ્યે શેઠ આપણને લાત મારીને કાઢી મૂકે, એમ સમજીને તે શેઠના પૈસામાં આસક્ત થતો નથી. તેવીજ રીતે આપણે પણ ઈશ્વર–શેઠના નોકર છીએ અને તે આપણને ગમે ત્યારે આ પૃથ્વીરૂપી દુકાન ઉપરથી કાઢી મૂકે. માટે આપણે પણ ઘર ને જર તેનાં માનીને તેને આપણા તરીકે લેખીને તેમાં આસક્ત ન થવું. વળી તેવીજ રીતે કોઇ ગામમાં કોઇ બિનવારસ મરી ગયું હોય, વા વારસ નાનો હોય તો તેની મિલકત પંચને સોંપે છે. તે પૈસાનો ઉપયોગ કરવો તે જો કે પછી પંચના હાથમાં છે, પંચને ઠીક પડે ત્યાં તે પૈસા વાપરે; પણ તેથી પૈસા કાંઈ પંચના થઈ જાય નહિ. તે તો માત્ર રખેવાળજ ગણાય. તેવીજ રીતે આપણે પણ પંચજ છીએ અને ઈશ્વરે જે ઘર, જર, છોકરાં આપ્યાં છે તેના માત્ર રખેવાળજ છીએ, આપણે કાંઈ તેના માલિક નથી. જો આવી વૃત્તિથી આપણે સંસારમાં વર્તશું, તો આપણને કોઇ પણ જાતનું બંધન નડશે નહિ." માટે ભાઇઓ અને બહેનો! ધાવની પેઠે, મુનિમની માફક અને પંચ પ્રમાણે વર્તન કરવું જોઇએ. જો એમ નહિ કરીએ તો ક્ષણભંગુર વસ્તુઓમાં આસક્ત થઇ જઈશું અને છેવટે જમના હાથના દંડો આપણે ખાવા પડશે; માટે અત્યારથીજ ચેતીને ચાલીએ તો આ લોકમાં અને પરલોકમાં આપણું કલ્યાણ થાય.

### મરાઠી ચાલની સાખી

જર ધર મારૂં મારૂં કર માં, તારૂં નથી કોઇ તેમાં;
તારૂં જો ધર હોત ખરૂં તો, તુજને બાળશે તેમાં.
ગૃહ સમશાન ખરૂં, તે સૌ જન માટે ઠર્યું;
સગાં સહુને સમજ સ્વારથી, અંત સાથી નથી કોઇ;
તારી સંગે નહિ કોઈ બળશે, તે રહેશે જોઇ રોઇ.
કાષ્ઠ સગાં સાચાં, વળે અવર સર્વ પાછાં;
પલંગ પથારીના સુખમાં સૂઈ, કરમાં કોઇને પાંચી;
ચિતા પલંગ છે ખરી પથારી, અન્ય સરવ છે કાચી;
કાયમ જે સાચી તે, વિચારી રહે રાચી.
આવ્યું તે નિશ્ચય જવાનું, પાપ પુણ્ય રહે સાથે;
કરણી પાર ઉતરણી સમજી, પાય વો'ર માં માથે;
કર સુકૃત ભાતું, પ્રભુ જોશે જમે ખાતું.
બોલ દેરામાં જેવો કરીએ, તેવો પડે પડછંદો,
તેમ કરવું તે ભરવું પાછું, કાં કર જૂઠા ફંદો.
સત્યને શોધી લે, સૌ જનને તે પછી દે.
લસણ ખાઇને ઓડકાર, તું કસ્તૂરીનો લ્હા માં;
ભજ ભાવે ભગવાન, નારાયણ, દુઃખીઓ ફોકટ થા માં;
ગંગા તજી જા માં, અરે ખાળકૂવે ન્હા માં.



## રત્ન ૬૧ મું

### ઈશ્વરની અકળ કળાને આપણે પામર જનો સમજી શકતાજ નથી.



આપણા પર હરકોઈ પ્રકારની આફત આવી પડે, તે વખતે આપણે એમજ વિચાર કરીએ છીએ કે, આ ઈશ્વરનો કેવો અન્યાય! કેવો જુલમ! પણ ખરેખર જોતાં ઈશ્વર કોઇને અન્યાય આપતા નથી યા કોઈ પર જુલમ કરતા નથી; પણ આપણે પામર હોવાથીજ તેના ભેદને સમજી શકતા નથી. તેના ભેદનો નીચેનો એક દાખલો બહુજ સારો છે. તે દાખલો લખનાર નીચે પ્રમાણે લખે છે.

"પચીસ વર્ષ પહેલાં જ્યારે રેલવે નહોતી, ત્યારે હું એક ઘોડા પર બેસીને યાત્રા કરવા નીકળ્યો. મારી સાથે બહુ થોડો સામાન હતો; એક ફાનસ હતું અને એક મારો માનીતો કૂતરો હતો. ફરતાં ફરતાં એક દિવસ બહુજ મોડું થઈ ગયું, ત્યારે હું એક પંદરવીસ ઘરવાળા ગામડામાં જઈ પહોંચ્યો. ગામમાં ઊતારાની સગવડ વાસ્તે ગયો તો કોઈએ મને ઊતરવાની જગ્યા ન આપી; એટલુંજ નહિ પણ તે ગામમાંથી બહાર કાઢી મૂક્યો. હું ઘણો થાકી ગયો હતો અને મને ઊતરવાની સગવડ ન મળી, તેથી હું ઈશ્વર પર બહુજ નારાજ થયો અને કહેવા લાગ્યો કે, 'પ્રભુનો આ કેવો અન્યાય! હું યાત્રાએ નીકળ્યો તેનો આ બદલો! હાય, હાય! જ્યારે પ્રભુ પોતાના ભક્ત ઉપર આમ જુલમ કરશે, ત્યારે પછી તેને માનશેજ કોણ?' આવી રીતે વિચાર કરતાં કરતાં હું ગામ બહાર નીકળ્યો અને ઘોડા ઉપરથી ઊતરી મારૂં ફાનસ સળગાવી હાથમાં લીધું. બે પગલાં ભર્યાં નહિ હોય ત્યાં ફાનસ હોલવાઇ ગયું. મારી પાસે માત્ર ચારપાંચજ દીવાસળી હતી. એક પછી એક

દીવાસળી સળગાવી પણ બધી હોલવાઇ ગઇ. આથી વળી હું ઈશ્વર પર વધારે નારાજ થયો અને તેને ગાળો દેવા લાગ્યો પછી ધીરે ધીરે હું એક મોટા ઝાડ આગળ ગયો અને ત્ય ઘોડાને બાંધીને ઝાડ પર બેઠો. થોડીક વાર પછી ત્યાં એક વરૂ આવ્યું અને સૂઇ ગયેલા મારા વહાલા કૂતરાને ખાઇ ગયું. આ જોઈ હું તો ગાંડા જેવો થઇ ગયો અને બોલ્યો કે, 'હાય, હાય! ઈશ્વરિયા આ તારો શો જુલમ! પડતા ઉપર પાટુ શું કામ મારે છે? મરી ગયેલાને તું શું કામ માર્યા કરે છે? આવી રીતે હું બડબડતો હતો એટલામાં એક વાઘ આવ્યો અને તેણે મારા ઘોડાને મારી ખાધો. આ જોઇને હું દંગજ થઇ ગયો અને બોલ્યો કે, "આ શું? હાય! હાય! આ તો કાળો કેરજ થયો. આ તો ધર્મીને ઘેરજ ધાડ આવી; આ તો ધર્મ ક્ષય થવા માંડ્યો. બસ, બસ; હવે મારો વિશ્વાસ ઊઠી ગયો. આવી રીતે વિચાર કરતાં કરતાં હું થાકી ગયો અને છેવટે નિદ્રાદેવીને આધીન થઇ ગયો. સવારે ઊઠીને હું પાછો તે ગામ તરફ ગયો અને જોઉં તો ત્યાં તો લોહીની નદી ચાલેલી. રાત્રે કેટલાક લૂંટારાઓ તે ગામમાં આવેલા અને ગામના બધાને મારી નાખી બધો માલ લઇ ગયેલા. આ ચિતાર જોઇને હું પોકપોક રડવા લાગ્યો કે, 'હાય! હાય! મેં ઈશ્વરને ફોકટના વગોવ્યા. હું પામર ઈશ્વરની અકળ કળાને ક્યાંથી જાણી શકું? તેણેજ દયા કરીને મને તે ગામમાંથી કાઢી મુકાવ્યો, તેણેજ કૃપા કરીને મારૂં ફાનસ ઓલવી નખાવ્યું, તેણેજ મારા પર ઉપકાર કરવા કૂતરો મરાવી નંખાવ્યો અને તેણેજ મારા ભલા ખાતર મારો ઘોડો મરાવ્યો, નહિ તો મારા બારજ વાગી જાત. હા ઈશ્વર! પ્રભુ! ખરેખર તારી કળા અકળ છે, તારી ગતિ ગહન છે. મોટા મોટા ઋષિમુનિઓની મતિ પણ મૂંઝાઇ જાય છે તો અમારા જેવા પામર તે શા હિસાબમાં!'"

ભાઇઓ અને બહેનો! આ વાત ઉપરથી આપણે તે એજ યાદ રાખવું કે, ઈશ્વર જે કરે છે તે હમેશાં આપણા

ભલાને ખાતરજ. પિતા હમેશાં પુત્રના ભલાનેજ ઇચ્છે, તેમજ ઈશ્વર હમેશાં આપણા ભલામાંજ રાજી છે; માટે આપણે હમેશાં એટલું ખાતરીપૂર્વક માનવું કે ઈશ્વર જે કરે છે તે આપણા શ્રેયને વાસ્તેજ કરે છે.

૫૬

તું તો ન્યારો રહીને ખેલે રે નારાયણા રે. ટેક
તારી ઇચ્છા તે સૌ માયા, તેમાં સઘળા ભેદ સમાયા;
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણા રે— તું તો૦
પવન પાવકનો પિંડ બનાવે, તેમાં ચૈતન્ય તારૂં આવે;
તુજ ડહાપણ જોતામાં કાંઈ નહિ મણા રે— તું તો૦
નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પૂતળાં નાચ કરે છે;
તેમ તારા કરમાં સર્વેના તાંતણા રે— તું તો૦
એક કળે સૌ જગત હલાવે, ચમકદષ્ટિ જેમ લોહ ચલાવે;
ઇચ્છા,જ્ઞાન,ક્રિયા,ગુણ,તારા સોહામણા રે— તું તો૦
તું ખેલે છે બાજી તારી, એમાં ન પહોંચે બુદ્ધિ અમારી;
છોટમ તુજને ભજતાં ભાંગે ભ્રમણા રે— તું તો૦

---

## રત્ન ૭૦ મું

### પ્રભુનાં દર્શન કરવાં હોય, તો તેના અમુક સ્વરૂપને દૃઢતાથી વળગી રહો.



એક વખતે એક માણસે એક સાધુને કહ્યું કે, "મહારાજ! મેં ઘણું ઘણું કર્યું પણ મને પ્રભુનાં દર્શન થયાંજ નહિ." તે સાધુએ તેને કહ્યું કે, "ભાઈ! તેં શું શું કર્યું તે તો મને કહે," ત્યારે તેણે કહ્યું: "મહારાજ! બેત્રણ મહિના તો હું શનિવારે શનિવારે એકટાણું કરતો અને હનુમાનને તેલ તથા સિંદૂર ચડાવીને જમતો. પછી તેથી કંટાળી ગયો અને બેત્રણ મહિના મેં સોમવાર કર્યા અને ભીડભંજન

મહાદેવને જળ, પુષ્પ તથા ચંદન ચડાવતો; પણ તેથી કાંઇ મારી ભીડ ભાંગી નહિ. તે પછી હું ચૌદશે ચૌદશે કાળભૈરવનો જપ કરવા જતો અને ફક્ત વડાં ખાઇનેજ રહેતો, પણ તેમાં પણ કાંઇ મારૂં વળ્યું નહિ. આ પછી હું આતવારે આતવારે માતાએ જતો અને નોરતાંમાં ઘેર માતાનાં નૈવેદ્ય કરતો અને બધી ક્રિયા કરતો, પણ માતામાંયે કાંઇ વળ્યું નહિ. પછી વળી હું ટીલાંટપકાં તાણીને હવેલીમાં જવા લાગ્યો અને અગિયારસ કરવા લાગ્યો તથા યાત્રા પણ કરી, તોપણ કાંઈ શુકવાર વળ્યો નહિ. ગીતાના પાઠ કર્યા, વિષ્ણુસહસ્રનામનો પાઠ કર્યો અને તે સિવાય ઘણા મંત્રતંત્ર કર્યા, પણ મને પ્રભુનાં દર્શન થયાં નહિ. હવે જો આપ કાંઈ દયા કરીને રસ્તો બતાવો તો મારો ઉદ્ધાર થાય." સાધુએ કહ્યું: "ભાઈ! તું અહીંયાં પાછો આવજે; મારે તારૂં થોડું કામ છે. મારૂં કામ તું કરી દઇશ તો હું તને જરૂર રસ્તો બતાવીશ." બીજે દિવસે તે માણસ સાધુ પાસે આવ્યો અને કહ્યું કે, "મહારાજ! શી આજ્ઞા છે?" મહારાજે કહ્યું: "બેટા! આ મારી જગ્યામાં એક કૂવો નથી તો મારે એક કૂવો ખોદાવવા વિચાર છે; જો તું સવારે બબ્બે ઘડી આવીને ખોદી દે તો મારૂં કામ થાય." તે માણસે કહ્યું: "મહારાજ! લાવોને આજથીજ શરૂ કરી દઇએ, ધર્મના કામમાં વળી ઢીલ શી?" પછી મહારાજે તેને એક કોદાળી લાવી આપી અને પોતે એક પાવડો લઇને તેની સાથે ગયા. તે માણસ કોદાળીથી ખોદતો જાય અને મહારાજ પાવડેથી ધૂળ કાઢતા જાય. એમ તે દિવસ બેત્રણ હાથ ખોદાયું, એટલે ખોદવું બંધ કર્યું. બીજે દિવસે તેને કહ્યું કે, "બેટા! જયાં આપણે ખોદ્યું ત્યાં પાણી ન નીકળ્યું માટે આજે બીજી જગ્યાએ ખોદીએ." આમ કહીને બીજી જગ્યાએ પણ બે ત્રણ હાથ ખોદ્યું. ત્રીજે દિવસે વળી મહારાજે કહ્યું કે, "ભાઈ! ત્યાં પણ પાણી ન નીકળ્યું, માટે આજે ત્રીજી જગ્યાએ ખોદીએ." એમ કહીને ત્રીજે દિવસે ત્રીજી જગ્યાએ

ખોદ્યું. વળી ચોથે દિવસે ચોથી જગ્યાએ ખોદ્યું અને પાંચમે દિવસે પાંચમી જગ્યાએ ખોદ્યું, પણ પાણી તે ક્યાંથી નીકળે? છઠ્ઠે દિવસે જ્યારે મહારાજે તે માણસને કહ્યું કે, "બેટા! આજ વળી છઠ્ઠી જગ્યાએ ખોદીએ." ત્યારે તે બોલી ઊઠ્યો કે, "મહારાજ! આમ પાંચ દિવસ જુદી જુદી જગ્યાએ ખોદાવ્યું તેને બદલે તો પાંચ દિવસ લાગલાગટ એકજ જગ્યાએ ખોદ્યું હોત, તો ક્યારનુંય પાણી નીકળ્યું હોત. આમ જુદે જુદે દિવસે જુદી જુદી જગ્યાએ જુગના જુગ સુધી ખોદીએ તોય પાણી નીકળે નહિ. મહારાજજી! એ તો એક જગ્યાએ જો દૃઢતાથી અને ધીરજથી ખોદીએ તોજ પાણી નીકળે." મહારાજે કહ્યું: "બેટા! શાબાશ છે, ધન્ય છે! તું ખરેખર પાત્ર છે. તારાજ કહ્યા પ્રમાણે એકજ જગ્યાએ દૃઢતાથી ખોદવાથી પાણી નીકળે, જુદી જુદી જગ્યાએ ખોદવાથી ન નીકળે; તેવીજ રીતે જુદા જુદા દેવને પ્રસન્ન કરવા જઇએ, તો પ્રભુનાં દર્શન થાય નહિ. જો પ્રભુનાં દર્શન કરવાં હોય, તો તેના ગમે તે એક પણ સ્વરૂપને દૃઢતાથી ભજો. ભલે પછી રામને ભજો કે કૃષ્ણ કનૈયાને ભજો, માતાને ભજો કે મહાદેવને ભજો, હનુમાનને રીઝવો કે ગણપતિને રીઝવો; પણ એકને દૃઢતાથી વળગી રહો, તોજ કાર્ય સફળ થાય. જુદા જુદા દેવને પ્રસન્ન કરવા જશો, તો તમે એકને પ્રસન્ન નહિ કરી શકો; માટે આજથી તું એકનેજ દૃઢતાથી વળગ." છેવટે તેણે સાધુની શિક્ષા પ્રમાણે તનમનથી એકજ દેવની સેવા કરવા માંડી અને તેને તે દેવ પ્રસન્ન થયા. ભાઇઓ અને બહેનો! જો આપણે પણ પ્રભુને પ્રસન્ન કરવા હોય, તો દૃઢતાથી ઈશ્વરના એક સ્વરૂપનેજ વળગી રહેવું જોઇએ. જુદે જુદે ઠેકાણે બાચકા ભરવાથી આપણું કાંઈ વળશે નહિ.

### ભજન

સાચા પ્રભુજીને સેવિયે, કલ્પિત ખોટા કરોડ જી;
જગત રચ્યું જેણે જુક્તિએ, જેની નહિ કોય જોડ જી. સાચા૦

વ્યાપક સધળા વિશ્વમાં, હરિ હાજરાહજૂર જી;
સમીપ રહી સહુ સાચવે, દુરિજન જાણે દૂર જી. સાચા૦
રચના તિહાં રચનાર છે, કાર્ય તિહાં કરનાર જી;
રક્ષ્ય તિહાં રક્ષક સદા, સૃષ્ટિ તિહાં સૃજનાર જી. સાચા૦
વિશ્વાસ ત્યાં વિશ્વંભર સદા, એવું કહે મુનિ કોય જી;
પોષક સર્વ પ્રજા તણો, સહુને જાણે છે સોય જી. સાચા૦
નિયમ બાંધ્યો જેણે સર્વનો, નિશ્ચે નિયંતા એક જી;
તૃણ નવ હાલે હુકમ વિના, એવા નથી રે અનેક જી. સાચા૦
અદ્ભુત સામર્થ્ય એહમાં, કળા કોટિ અનંત જી;
અગણિત અંડ ઉત્પન્ન કરે, આણે ક્ષણમાંહિ અંતજી. સાચા૦
સ્વર્ગ વૈકુંઠ ગોલોક છે, અક્ષર ધામની આદ્ય જી;
દેહ ધારી ત્યાં દેવ છે, ભિન્ન પંથના વાદ જી. સાચા૦
વચન વિચારે જો વેદનાં, સચ્ચિદાનંદ કંદ જી;
છોટમ તે પ્રભુ સર્વનો, ગુણાતીત ગોવિંદ જી. સાચા૦

## રત્ન ૭૧ મું

### કહેણી અને રહેણી વચ્ચેનો ફેર




ક ખેડૂત હતો. તેની પાસે થોડાં વીઘાં જમીન હતી. તે ખેડૂત કેટલાંક દાડિયાં મારફતે પોતાની જમીન ખેડાવતો, વવરાવતો અને લણાવતો; પણ અંતે સરવાળે તેને ઉપજ કરતાં ખર્ચ વધારે થતો. આથી કાયર થઇને તેણે પોતાની જમીન એક માણસને પચીસ વરસને પટે આપી. તે માણસ હમેશાં પોતે ત્યાં હાજર રહેતો અને બીજાં માણસોની સાથે કામ કરવા મંડી જતો અને બધા રોટલા ખાવા બેસે, ત્યારેજ પોતે રોટલા ખાવા જાય અને બધા પાછા કામે મંડે એટલે પોતે પણ કામ કરવા મંડી જાય. આવી રીતે થોડાં વર્ષ કામ કર્યું એટલે તેણે ખૂબ પૈસા પ્રાપ્ત કર્યા.

પછી એક દિવસ જે ખેડૂતે જમીન પટે રાખી હતી તે તે જમીનના માલિક પાસે ગયો અને કહ્યું કે, "તમારી જમીન મને વેચાતી આપશો?" તેણે કહ્યું કે, "એટલા પૈસા તમારી પાસે છે?" તેણે કહ્યું કે, "હા, હાલમાં મારી પાસે તેટલા પૈસા છે. ત્રાહિત માણસ જેટલા રૂપિયા કહે એટલા આપવા હું તૈયાર છું." જમીનદારે કહ્યું: "ભાઇ! મારી પાસે આટલાં વર્ષથી જમીન છે, પણ મને તો દર વર્ષે ખોટ જતી અને તમને થોડાં વર્ષમાં આટલા બધા પૈસા ક્યાંથી મળ્યા? મને બહુજ આશ્ચર્ય લાગે છે." પેલા માણસે કહ્યું: "ભાઇ! આ તો કહેણી ને રહેણીના ફેરને લીધેજ છે. તમે અહીંયાં બેઠા બેઠા હુકમ કરતા હતા અને માત્ર કહીનેજ વાતો કરતા હતા, ત્યારે હું તો પંડે ત્યાં જતો હતો અને કેમ કામ કરવું તે માણસોને બતાવતો અને પંડે પણ કામ કરવા મંડી જતો હતો. માત્ર કહીનેજ નહોતો ચલાવી લેતો, પણ તેઓને કહ્યા પ્રમાણે હું કરી બતાવતો હતો, માટેજ મારી પાસે આટલા પૈસા ભેગા થયા છે." ભાઇઓ અને બહેનો! આવીજ રીતે જે માણસો માત્ર કહેવાવાળા છે કે રામને ભજો, સત્સંગ કરો, દાનપુણ્ય કરો, પણ કાંઈ કરવાવાળા નથી, તેઓ કાંઇ સ્વર્ગમાં જઈ શકતા નથી; પણ કહેણી પ્રમાણે રહેણી કરે–એટલે કે પ્રભુને ભજે, સત્સંગ કરે અને પોતાને હાથે દાનપુણ્ય કરે તેજ સ્વર્ગના અધિકારી છે, બીજાઓ નહિ. માટે આપણે પણ જો અધિકારી થવું હોય, તો માત્ર વાતો કરીને બેસવું નહિ, પણ તે પ્રમાણે વર્તવાને હમેશાં પ્રયત્ન કરવો.

### ભજન

(નારાયણ નરસિંહ નરોત્તમ–એ રાગ.)

કહેણી પ્રમાણે રહેણી પાળે, પદરજ તેની શિર ધરૂં;
ગુરુ કરી તેનો ગુલામ થઇ હું, સત્ય સ્નેહથી સેવ કરૂં. કહેણી૦
કહેવું તો સહેલું સૌને છે, કઠણ પાળવાનું જાણો;
પાળે તેને પ્રભુ માનીને, સેવ તેની કરી સુખ માણો. કહેણી૦

છતરી જાપથી તાપ મટે નહિ, પણ તે ઓઢે તાપ મટે;
તેમ રહેણીને અનુભવવાથી, પૂર્વજન્મનાં પાપ કટે. કહેણી૦
કહેણીથી કાંઇ કાર્ય સરે નહિ, રહેણી પાળે રામ મળે,
કહેણી સમજી રહેણી ન પાળે, પોપટિયું પઢે કાંઈ ન વળે. કહેણી૦
કહેણી ન કહો તો કદીક ચાલશે, પણ રહેણી વીણ નહિ ચાલે;
રહેણી જે જનનિશદિન પાળે, તે ભગવાન સ્વરૂપ ભાળે. કહેણી૦

---

## રત્ન ૭૨ મું

### ઘણા લોકો બીજામાં દોષ કાઢવાનેજ મથે છે, ગુણ ખેંચી કાઢવાને કોઈ પ્રયત્ન પણ કરતું નથી.



ઘણાખરા મનુષ્યોનો એ તો જાણે સ્વભાવજ હોય છે કે, બીજાઓમાંથી દોષ કાઢવા. કોઈ માણસમાં ગુણ અને દોષ બન્ને હોય, તોપણ મનુષ્ય તો તેનામાંથી દોષજ લઇને આગળ ધરશે અને ગુણની તરફ બિલકુલ જોશે નહિ. એક વખતે એક હોશિયાર ચિત્રકારે છબી બનાવી એક જાહેર હૉલમાં ખુલ્લી મૂકી અને તેની નીચે લખ્યું કે, "આ છબી એક અઠવાડિયા સુધી ખુલ્લી રહેશે અને તે દરમિયાન તેમાં જ્યાં જ્યાં દોષ દેખાય, ત્યાં ત્યાં પેન્સિલના છેકા મારવા." છબી જોવાને લોકો વારાફરતી આવવા લાગ્યા અને કાંઇ ને કાંઈ દોષ કાઢીને એક એક જણ છેકા મારવા લાગ્યા. જ્યારે એક અઠવાડિયું પૂરું થયું, ત્યારે તે ચિત્રકાર ત્યાં આવ્યો અને જુએ છે તો પોતાની છબી પેન્સિલથીજ બધી ચીતરાઇ ગયેલી! પોતાનું અસલ ચિત્ર તો મુદલ દેખાતુંજ નહોતું. પછી થોડાક મહિના બાદ તેણે બીજી છબી ચીતરી તે હૉલમાં મૂકી અને તેની નીચે લખ્યું કે, "આ છબી ચાર મહિના સુધી ખુલ્લી મૂકવામાં આવશે અને તેની અંદર જ્યાં ખૂબી દેખાય ત્યાં પેન્સિલથી નિશાની

કરવી." લોકો તે જોવાને ઊતરી પડ્યા, પણ તે છબીમાં કોઇને જરા પણ ખૂબી લાગી હોય તેમ દેખાયું નહિ; કારણકે તેમાં એક પણ પેન્સિલની નિશાની હતીજ નહિ. છેવટે ચાર મહિના પછી તે ચિત્રકાર ત્યાં આવ્યો અને જુએ છે તો તેમાં એક પણ નિશાની હતી નહિ. તેથી તે બોલ્યો કે, "હા, ખરેખર દુનિયા વિચિત્રજ છે. લોકો હમેશાં દોષ કાઢવાનેજ તૈયાર હોય છે. ગુણ હોય તે તરફ તેઓ જોતાજ નથી."

ઓ સત્સંગીઓ અને મુમુક્ષુઓ ! તમારાથી કાંઇ દુનિયાના લોકો જેવું થવાય તેમ નથી. તમારે તો હમેશાં બીજાઓના ગુણ ગ્રહણ કરવાનેજ તૈયાર રહેવું અને દોષ પડતા મૂકવાને પ્રયત્ન કરવો. દરેકમાં બિરાજતા પરમાત્મા તરફજ તમારે લક્ષ આપવાનું છે; દરેક ઠેકાણે અને દરેક સ્થળે પ્રભુ વ્યાપી રહેલા છે એમ ખાતરીથી માનીનેજ તમારે વર્તન કરવાનું છે. દુનિયાના દોરંગી મનુષ્યો ગમે તેમ વર્તે, પણ આપણે તો આપણા પિતા પ્રભુ રાજી થાય તેમજ વર્તવું જોઇએ; માટે હમેશાં બીજા તરફ દોષદષ્ટિથી નહિ જોતાં ગુણદષ્ટિથીજ જોવું.

૫૬

સુજનમાં દોષ દુષ્ટ જન દેખે, આપથી ઓછા અન્યને લેખે. ટેક
શ્વાનને સરખું છે સારૂં ને નરતું, ભસે તેની પાછળ ચોમેર ફરતું;
કોયની કિંમત તે નથી કરતું, સુજનમાં૦ ૧
અર્ક ઘૂડ આગળ કોય વખાણે, તરત તે જૂઠું કહે તે ટાણે;
અધમ નર સુજનમાં દૂષણ આણે, સુજનમાં૦ ૨
કોકિલાને કાગ કહે સહુ એવી, નથી એની વાણી અમારા જેવી;
સુજનને દુષ્ટની રીતિ તેવી, સુજનમાં૦ ૩
વનસ્પતિ ખીલે વૃષા ઋતુ પેખી, જવાસો જાય બળી તે દેખી;
એવી હોય દુષ્ટની જાતિ અદેખી, સુજનમાં૦ ૪
અધમનાં લક્ષણ સઘળાં એવાં, મુષક ને સર્પ વીંછીના જેવાં;
છોટમ કહે એ થકી કહીએ કેવાં, સુજનમાં૦ ૫

# રત્ન ૭૩ મું

## નીચ માણસોથી હમેશાં નીચ કામોજ થાય.

એક ગામમાં એક વાણિયો રહેતો હતો. તે બહુજ લોભી હતો. ગમે તે ઉપાયથી પૈસા કમાવાને તે પ્રયત્ન કરતો અને પછી પૈસા કમાઇને તિજોરીમાં મૂકતો અને આંતરે આંતરે આનંદથી તે ગણતો અને પાછા મૂકતો. તેના આવા લોભથી તે લોભીદાસ નામથીજ પ્રખ્યાત હતો. તે લોભીદાસને કોઇની સાથે મિત્રતા હતી નહિ, પણ તે ગામમાં એક બીજો અદેખો માણસ હતો અને તેનો ધંધો બીજાની અદેખાઈજ કરવાનો હતો. તે અદેખો બધા ગામની અદેખાઈ કરે તે પેલા લોભીદાસને બહુજ ગમે, તેથી ધીરે ધીરે તેને તેની સાથે ભાઈબંધી થઈ. થોડા મહિના પછી જ્યારે પેલા અદેખાને ખબર પડી કે લોભીદાસ તો ખરેખરો લોભીજ છે, ત્યારે તે અદેખો તેની પણ અદેખાઇ મનમાં કરવા લાગ્યો. ઉપરથી બન્ને મિત્રતા રાખતા પણ અંદરથી તો એકબીજાનું કાસળ કાઢવાને મથતા. પછી એક દિવસ બન્ને જણા સાથે બેઠા હતા ત્યાં એક બ્રાહ્મણ આવ્યો. તેણે તેમને કહ્યું કે, "હું તમને એક મંત્ર આપું, તે મંત્રથી જો તમે મહાદેવની પૂજા કરો, તો તમારૂં ધારેલું કામ સફળ થાય." લોભીદાસે મનમાં વિચાર કર્યો કે, "આ તાકડો ઠીક છે, મને જો મહાદેવ પ્રસન્ન થાય, તો હું અદેખાને બરાબર ટિપાવું." વળી પેલા અદેખે મનમાં વિચાર કર્યો કે, "મહાદેવ મારા પર પ્રસન્ન થાય તો હું લોભિયાનો લોભ તોડી નાખું." આવા વિચારથી બન્ને જણાએ તે મંત્ર લીધો અને વિધિ પ્રમાણે મહાદેવની પૂજા કરવા મંડ્યા. બરાબર બે મહિને બન્ને પર મહાદેવજી પ્રસન્ન થયા અને કહ્યું કે, "તમારે શી ઇચ્છા છે?" ત્યારે બન્ને જણાએ કહ્યું કે, "અમને એક એક વરદાન આપો" ત્યારે મહાદેવે કહ્યું: "એમ તો નહિ થાય, પણ તમારા બેમાંથી એક જણ માગી લો અને એક જણ માગશે

એનાથી બમણું બીજાને મળશે; માટે તમારા બેમાંથી એક જણ ભલે માગે. લોભિયાએ વિચાર કર્યો કે, જો હું પહેલો માગીશ તો આ અદેખાને મારા કરતાં બમણા પૈસા મળશે, માટે એજ ભલે પહેલો માગે." આવી રીતે લોભને વશ થવાથી તેણે અદેખાને કહ્યું કે, "તું પહેલો માગ." હવે અદેખાએ વિચાર કર્યો કે આ લોભીદાસ મને છેતરવા માગે છે, પણ હું તેને પણ ખબર પાડું ત્યારેજ ખરો. પછી થોડી વાર વિચાર કરીને કહ્યું કે, "હે મહાદેવજી! આ મારી બે આંખમાંથી ગમે તે એક આંખ લઇ લો." મહાદેવજીએ કહ્યું કે, "ભાઈ! તું ભૂલતો હોઈશ; જોઈ વિચારીને માગ." ત્યારે તેણે કહ્યું: "ના ના; મહારાજ! મારે તો મારી આંખજ આપી દેવી છે." આથી મહાદેવજીએ તેના વચન પ્રમાણે તેની આંખ કાઢી લીધી, ત્યારે તે પ્રસન્નતાથી બોલ્યો કે, "મહારાજ! તમારા વચન પ્રમાણે હવે પેલા લોભિયાની બન્ને આંખ કાઢી લો." આથી મહાદેવજીને તે લોભિયાની બન્ને આંખો કાઢી લેવી પડી.

ભાઇઓ અને બહેનો! દુનિયામાં નીચ માણસો હમેશાં પોતાની નીચતાજ બતાવે છે અને બીજાઓને સતાવવા અને દુઃખી કરવાને પોતે પણ દુઃખ સહન કરે છે. પ્રભુ આપણને આવા માણસોથી બચાવો! અમને આવા માણસોનો સંગ ન થાય તેમ કરો.

પદ—રાગ કેદારો

નહિ કરૂં, નહિ કરૂં, નહિ કરૂં, દુરિજનિયાંની સંગત નહિ કરૂં.
વસ્તીમાં વસવાનો નહિ જોગ આવે,
તો જંગલમાં ફરતો ફરૂં. દુરિજનિયાં૦ ૧
શબ્દ સુણે આવે શ્રવણમાં ચસકા,
તો ભાળી ભાળી નેણે જળ ભરૂં. દુરિજનિયાં૦ ૨
પાસે બેઠા થકી ત્રાસ પડે છે,
તો અડવાથી ઉલટી મરૂં. દુરિજનિયાં૦ ૩
સમરણ તાર તોડાવે છે સહેજે,

તો ધીરજ કેમ કરી ધરૂં. દુરિજનિયાં૦ ૪
વાટે ને ઘાટે જતાં નિત્ય વળગે,
તો જંગલનું જાણે ઝાંખરૂં. દુરિજનિયાં૦ ૫
શૂળીનું દુઃખ હજી કાંક સારૂં,
તો દુરિજનથી હું તો બહુ ડરૂં. દુરિજનિયાં૦ ૬
દુરિજનથી ઋષિરાજને દાવો,
તો પાપીનું મુખ થજો પરૂં. દુરિજનિયાં૦ ૭

## રત્ન ૭૪ મું

**મનુષ્યની સેવા બેત્રણ મહિના કરી હોય તો તે પ્રસન્ન થાય છે, ત્યારે બેત્રણ મહિના પ્રભુની સેવા કરી હોય તો તે કેમ પ્રસન્ન ન થાય?**



આપણામાંજ વિશ્વાસ નથી, આપણામાંજ શ્રદ્ધા નથી, આપણામાંજ પ્રેમ નથી, આપણામાંજ ભક્તિ નથી, આપણામાંજ દૃઢતા નથી; એટલેજ પ્રભુ પ્રસન્ન થતા નથી. સાધારણ નોકરી મેળવવા માટે આપણે અમુક ખાતાના ઉપરીની જેટલી સેવા કરીએ છીએ, તેટલીજ સેવા જો પ્રભુની કરીએ તો જરૂર પ્રભુ આપણા ઉપર પ્રસન્ન થયા વિના રહેજ નહિ. સાધારણ માણસ ઉપર આપણને જેટલી શ્રદ્ધા અને જેટલો વિશ્વાસ છે એટલો આપણને પ્રભુ ઉપર નથી; એટલેજ પ્રભુ પ્રસન્ન થતા નથી. આપણે જો શ્રદ્ધાથી અને દૃઢતાથી તેની સેવા કરીએ તો તે પ્રસન્ન થયા વિના રહેજ નહિ.

અમદાવાદમાં સને ૧૮૮૯ માં થોમ્સન નામે કલેકટર હતો. તે બિચારો બહુજ ભોળો અને ભલો હતો. તેને કામની પૂરી માહિતી નહોતી; તે તો માત્ર સહીજ કરી જાણતો હતો. જે પ્રમાણે તેનો હેડકલાર્ક કહે, તે પ્રમાણે તે બધું કરતો હતો. તેના વખતમાં એક મોટી દાણચોરી પકડાઇ. ચોરીનો

માલ ભદ્રને દરવાજેથી પસાર થયો હતો, એટલે ભદ્રના દરવાજાવાળા બધાય સિપાઇ તથા કલાર્કને બરતરફ કરવાના હતા. આવો સારો લાગ જોઇને હેડકલાર્કે પોતાનો એક દુશ્મન પટાવાળો કે જે કાળુપુરને દરવાજે હતો, તેનું નામ પણ પેલા બધા નામની અંદર મૂકી દીધું. તેનું કારણ એ હતું કે, તે પટાવાળો સરકારનીજ પ્રમાણિકપણે નોકરી કરતો, પણ હેડક્લાર્કના ઘરનું કામકાજ બિલકુલ કરતો નહોતો, આથી હેડક્લાર્કે તેનું નામ પણ સામેલ કર્યું અને કલેકટરની સહી કરાવી લીધી. ગુનાવાળાઓને રજા અપાઇ, તેથી તેઓને તો કાંઇ બહુ લાગ્યું નહિ; પણ પેલા નિરપરાધી પટાવાળાને બહુજ દુઃખ થયું. પણ કરે શું! રજા મળ્યા પછી બીજે દિવસે તે કલેક્ટરને બંગલે ગયો અને સલામ કરી વિનતિ કરી કે, "હું નિરપરાધી માર્યો જાઉં છું; મારી વાત આપ હજૂર જરા સાંભળો તો ઠીક." કલેક્ટરે કહ્યુંઃ "જો હુવા હૈ ઉસમેં હમ કુછ નહિ કર સકતા, તુમ જાવ." વળી પેલો પટાવાળો સાંજે આવ્યો અને સલામ કરીને ગયો. એમ દરરોજ સવારે ને સાંજે સલામ કરીને જાય. સાત આઠ દહાડા થયા એટલે કલેક્ટર ચિડાયો અને કહ્યું કે, "તુમ ગધ્ધા જેસા હો, તુમ હીયાં મત આવ, ચલા જાવ." વળી બીજે દિવસથી તે બંગલાની બહાર આવીને ઊભો રહેતો અને સવારસાંજ સલામ કરતો. એક દિવસે કલેકટરે ગાડી ઊભી રાખી અને તેને બોલાવીને કહ્યું કે, "હમ તુમારે લિયે કુછ કર નહિ સકતા, તુમ ઈધર મત આવ." પટાવાળાએ કહ્યું કે, "હું કાંઇ તમારી પાસેથી માંગતો નથી. હું તો ફક્ત આપને સલામ ભરવા આવું છું." વળી તે દરરોજ સવારે ને સાંજે સલામ કરવા આવતો. એમ કરતાં કરતાં બે મહિના થઈ ગયા, તોપણ તે થાક્યો નહિ. એક દિવસે કલેક્ટર પોતાની મડમને ગાડીમાં લઇને ખુશમિજાજમાં જતો હતો અને પેલે પટાવાળે હરરોજની માફક સલામ કરી એટલે મડમે કલેકટરને કહ્યું કે, "હવે એનું કાંઇ કરો તો ઠીક."

આ સાંભળીને ક્લેક્ટરે ગાડી ઊભી રાખીને તેને કહ્યું કે, "તુમ કલ બંગલા પર આવ." બીજે દિવસે તે બંગલે ગયો અને પોતાની બધી હકીકત કહી સંભળાવી. કલેક્ટરે હેડકલાર્કને બોલાવ્યો. આ વખતે સદ્ભાગ્યે પેલો હેડક્લાર્ક કે જેણે પટાવાળાને કઢાવી મુકાવ્યો હતો, તે રજા ઉપર હતો. આથી કામ ચલાઉ હેડક્લાર્ક કે જે આ બાબતથી વાકેફ હતો અને બહુ દયાળુ હતો તે ત્યાં આવ્યો અને પેલા પટાવાળાને જોઇને તે પણ મનમાં બધું સમજી ગયો; એટલે તેણે પણ કલેક્ટરને કહ્યું કે, "આ ગરીબ માણસ નાહકનો ભૂલથી કુટાઇ ગયો છે; માટે એને પાછો નોકરીમાં દાખલ કરો તો સારૂં." ક્લેક્ટરે તેનો કપાયલો પગાર અપાવ્યો તથા બે રૂપિયા વધારીને પટાવાળામાંથી જમાદારની જગ્યા અપાવી.

ભાઈઓ અને બહેનો ! બે ત્રણ મહિમાની સેવાથી આવો ક્રોધી ક્લેક્ટર પણ પણ પ્રસન્ન થયો, ત્યારે દીનનો દયાળ, અનાથોનો નાથ, પતિતોને પાવન કરનાર, ગરીબનો બેલી, અશરણનો શરણ, કોટી બ્રહ્માંડોનો નાથ, પ્રભુ શું તેની સેવા કરનાર ઉપર પ્રસન્ન નહિ થાય ? ના, ના; તે તો તૈયારજ છે; પણ આપણેજ તેને પ્રસન્ન કરવાને, રાજી કરવાને, તેનું દિલડું જીતવાને પ્રયત્નજ ક્યાં કરીએ છીએ ? જેઓએ મહેનત કરી છે, પ્રયત્ન કર્યો છે, તેઓએ તેને પ્રાપ્ત પણ કર્યો છે; માટે તેને પ્રસન્ન કરવાની ઇચ્છા હોય તો તેની સેવા કરો, તેની સેવા કરો.

### ભજન

વહાલો પ્રેમને વશ થયા રાજી રે,
એમાં શું કરે પંડિત ને કાજી રે. વહાલો૦
કરમાબાઇનો આરોગ્યો ખીચડો, ને વિદૂરની ખાધી ભાજી;
જૂઠાં બોર શવરીનાં ખાધાં,
વહાલે છપ્પનભોગ મેલ્યા ત્યાગીરે. વહાલો૦
વિદૂરને ઘેર શ્રીકૃષ્ણ પધાર્યા, ને કેળાં આણ્યાં'તાં માગી;

ગર્ભ કાઢી ને છાલ ખવરાવી,
વહાલે તોયે ન જોયું જાગી રે. વહાલો૦
ગુણકા હતી તે પોપટને પઢાવતી, ને તેમાંથી લેહ લાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા,
એની સંસારની ભ્રમણા ભાંગી રે. વહાલો૦
ભક્તની લોક નિંદા કરે, ને જગત થયું છે બહુ પાજી;
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી,
માથે ગિરધર રહ્યો છે ગાજી રે. વહાલો૦

## રત્ન ૭૫ મું

### જુદાં જુદાં ચિહ્નન તથા નિયમ ધારણ કરનારા માણસોએ પણ ભ્રાતૃભાવ રાખવો જોઇએ.



એક મોટા રાજ્યમાં ઘણાં જુદાં જુદાં ખાતાઓ હોય છે:—જેમકે હજૂર ખાતું, દફતરી ખાતું, તિજોરી ખાતું, રેવન્યુ ખાતું, ન્યાય ખાતું, પોલીસ ખાતું, કેળવણી ખાતું, મ્યુનિસિપલ ખાતું, આબકારી ખાતું, કસ્ટમ ખાતું, લેન્સર્સ ખાતું, બેન્ડખાતું વગેરે. બીજાં નાનાં મોટાં ઘણાં ખાતાં હોય છે. આમ હોવાથી જુદાં જુદાં ખાતાંવાળાના પટાવાળાઓ અને સિપાઇઓ ઓળખાઇ આવે, માટે તેઓને જુદી જુદી જાતનાં ચિહ્નનો, જુદી જુદી જાતની પાઘડીઓ કે ટોપીઓ અને જુદી જુદી જાતનાં અને રંગનાં લૂગડાંઓ પહેરાવે છે. કોઇને ખાખી પાટલૂન, ખાખી કોટ ને ખાખી પાઘડી; તો બીજાને કાળો કોટ, કાળુ પાટલૂન અને કાળી પાઘડી; તો ત્રીજાને વળી ધોળો ચોરણો, કાળો લાંબો કોટ અને માથે રાતી પાઘડી; વળી ચોથાને કાળાં પાટલૂન, રાતા કોટ અને ધોળી પાઘડી, એમ કોઇને લાલ અને પીળા તો કોઇને ગુલાબી ને કિરમજી, વળી કોઈને તપખીરિયા તો વળી કોઇને રાખોડિયા; એમ જુદા જુદા રંગનાં લૂગડાંઓ પહેરાવે છે, કે જેથી તેઓ

ઝટ ઓળખાઇ આવે. વળી કોઇ પટા ગળામાં રાખતા તો કોઈ કેડે બાંધતા, વળી કોઇ છાતીએ લટકાવતા તો કોઇને વળી પાઘડીમાં રાખવા પડતા; વળી કોઇના હાથમાં લાકડી તો કોઈના હાથમાં દંડા, કોઇના હાથમાં ચાબુક અને કોઇના હાથમાં મોટા ધોકા, કોઈના હાથમાં ભાલા તો કોઇના હાથમાં બંદૂકો, એમ જુદાં જુદાં ચિહ્નો ધારણ કરાવાતાં. આમ છતાં જ્યારે એક ખાતાવાળો નોકર બીજા ખાતાંઓના ઉપરી અમલદારો પાસે જાય કે હેડક્લાર્કો પાસે જાય ત્યારે તેને અદબથી સલામ કરતો અને પોતાનું જે કામ હોય તે કરીને પોતાના જેવાજ નોકરો પાસે બેસતો. તેઓ એકબીજાના ખાતાની વાતચીત કરતા અને ખબરઅંતર પૂછતા. તેઓ શું અંદર અંદર વઢવાડ કરતા કે બીજા ખાતાના ઉપરી અમલદારોની સામે પણ ન જોતા ? જુદાં જુદાં ચિહ્નો અને લૂગડાં છતાં પણ આવા અભણ લોકો એકબીજામાં કલહ નથી કરતા, ત્યારે મોટા વિદ્વાનો અને પંડિતો બહારની ક્રિયાઓ અને ચિહ્નોના તફાવતને લીધે લડી મરે છે એ કેવું ખોટું ? હાલમાં તો જુદા જુદા પંથવાળાઓ પોતપોતાનો પંથ સાચો કરવાને અન્ય પંથોની ખોદણી કરે છે અને પંથોના નિયમોનું ખંડન કરે છે અને નજીવી બાબતમાં લડી મરે છે.

અરે, એકજ મહાન પ્રભુના પુત્રો ! બહારનાં ચિહ્નો કે જુદાં જુદાં લૂગડાં પહેરવાથી એકજ રાજાના નોકરો કાંઇ કલેશ કે વઢવાડ કરતા નથી; કારણકે તેઓ જાણે છે કે, આ ચિહ્નો અને લુગડાં એ તો માત્ર બહારના દેખાવનાંજ છે, ખરેખર તો તો તેઓ સર્વે એકજ રાજાના નોકરો છે; તેવીજ રીતે આપણા સર્વનાં બહારનાં ચિહ્નોમાં ગમે તેટલો ફેર હોય, બહારની ક્રિયાઓમાં ગમે તેટલો તફાવત હોય, પણ આપણે સર્વે એકજ પ્રભુના પુત્રો છીએ, માટે અંદર અંદર ક્લેશ અને કંકાસ નહિ કરતાં હળી મળીને રહેવું જોઇએ અને બધાની સાથે ભાઇભાંડુની પેઠે વર્તવું જોઇએ.

**ભજન**

બધે બધાં મારા બાપજીનાં બાલુડાં જો,
બંધુ જાણ્યા લાગે ન કેમ વ્હાલુડાં જો.
ઊંચ નીચ જે જણાય તે તો અંગ છે જો,
દીસે સર્વે સમાન થતાં ભંગ છે જો.
નાનાં મોટાં શેનાં એક નથી આજનાં જો,
અનાદિથી બાળક જગરાજનાં જો.
પોતાનું ન લાવ્યા ના કોઇ લઇ જશે જો,
સહુ સરખાં એકલાં હતાં ને થશે જો.
જાણી ચૂકયાં માલિકનોજ માલ છે જો,
ન્યાલ થઇશ અનુ રાખીશ જો ખ્યાલ એ જો.

## રત્ન ૭૬ મું

### ઘણાકોને હરિરસમાં કેમ મજા નથી આવતી?



એક માણસ આંખે આંધળો હતો. તે બિચારાને પૂર્વના કોઇ ખરાબ કર્મસંયોગે ક્ષયરોગ લાગુ પડ્યો. તે પૈસાદાર હતો, એટલે તેનાં સગાંસંબંધીઓએ ઘણા ઘણા ડોકટરો, હકીમો અને વૈદ્યોની દવા કરી, પણ કાંઇ કારી લાગી નહિ. ઘણાં ઘણાં મંત્ર, જંત્ર અને તંત્ર કરાવ્યાં, પણ તેથી કાંઇ સારૂં થયું નહિ. ઘણા જપ કરાવ્યા, હોમ કરાવ્યા, દાન કરાવ્યાં, તોપણ જરા પણ સુવાણ થઈ નહિ. દિવસે દિવસે તેનું શરીર સુકાવા માંડયું અને માત્ર હાડકાં અને ચામડીજ બાકી રહ્યાં. તેની આવી સ્થિતિ જોઇને તેનાં સર્વ સગાંવહાલાંએ એવો નિશ્ચય કર્યો કે, હવે કોઈની દવા કરાવવીજ નહિ. હવે તો તે જે માગે તે ખાવાનું આપવું. તેથી તેને પૂછ્યું કે, "ભાઈ! તારે કાંઇ ખાવાની ઇચ્છા છે?" તેણે કહ્યું કે, "હા, હું તો હવે ચરી પાળી પાળીને થાકી ગયો છું, માટે મને કાંઈ મેવો કે મીઠાઇ આપો તો

તમારો પાડ." આથી તેઓએ તેને સક્કરજન, દાડમ, દ્રાક્ષ, અંજીર, ચીકુ વગેરે ફળ આપ્યાં; પણ તેને તો જરાયે સ્વાદ આવ્યોજ નહિ. તે આંધળો હતો તેથી જોઈ શકતો નહોતો અને જીભે તેને કાંઇ સ્વાદ આવતો નહોતો; એટલે તે કહેતો કે, "તમે મને આ શું ખવડાવો છો ? આમાં તો મને કાંઇ પણ સ્વાદજ નથી આવતો." પછી તેઓએ તેને બરફી, પેંડા, લાડુ, જલેબી, શીરો, દૂધપાક વગેરે મીઠાઇ આપી; પણ તેનો સ્વાદ પણ તેને બિલકુલ લાગ્યો નહિ. બધાએ તેને પૂછયું કે, "ભાઇ ! આમાં તો સ્વાદ આવે છે ને ?" તેણે કહ્યું: "ના, બાપુ ! ના, આ તો કૂચા ચાવતા હોઇએ તેવું લાગે છે. મને કાંઈ ખબર પડતી નથી." તેના બધા સગાં મૂંઝાવા લાગ્યાં કે, હવે શું કરવું ? જો આ એમ ને એમ મરી જશે, તો તેની વાસના ખાવામાં રહી જશે. પછી એક ઘરડા માણસે કહ્યું કે, "ભાઇ ! હમણાં એક નવા વૈદ આવ્યા છે તેમને બોલાવો, તે કાંઈક રસ્તો સુઝાડશે." પછી વૈદને બોલાવ્યા. વૈદે આવીને બધી હકીકત સાંભળી અને પછી તેની જીભ જોઇને કહ્યું કે, "આના મોંમાં અમી નથી; એટલે એને સ્વાદ નથી આવતો." પછી તેણે એક દવા કાઢીને ચોપડી અને પછી ફળ અને મીઠાઈ ખાવા આપ્યાં, તો તેને બહુજ આનંદ થયો; કારણકે હવે તેને તેમાં સ્વાદ આવવા લાગ્યો. આવીજ રીતે ભાઇઓ અને બહેનો ! પ્રભુની મૂર્તિનાં જેણે કોઈ વાર દર્શન કર્યાં નથી, પ્રભુની મંગળમય મૂર્તિ જેણે કોઇ વાર નીરખી નથી, એવા ઘણા આંધળાઓ જગતમાં છે અને વળી એવા આંધળાઓના મોંમાં જ્યારે પ્રભુના નામરૂપી અમી ન હોય, ત્યારે તેને પ્રભુના કીર્તનમાં, પ્રભુની ભક્તિમાં, પ્રભુના મંગળમય નામમાં, પ્રભુની લીલામાં, પ્રભુની કથામાં અને પ્રભુના ભક્તોમાં કેમજ સ્વાદ આવે ? એને એ બધું તો લૂખુંજ લાગે. પેલા દર્દીને જેમ ઊંચી જાતના મેવા અને મીઠાઈમાં સ્વાદ લાગતોજ નહોતો, તેમ નાસ્તિક લોકોને પ્રભુના ભજનકીર્તનમાં અને કથામાં સ્વાદ

લાગતો નથી. પેલા દરદીને જેમ સારો વૈદ મળ્યો, તેમ જ્યારે તેને કોઇ સદ્‌ગુરુ મળી જાય અને તેના અંતઃકરણમાં પ્રેમ અને શ્રદ્ધા લગાડે ત્યારે તેને હરિરસમાં મજા આવે; તોજ તેને પ્રભુના ગુણ ગાવામાં મજા આવે. આમ હોવાથીજ માત્ર કેટલાક ભાગ્યશાળીઓનેજ પ્રભુના નામમાં અને પ્રભુના કામમાં મજા આવે છે.

ભજન

કોઇ પ્રેમ સનેહી, પ્રેમ અમીરસ ભોગી,
બીજા શું જાણે વિમુખ, વિજોગી રે. ટેક
પ્રેમપંથ અદ્‌ભુત અજરાયલ, મહામુક્ત જન મહાલે;
અંતરનું સુખ મુખે ન આવે, સાકર ખાધી જેમ કાલે રે. કોઇ૦
રોમરોમ આનંદ ઉજાગર, હરિ શું તાર ન તૂટે;
મહારસ માંહે મગ્ન રહે તો, ત્રિવિધ કર્મગ્રંથી છૂટે રે. કોઇ૦
જપતપ જોગ કરે કોણ તેને, એવો લક્ષ્ય જો આવે;
ત્રણ લોક સુખ તૃણવત્ દેખે, અવધ ઉપાસના ન ભાવે રે. કોઇ૦
એવા જનના ઉરનો આશય, એવા હોય તે જાણે;
શુક નારદ ને શંકર સરખા, અહોનિશ એ સુખ માણે રે. કોઇ૦
અખિલ લોક કર્તા પ્રભુજીને, પ્રેમપુષ્પથી પૂજે;
જન છોટમ તેના ઘટ માંહે, ભુવન ચતુર્દશ સૂજે. કોઇ૦



# રત્ન ૭૭ મું

## સારા માણસની સંગતથી થતો ફાયદો



એક ગામમાં એક મોટો વેપારી હતો. તેની પાસે લગભગ પાંચ છ લાખની મૂડી હતી. પચાસ વર્ષનો થયો, ત્યારે તેને એક દીકરો થયો. ઘડપણમાં એકનો એક દીકરો એટલે તે તેને ખૂબ લાડ લડાવવા લાગ્યો. છોકરો જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ બહુજ મસ્તીખોર અને ખરાબ થતો ગયો. તેનામાં બધાંય લક્ષણ ખરાબ હતાં અને ખાસ કરીને તેને જુગારની ટેવ બહુ હતી. પછી જ્યારે ડોસો મરવા સૂતો, ત્યારે તેણે તેને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, "દીકરા! હું કહું તેમ કરીશ? જો, હવે હું મરવા સૂતો છું; માટે મારું કહેવું માને તો મારો જીવ સદ્‌ગતિને પામે." છોકરાએ કહ્યું: "બાપા! મારાથી પળાય એવું હશે તો પાળીશ. પહેલાં તમે કહો, પછી તે સાંભળીને હું હા કે ના કહું." ડોસાએ કહ્યું: "દીકરા! એક તો દરરોજ તારે મીઠું કરીને ખાવું, આઠ આઠ દહાડે નવાં લૂગડાં પહેરવાં અને હજામત કરાવવી, ત્રીજું છ છ મહિને બૈરી કરવી અને ચોથું આપણા ગામના નગરશેઠ છે એમનું મોઢું જોઇનેજ ખાવું." છોકરાએ કહ્યું કે, "બાપા! તમારા કહેવા પ્રમાણે હું વર્તીશ. મેં તો જાણ્યું કે તમે કાંઇ બીડી, પાન, તમાકુ કે જુગારની ના પાડશો, પણ આ તો બહુ સહેલું છે; માટે હું તમારા સોગન ખાઉં છું કે, હું તમારા કહેવા પ્રમાણે વર્તીશ." પછી ડોસો મરી ગયો અને બધી ક્રિયા કરીને સૌ પાછા આવ્યા; એટલે છોકરાએ લાપસી કરાવી. બધાએ કહ્યું કે, "ભાઈ! આજે ગળપણ ન ખવાય," ત્યારે તેણે કહ્યું કે, "મારા બાપાએ કહ્યું છે કે દરરોજ મીઠું કરીને ખાવું, માટે હું તો મીઠું કરીનેજ દર-

રોજ ખાવાનો." આવી રીતે તે દરરોજ કાંઇ નવી નવી મીઠાઇ કરાવતો. આઠ આઠ દહાડે નવાં નવાં લુગડાં સિવડાવતો અને છ મહિના થાય એટલે હજારો રૂપિયાનો ખર્ચ કરીને નવી બૈરી પરણતો અને ગામમાં ફરવા જાય એટલે નગરશેઠનું મોં જોઈ લેતો. એમ કરતાં કરતાં આઠ મહિના ગયા ત્યાં તો ચાર લાખ રૂપિયાને માથે પાણી ફેરવ્યું. એક દિવસે નગરશેઠને તાવ આવ્યો; એટલે તે પોતાની દુકાને ન આવી શક્યા, તેથી પેલો છોકરો બહુ મૂંઝાયો; કારણકે તેનું મોં જોયા વિના જમાયજ નહિ. સાંજ સુધી તો તે ભૂખ્યો રહ્યો, પણ પછી ન રહેવાયું, એટલે તે નગરશેઠને ઘેર ગયો. ત્યાં જઈ ખબર કાઢી તો જણાયું કે શેઠને બહુ તાવ આવ્યો છે; એટલે અંદર ઓરડામાં સૂતા છે. પછી તે અંદર ગયો અને છેટેથી મોઢું જોઇને પાછો ફરવા જતો હતો, એટલે શેઠે બૂમ પાડીને બોલાવ્યો અને પૂછ્યું કે, "ભાઈ! તું આજ અહીં ક્યાંથી? મારૂં કંઇ કામ છે?" ત્યારે છોકરાએ પોતાના બાપને જે ચાર વચન આપ્યાં હતાં તે કહી બતાવ્યાં અને પોતે શું શું કરતો તે પણ કહી સંભળાવ્યું. આ સાંભળીને ડાહ્યો નગરશેઠ ચેતી ગયો કે, મારૂં મોઢું જોવાની આને ભલામણ કરી છે, એટલે તે આનો હાથ મનેજ સોંપતો ગયો છે, માટે ગમે તેમ કરીને એને સુધારવો જોઇએ. પેલા છોકરાને રજા આપીને પોતાને જરા સારૂં થયું એટલે તે ગામના રાજા પાસે ગયો અને પેલા વેપારી અને તેના છોકરાની બધી વાત કહી સંભળાવીને કહ્યું કે, "આપ એને બાંધી મંગાવો અને બે દિવસ ભૂખ્યો રાખજો. ત્યારબાદ સારી ચાલના જામીન માગજો; એટલે હું જામીન થઈ તેને છોડાવીશ." એમ કહીને શેઠ ગયા.

પછી રાજાએ સિપાઇઓ મોકલી તે છોકરાને પકડી મંગાવ્યો અને તેને અંધારી કોટડીમાં ભૂખ્યો રાખ્યો. પછી નગરશેઠ ત્યાં આવ્યા અને જામીન થઇ તેને છોડાવી પોતાને ઘેર લઇ ગયા. નાહીધોઇ બન્ને સાથે જમવા બેઠા. જમવામાં

બે દિવસનાં જાડાં ઢેબરાં અને માત્ર અથાણુંજ હતું, પણ પેલો છોકરો ભૂખ્યો હતો, તેથી ટાઢાં ઢેબરાં પણ ઉડાવી ગયો. જમ્યા પછી શેઠે પૂછ્યું કે, "આજનું ખાવાનું કેવું લાગ્યું?" ત્યારે તેણે કહ્યું કે, "બહુજ મીઠું." શેઠે કહ્યું: "તારા બાપ તને દરરોજ મીઠું કરીને ખાવાનું કહી ગયા હતા એનો અર્થ એમ નહિ કે દરરોજ મીઠાઇ ખાવી, પણ ભૂખ લાગી હોય તોજ ખાવું; કારણકે ભૂખ લાગી હોય તોજ ખાવાનું મીઠું લાગે છે. બીજું આઠ આઠ દહાડે નવાં લૂગડાં પહેરવાં, એટલે એમ નહિ કે નવાં સિવડાવવાં, પણ નવાં ધોયેલાં પહેરવાં; ને છ છ મહિને બૈરી કરવી એટલે છ છ મહિને બૈરીને નવાં લૂગડાં અપાવવાં. મૂર્ખા! તું કરતો હતો એમજ જો કર્યા કરીશ, તો તારા બાપની પૂંજી થોડી રહી છે તે પણ ઊડી જશે અને ભીખ માગવી પડશે; માટે હવે તું સમજુ થા અને તારા બાપની જે આબરૂ હતી તેને દુકાને બેસી ખૂબ વધાર. જો હવે કાંઇ ઉપ્રાંદવેડા કર્યા છે, તો રાજા છોડશે નહિ." આ વાત સાંભળીને છોકરો ખૂબ રડ્યો અને પોતાની ભૂલ માટે પસ્તાવો કરવા લાગ્યો. પછીથી તે દરરોજ નગરશેઠ પાસે આવતો અને તેમની શિખામણ પ્રમાણે વર્તતો. આથી તેની પાસે તેના બાપના કરતાં પણ બમણો પૈસો થયો અને આનંદથી રહેવા લાગ્યો.

ભાઇઓ અને બહેનો! આ બધું માત્ર એક ઘડીના સંગનુંજ ફળ છે. તે છોકરો એટલો બધો બગડ્યો હતો, પણ એક ઘડીના સત્સંગથી કેટલો બધો સુધરી ગયો! સત્સંગના ફળનો મહિમા એવોજ છે, માટે હમેશાં સત્સંગ કરો, સત્સંગ કરો.

૫૬

માનવનું સુધરે મન, જો સત્સંગ મળે;
જાણીને કરજો જતન, તનના તાપ ટળે. ટેક
તાપ ટળે ને પાપ બળે છે, લહે ધર્મનો મર્મ રે;
વિદ્યા વિનય વિવેક વધારે, કરતાં ઉત્તમ કર્મ. જો સત્૦

પારસનો ગુણ કહે છે પ્રાણી, લોહનું કંચન થાય રે;
તે તો સારા જનની સંગે, પશુબુદ્ધિ પલટાય. જો સત્૦
કામધેનુ કોઇ જુગમાં કેવી, પૂરણ કરતી કામ રે;
દેવગાય એ દુનિયામાંહે, ગુરુ વિદ્યાનું નામ. જો સત્૦
કલ્પવૃક્ષ ચિંતામણિ કહિયે, આગળ હૂતાં એહ રે;
એવા ગુણ છે ગુરુવિદ્યામાં, તમે સમજજો તેહ. જો સત્૦
બાવન અક્ષર *બાવનાચંદન, નહિ બીજું નિર્ધાર રે;
અક્ષર પ્રભુ સર્વેની આદ્યે, તે જાણો ૐકાર. જો સત્૦
આંખો છે બે અંતઃકરણને, વિદ્યા અને વિવેક રે;
વચનપ્રકાશ વડે જો ઉઘડે, ઉપજે સૂઝ અનેક. જો સત્૦
કાગતણાં કુકર્મ તજાવે, હંસ તણો ગુણ હોય રે;
સર્વ સાર પયપાન કરી લે, તુચ્છ તજે જ્યમ તોય. જો સત્૦
શીલવંત સત્કર્મ આચરે, સ્વર્ગતણાં તે વાસી રે;
એવા નરની સેવા સારૂ, કરીએ તીરથ કાશી. જો સત્૦
સારાં લક્ષણ જેમાં સઘળાં, તે સાધુ કહેવાય રે;
એવા નરને બહાને બીજા, ઢોંગી ધૂતી ખાય. જો સત્૦
પામરને નવ હોય પરીક્ષા, છળથી તે છેતરાય રે;
અંધો અંધતણો કર ઝાલે, તે બન્ને અથડાય. જો સત્૦
પેટકાજ પાખંડી સઘળા, લે સાધુનો વેશ રે;
કાગ કોકિલા સરખા રંગે, લક્ષણ ન મળે લેશ. જો સત્૦
પ્રથમ પરીક્ષા પ્રીતે કરીએ, વળતી કરીએ સંગ રે;
કહે છોટમ સજ્જનને મળીએ, ઉલટ આણી અંગ. જો સત્૦



* એક ઊંચા પ્રકારની સુખડ.

## રત્ન ૭૮ મું

### રાજાને શરણે જવાથી માફી મળે છે, ત્યારે પ્રભુને શરણે જવાથી માફી કેમ નહિ મળે ?



દિલ્હીમાં રાજા પૃથ્વીરાજ રાજ્ય કરતો હતો ત્યારે લગભગ તેના તાબામાં આખું હિંદુસ્તાન હતું. આખા રાજ્યના જુદા જુદા ભાગ કરીને તેણે જુદા જુદા માણસોને સૂબા તરીકે મોકલ્યા હતા. એવામાં બંગાળાનો સૂબો મરી ગયો, ત્યારે ત્યાં આગળ તેણે પોતાના છોકરાને મોકલ્યો અને મોકલતી વખતે શિખામણ આપી કે, "હે પુત્ર! તું ત્યાં નીતિથી અને પ્રમાણિકપણે રાજ્ય કરજે, લોકોપયોગી કામો કરીને અને તેઓના ઉપર દયા બતાવીને, તેઓની પ્રીતિ સંપાદન કરજે; ટૂંકામાં પરમેશ્વરને માથે રાખીને દરેક કાર્ય કરજે. તું થોડો વખત રાજ્ય કરીશ; એટલે પછી હું તને અહીંયાં બોલાવીને તારો રાજ્યાભિષેક કરીશ." આમ કહીને તેને બંગાળામાં મોકલ્યો; પણ બંગાળામાં તે એક વર્ષ રહ્યો એટલામાં તે લોકો ઉપર જુલમ કરીને પૈસા ભેગા કરવા લાગ્યો. તે લાંચ લઇને ન્યાય આપતો, અનીતિથી વર્તતો અને આખો દિવસ પાપાચરણજ કરતો હતો. તેની આવી વર્તણુંક જોઇને લોકોએ પૃથ્વીરાજ ઉપર અરજીઓ ઉપર અરજીઓ મોકલવા માંડી. આ વાતની જ્યારે પૃથ્વીરાજના પુત્રને ખબર પડી, ત્યારે તે ગભરાયો અને પસ્તાવા લાગ્યો; કારણકે તે જાણતો હતો કે, પૃથ્વીરાજ પોતાની પ્રજાને પોતાના પુત્ર કરતાં પણ વધારે ચાહતો હતો. આથી તે એકદમ દિલ્હી ગયો અને પૃથ્વીરાજના પગમાં પડ્યો અને રોતો રોતો બોલ્યો કે, "હે પિતા! હું આપને શરણે આવ્યો છું. મેં આપની શિખામણ માની નહિ અને શેઠની શિખામણ ઝાંપા સુધી એમ કર્યું. મેં બહુજ પાપ કર્યાં છે, બહુજ અનીતિ કરી છે, લોકોને બહુ

જ રંજાડ્યા છે, એ વાત ખરી; પણ પિતાજી! હું હવે પસ્તાઉં છું, હું હવે આપને શરણે આવ્યો છું, શરણે આવેલાનું રક્ષણ કરવું એ મહાન પુરુષોનો ધર્મ છે; તેમાં વળી હું તો આપનો પુત્ર છું, માટે કૃપા કરીને મને માફ કરો." પુત્રની આવી ગદ્ગદ વાણી સાંભળીને તથા તેનો પસ્તાવો જોઇને પૃથ્વીરાજે તેના અપરાધોની માફી આપી અને પોતાની પાસે રાખીને રાજાને યોગ્ય કેળવણી આપીને રાજ્યાસન ઉપર બેસાડ્યો.

ભાઇઓ અને બહેનો! પૃથ્વીરાજની પેઠે પરમેશ્વરે પણ આપણને અહીંયાં સૂબા કરીને મોકલ્યા છે અને મોકલતી વખતે આપણને પણ પ્રભુએ કહ્યું હતું કે, "કોઇને દુઃખ આપતા નહિ, કોઈની નિંદા કરતા નહિ, અનીતિથી વર્તતા નહિ." તોપણ આપણે તે ભૂલી ગયા અને અહીંયાં આવીને પાપાચરણજ કરવા મંડી પડ્યા છીએ. પણ ઓ ભક્તો અને હરિજનો! હજી પણ જો આપણે પ્રભુને શરણે જઈએ, તો તે આપણને જરૂર બચાવી લેશે, આપણને સુધારશે ને છેવટે પોતામય કરી દેશે. આપણે ગમે તેટલા અધમ હોઇશું કે ગમે તેટલા પાપી હોઇશું, તોપણ તે આપણને ઉગારી લેશે, કારણ-કે આપણે અધમ હોઇશું તો પ્રભુ અધમોદ્ધારણ છે; આપણે પતિત હોઇશું તો પ્રભુ પતિતપાવન છે અને આપણે પાપી હોઈશું, તો પ્રભુ પાપતારણ છે; માટે ઓ પ્રભુના જનો! પ્રભુને શરણે જાઓ, પ્રભુનેજ શરણે જાઓ.

ભજન

દામોદર દુઃખડાં કાપો રે, બળવંતા બેલી;
નંદલાલા નિજાનંદ આપો રે, બળવંતા બેલી. ટેક
વહાલાજી હું તો પળ પળનો અપરાધી (૨)
ભરેલો આધિ વ્યાધિ રે, બળવંતા બેલી.
વહાલાજી હું તો તમારા બળથી ગાજું (૨)
જાણો છો કહું શું ઝાઝું રે ? બળવંતા બેલી.
વહાલાજી જેવો તેવો છું તોયે તમારો (૨)

આધાર અવર નહિ મારો રે, બળવંતા બેલી.
વહાલાજી મારૂં જોર નથી જો તરછોડો (૨)
શું રૂઠી કરે મંકોડો રે ? બળવંતા બેલી.
વહાલાજી શ્રીમુખ પોતાનો કહો છો માટે લાડું (૨)
બીજું બળ ક્યાંથી કાઢું રે ? બળવંતા બેલી.
દયાના પ્રીતમ પાણિ ગ્રહ્યો છે તો નિભાવો (૨)
મારે દાસપણાનો દાવો રે, બળવંતા બેલી.

---

## રત્ન ૭૯ મું

### વડા થવું હોય તો વડાં થાઓ.



એક ગામમાં એક સંતપુરુષ ફરતા ફરતા ચડી આવ્યા. તે બહુજ જ્ઞાની, વૈરાગી, વિવેકી અને સહનશીલ હતા. તે હમેશાં રામમંદિરમાં સાંજે કથા કરતા હતા. તે સાંભળવાને લોકોને જગ્યા પણ માંડ માંડ મળતી હતી. તેમને જમવાને તેડી જવા વાસ્તે મોટા મોટા ગૃહસ્થો અને અમલદારો પણ આંટા ખાતા હતા, ફરવા લઇ જવા વાસ્તે બબ્બે ઘોડાની ગાડીઓ મોકલતા હતા તથા પહેરવાને ભારે કપડાં મોકલતા હતા; પણ તે કોઈ ઠેકાણે જમવા જતા નહિ કે ફરવા પણ જતા નહિ અને કપડાં વગેરે જે આવતું તે અનાથને આપી દેતા હતા. એક વખત કથા પૂરી થઈ અને બધા માણસો સૌ સૌને ઠેકાણે ગયા, ત્યારે એક બ્રાહ્મણ ત્યાં બેસી રહ્યો. પેલા સંતે તેને પૂછ્યું કે, "ભાઇ ! કેમ હજી બેઠા છો ?" બ્રાહ્મણે કહ્યું: "મહારાજ ! મારે આપને કાંઇક પૂછવું છે, માટે બેઠો છું. જો આપ આજ્ઞા આપો તો હું પૂછું." બ્રાહ્મણે પૂછ્યું: "મહારાજ ! આપને મોટા મોટા અમલદારો નોતરાં દેવાને આવે છે, આપને આંગણે ઘોડાગાડીઓ ખડી રહે છે અને અન્નવસ્ત્રાદિકના ઢગલે ઢગલા થાય છે;

એ બધાનું કારણ શું? તે કાંઇ મંત્રજંત્રથી થાય છે કે કાંઇ સાધના છે કે કાંઈ ભૂતપ્રેતને વશ કર્યાં છે! આપની વડાઇ જોઇને મને પણ વડા થવું બહુ ગમે છે; માટે હું પણ વડા ગણાઉં એવી કાંઈ સિદ્ધિ બતાવો?" મહારાજે કહ્યું: "ભાઇ! મને વડાઇ જોઇતી નથી, તોપણ લોકો પરાણે આપે છે અને તે વડાઇ કાંઈ મંત્રજંત્ર કે વશીકરણ વિદ્યા કે મેલી વિદ્યાથી મળતી નથી. તારે જો વડા થવું હોય તો વડાં થા." બ્રાહ્મણે પૂછ્યું કે, "મહારાજ! 'વડા થવું હોય તો વડાં થા' એનો અર્થ શું? આપ બરાબર સમજાવો તો ઠીક પડે." મહારાજે કહ્યું: "ભાઇ! જો વડા થવું હોય તો હું કહું તે સાંભળ. વડા થવું કાંઈ સહેલું નથી. પહેલાં તો ખેડૂત ખેતર ખેડે, પછી અડદ વાવે, તેના ઉપર ખૂબ વરસાદ પડે, પવનના ઝપાટા લાગે, ટાઢતડકો ખમે, દાતરડાની ધાર પડે ત્યારે અડદ થાય. પછી અડદને પલાળે. પલાળીને ખાંડે અને તેનાં છાલાં ઉખેડી નાખે. પછી તેને પથ્થર ઉપર વાટે, વાટીને તેને ખૂબ થાબડે, થાબડીને તેમાં કાણું પાડે, કાણું પાડીને કડકડતા તેલમાં નાખે અને ખૂબ લાલચોળ થાય ત્યાંસુધી તળે ત્યારે વડાં થાય. ભાઈ! તારે પણ જો વડા થવું હોય, તો પહેલાં ગુરુને ત્યાં જા, તેની સેવા કર અને વિદ્યા ભણ. પછી ગૃહસ્થાશ્રમ માંડ અને તેમાં સ્ત્રીપુત્ર અને સગાંસંબંધીનાં મહેણાંટોણાં શાંતિથી સહન કર. દુઃખ, દરદ, કલેશ, કંકાસ વગેરે આવે તે ખમ અને પછી સંન્યાસી થઇને લોકોને ઉપદેશ દે અને તે પણ લાલચ કે લાલસા રાખ્યા વિના. વળી માનઅપમાન, સુખદુઃખ વગેરેને પણ સરખા ગણ. આમ જો કરીશ તો વડા થવાશે. માટે ભાઈ! જો તારે વડા થવું હોય તો વડાં થા."

ભાઇઓ અને બહેનો! જો તમારે કોઈને પણ વડા થવાની ઇચ્છા હોય, તો આ માર્ગ ગ્રહણ કરો અને તે પ્રમાણે ચાલવાથી જરૂર વડા થવાશે. વડા થવું એ કાંઈ સહેલી વાત નથી, એ કાંઈ નાના છોકરાના ખેલ નથી કે તરત થઈ જવાય. વડા

થવું હોય તો વડાં પ્રમાણે વીંધાવું જોઈએ અને વડા થવાની ઇચ્છા હોય તો વડાં પ્રમાણે ચાલવું જોઇએ.

૫૬

( હૈયાના ફુટચા—એ રાગ )

મોટાને દેખી છોટા નહિ ભરમાશો;
ભભકો તો ઉપરનો ભીતર, જોવો જગ તમાશો રે.
મોટા થાતાં પહેલાં પીડા, કેટલી છે વેઠેલી રે;
મોટપણું જાળવવા હજીએ, નિરાંત તો ક્યાં મેલી રે.
મોટું ઘર તમને દેખાતું, ખુદ તો છોટું માને;
ઓટું લે એથી મોટાનું, ઓછુંજ આવે ધ્યાને રે.
વડા મોભમાં ઝાઝા ખીલા, ભાર મોટા મેલે;
મરી મથે બીજા માટે પણ, ઓછું સહુ લક્ષ લે રે.
મોટા દેખ્યો કે લઉં લૂંટી, એમજ સર્વે ધારે;
મોટાને ઇચ્છ્યું કરવામાં, વિઘ્ન અનેક પ્રકારે રે.
અંત મોટું પણ ખોટું અંતુ, તજતાં અતિશય સાલે;
જીવતાં જંપ ન મુએ અજંપો, પૂંઠે ન પૂરૂં પાળે રે.

## રત્ન ૮૦ મું

### ઉપર કી તો અચ્છી બની, લેકિન ભીતર કી તો રામજી જાને.



હાલ જગતમાં બધે બહારનોજ ઠાઠમાઠ થઇ ગયો છે. જ્યાં જોશો ત્યાં આગળ ઉપર ઉપરથીજ ઠીક-ઠીક દેખાશે અને અંદરથી તો પોલમપોલ જણાશે; પણ તે બહારનો ખોટો ભપકો ઝાઝો વખત નભતો નથી અને અંતે પોગળ બહાર આવે છે. એક માણસ તાર માસ્તર કે સ્ટેશન માસ્તરની ટોપી પહેરીને ફરે તેથી શું તે તાર માસ્તર કે સ્ટેશન માસ્તર થઇ ગયો ? તાર માસ્તર કે સ્ટેશન માસ્તર થવાને તો પહેલાં અંગ્રેજી અભ્યાસ કરવો જોઇએ, પછી તાર શીખવતા

હોય તે સ્કૂલમાં જવું જોઇએ, ત્યાં તેનો અભ્યાસ કરવો જોઇએ. પછી પાસ થવું જોઇએ, તે પછી ટિકિટનો અને માલનો હિસાબ કેમ રાખવો તે શીખવું જોઇએ. કયી ગાડીને કયી બાજુ જવા દેવી, ક્યારે લાઇન ક્લીઅર આપવી, કયી વખતે કયી ધજા દેખાડવા હુકમ કરવો તથા કયી બાજુનો હાથ પાડવો વગેરે અનેક બાબત જાણે ત્યારેજ તે સ્ટેશન માસ્તર થઇ શકે છે. સ્ટેશન માસ્તરની ટોપી પહેરવાથી કાંઈ સ્ટેશન માસ્તર થવાય નહિ. કોઇ માણસ બૅરિસ્ટરનો ઝભ્ભો અને ટોપી પહેરે તો તે કાંઇ બૅરિસ્ટર કહેવાય નહિ. બૅરિસ્ટર થવા માટે તો વિલાયત જવું જોઇએ, ત્રણ વર્ષ રહી કાયદાનો અભ્યાસ કરવો જોઇઓ અને બૅરિસ્ટરની પરીક્ષામાં પાસ થવું જોઇએ. જ્યારે તે આટલું કરે ત્યારે તેને બૅરિસ્ટરનો ઝભ્ભો અને ટોપી મળે. માત્ર બૅરિસ્ટરનો ઝભ્ભો કે ટોપી પહેરવાથી બૅરિસ્ટર થવાય નહિ. કોઇ માણસ એક માણસ મકાન ભાડે રાખીને અંદર સો બસો જુદી જુદી દવાના બાટલા ભરી રાખે, પાસે તાવ માપવાની શીશી રાખે, છાતી તપાસવાની ભૂંગળી રાખે, નસ્તર મૂકવાની છરી રાખે અને બીજાં ડૉક્ટરી હથિયારો રાખે, તેથી શું તે ડૉક્ટર થઈ ગયો કહેવાય ? ડૉક્ટર થવા માટે તો તેણે મુંબઇ જવું જોઇએ અને ત્યાં ઓછામાં ઓછાં પાંચ વર્ષ રહીને અભ્યાસ કરવો જોઇએ. પરીક્ષામાં પાસ થઇને ડીગ્રી મેળવવી જોઇએ. ખોટા બાટલા અને હથિયારો રાખવાથી ડૉક્ટર થવાય નહિ. કોઇ માણસ ખાખી રંગનાં કોટપાટલૂન પહેરે અને માથે સોલ્જર જેવી ટોપી પહેરે તો તે કાંઈ સોલ્જર થઇ જાય નહિ. સોલ્જર થવા માટે તો કવાયત શીખવી જોઇએ, ઘોડા ઉપર સવારી કરતાં આવડવી જોઇએ, બંદૂક તાકતાં આવડવું જોઇએ, પોતાનો ઉપરી અમલદાર કહે તે નિયમો પાળવા જોઇએ. દિવસ કે રાત, ટાઢ કે તડકાની પરવા વિના અને પોતાના શરીરની પણ દરકાર વિના લડાઈમાં ઝંપલાવવું જોઇએ. આટલા ગુણો હોય, તો તે સોલ્જર થઈ શકશે.

ભાઇઓ અને બહેનો! આવીજ રીતે આપણે બહારથી તુલસીની કે રુદ્રાક્ષની માળા પહેરીએ, ચંદનનું આડું કે ઊભું ટીલું તાણીએ કે કંકુનું વૈષ્ણવી ટીલું તાણીએ, બહારથી હાથ જોડીને 'જે શ્રીકૃષ્ણ' કરીએ કે નમસ્કાર કરીએ તો તેથી કાંઈ ખરા ભક્ત થઈ જવાતું નથી. ખરા ભક્ત થવું હોય, ખરા હરિજન થવું હોય, ખરા વૈષ્ણવ થવું હોય, તો સર્વને પ્રભુ-તુલ્ય માનવા જોઇએ, યથાશક્તિ દાન આપવું જોઇએ, દરરોજ સત્સંગમાં જવું જોઇએ; કામ, ક્રોધ, લોભ, મોહને જીતવા જોઇએ; કોઈ દેવદેવીની કે બીજા પંથની નિંદા નહિ કરતા નિરંતર આઠે જામ પ્રભુનું સ્મરણ કરવું જોઇએ.

ભજન

( સગપણ સાચું શાનું ભાઈ—એ રાગ )

ઉપરથી હંસ વેષ ધરીને, શીદ બગલાનાં કૃત્ય કરો;
બગલા ભક્ત ભૂમાંહે બનતાં, પરમેશ્વરથી કાંઇક ડરો. ઉપરથી૦
વિષનો ઘટ ભરી મુખ અમૃત ધર્યું, તેવું સ્વરૂપ જન શીદ ધરો;
બહાર જેવા તેવું અંદર કરી, સફલ કરી લ્યો જન્મારો. ઉપરથી૦
નાટક માંહે બને મહારાજા, પણ નૃપ ગુણ તે માંહે નહીં;
બહારરૂડા ને અંતર કૂડા બનો ના, કોઇ નથી રહેવું અહીં. ઉપરથી૦
બહાર દીવા કરી ઘર અંધારૂં, રાખ્યાથી રખડી પડશો;
અંતસમે બહુ યાદ કરીને, પેટ ભરી ભરીને રડશો. ઉપરથી૦
બહાર ડોળથી બહુ નામી, ભગવાન નહિ ભરમાઇ જશે;
સત્યમેવ જયતે સૌ સમજો, જય જય સત્ય તણોજ થશે. ઉપરથી૦



## રત્ન ૮૧ મું

### સંસારની બાજી અંતે ખોટી છે, માટે તેમાં ન લોભાતાં આપણે ઝટ ચેતવું જોઇએ.



થમાં દેવકી અને વસુદેવને બેસાડીને કંસરાજ આજે રથ હાંકે છે. આગળ ચાલતાં આકાશવાણી થઇ કે, "અલ્યા મૂઢ કંસ! જે બહેનને તું આજે સાસરે વળાવવા જાય છે, તેજ બહેનનો આઠમો પુત્ર તને મારશે." આ સાંભળી ક્રૂર કંસ ઘોડાની લગામ ફેંકી દઇ, ક્રોધથી નીચે ઊતરી બહેનને મારવા દોડ્યો; પણ બહેનના કાલાવાલાથી "બધાં સંતાનો કંસને આપવાં અને દેવકીએ અને વસુદેવે નજરબંધ કેદખાનામાં રહેવું" એવી શરતે તેઓને છોડ્યાં. સાત સંતાનોને તો માર્યાં અને આઠમે વખતે કંસે બહુજ સાવચેતી રાખી, પણ અંતે ધાર્યું તો ધણીનુંજ થયું. શ્રાવણ વદ આઠમ થઇ, વખત બાર વાગ્યાનો હતો, વાર બુધ હતો, રોહિણી નક્ષત્ર હતું, વરસાદ ઝરમર ઝરમર વરસી રહ્યો હતો, રાત મેઘલી હતી અને કોઇ કોઇ વાર વીજળીના ઝબકારા પણ થતા હતા. બરાબર બાર વાગ્યા એટલે ચોકીદારોને ઊંઘ આવી ગઇ અને કંસ તો ઘસઘસાટ ઘોરતો હતો. કેદખાનામાં એકાએક દિવ્ય પ્રકાશ થઇ રહ્યો અને પ્રભુ શ્રીકૃષ્ણ ચતુર્ભુજ સ્વરૂપે પ્રગટ થયા. વસુદેવે અને દેવકીજીએ સ્તુતિ કરી, ચતુર્ભુજ સ્વરૂપ અદશ્ય થયું અને પ્રભુ એક બાળક જેવા થઇ ગયા. તેમને ટોપલામાં નાખી વસુદેવ બહાર મૂકવા ચાલ્યા. તાળાંઓ ટપોટપ ઊઘડી ગયાં, સાંકળો ફટોફટ તૂટી ગઇ અને વસુદેવ તેમને લઇને યમુનાને કાંઠે આવ્યા. ત્યાં નદી બે કાંઠામાં જતી હતી; પણ 'હરિ, હરિ' કરતા વસુદેવ ચાલ્યા કે તરતજ યમુનાજીએ માર્ગ આપ્યો અને છેવટે કૃષ્ણને ગોકુળમાં નંદને ત્યાં મૂકી આવ્યા. નંદનાં પત્ની યશોદાને પુત્રી આવી હતી,

પણ તેની કોઇને ખબર નહોતી. તે લઈને અને કૃષ્ણને ત્યાં સુવાડીને વસુદેવ પાછા મથુરામાં આવ્યા. પુત્રીને દેવકીના ખાટલામાં નાખી એટલે તેણે 'ઉંવા ઉંવા' રોવા માંડ્યું, તેથી બધા ચોકીદારો જાગ્રત થયા, કંસને બોલાવી લાવ્યા અને કંસે તેને મારી નાખવા પથ્થર ઉપર પછાડી કે તે પુત્રી જે માયા હતી તે હસતાં હસતાં બોલીઃ "અરે મૂર્ખ! તારો ઘાત કરનારનો જન્મ ક્યારનોએ થઇ ચૂકયો છે; ખાલી ફાંફાં શું કામ મારે છે? તેને હાથેજ તારૂં મોત છે એ વાત નિશ્ચયપૂર્વક સિદ્ધ છે." પછી કંસે કૃષ્ણને મારવા ઘણા ઉપાયો કર્યા, પણ અંતે કૃષ્ણને હાથેજ તેનું મોત થયું.

આજે એ પ્રભુ શ્રીકૃષ્ણની જયંતી છે, જેને લોકો ગોકુળ-અષ્ટમી અથવા જન્માષ્ટમી કહે છે. ભાવિક હિંદુઓ આજે ઉપવાસ કરે છે, હવેલીઓમાં તથા મંદિરોમાં પૂર્ણ ઠાઠથી જન્મનાં દર્શન થાય છે, સ્ત્રીઓ અને પુરુષો રંગબેરંગી કપડાં સજી દર્શને જાય છે. આ બધું તો ઠીક, પણ તેની સાથે મુંબઈ જેવા શહેરમાં અને બીજે ઠેકાણે એક બદી પેસી ગઈ છે અને તે એ કે, લોકો તે દિવસે જુગાર રમે છે. આજ મુંબઈ-ની હનુમાન ગલીમાં કેશવજી દામજીના માળામાં ત્રીજે દાદરે એક ભાટિયાનું કુટુંબ તથા તેનાં સગાંવહાલાં અને મિત્રો, સ્ત્રી, પુરુષ અને યુવાન સુધ્ધાં પાનાંથી જુગાર રમી રહ્યાં છે. જીતેલા-ઓ હર્ષમાં ઘેલા થઇ જાય છે, હારેલાંઓ શોકથી દિલગીર થાય છે અને હમણાં જીતીશું, આ દાવમાં જીતશું, એમ આશામાં ને આશામાં તણાય છે. રમવાની બરાબર ઝૂક ચાલી છે, એવામાં "આગ, બંબાવાળાને ટેલિફોન કરો, ઝટ ઊતરો, ઝટ ઊતરો, નિસરણીઓ લાવો, પાણી છાંટો" વગેરે બૂમો પડવા લાગી; પણ રમનારી ટોળીમાંના એકે કહ્યું કે, "અરે, હજી આગ તો પહેલે માળે છે, મૂંઝાવ છો શું? એક બાજી પૂરી કરીને આપણે ઊતરી જઈશું." ઘરધણી કહેઃ "અરે હારે હા; એમ કરતાં બહુ બીક જેવું હશે તો આ પાછલી

બારીએથી આપણે પડખેના માળામાં ઊતરી પડીશું." પહેલો કહે: "અરે, ચીપો ચીપો, આમ બાયલાની પેઠે હેબતાઈ શું જાવ છો?" બીજાએ કહ્યું: "ભાઈ! નીચે બૂમો બહુ પડે છે. હો! આપણે જઇશું એ તો ઠીક, પણ આ પછવાડેની બારીએ તાળું છે તે?" ઘરધણીએ કહ્યું: "અરે કૂંચી મારી પાસે છે, નાહકના શું મૂંઝાવ છો?" ચોથાએ કહ્યું: "તમારી કૂંચી લાવો તો ખરા." ઘરધણી કહે કે, "અરે તમે બધા આ રંગમાં ભંગ કેમ પડાવો છો? શું કૂંચીનીયે અમને ખબર નહિ હોય? લે." એમ કહીને તેણે જનોઇએથી કૂંચી છોડીને તેને આપી. તેણે તાળાને લાગુ કરી પણ ન થઈ એટલે તેણે બૂમાબૂમ કરી મૂકી કે, "હાય, હાય! તમારી રમતમાં દીવાસળી મૂકો, દીવાસળી. આપણે બધાય હવે મરી ગયા." તેઓએ તે બારણું ઉઘાડવા ઘણી મહેનત કરી, પણ કાંઇ કારી ફાવી નહિ અને છેવટે તે બધા તેમાં બળી મૂઆ.

ભાઇઓ અને બહેનો! આપણને બધાને એમ લાગશે કે, તે બધા રમવાવાળા કેવા મૂર્ખ! પણ આપણે તેમનાથી ક્યાં જઇએ એવા છીએ? તેઓ જેમ પાનાંની લહેજતમાં પડ્યા હતા અને છેવટ સુધી પણ લોકોએ બૂમ પાડીને ચેતાવ્યા, છતાં પણ ચેત્યા નહિ, તેમ આપણે પણ આ સંસારની માયામાં એવા ફસાઇ ગયા છીએ કે આખો દિવસ અને રાત બાયડીછોકરાં અને ધંધો; ઘાંચીના બળદિયાની પેઠે આખો દિવસ એમાં ને એમાંજ રચ્યાપચ્યા રહીએ છીએ; અને જેમ જુગારમાં જીતેલા હરખાય છે, તેમ વેપાર, બૈરીછોકરાં વગેરેમાં પડેલા સંસારમાં હર્ષઘેલા થઇ જાય છે અને વેપાર, બાયડીછોકરાં વગેરેમાં જેઓ નથી પડેલાં, તેઓ આશામાં ને આશામાં દિવસો કાઢે છે. લોકોએ જેમ તેઓને "આગ, આગ" કરીને ચેતાવ્યા, તેમ આપણને પણ સંતસાધુઓ, મહાન પુરુષો, આચાર્યો અને આપણાં ધર્મશાસ્ત્રો પોકારી પોકારીને કહે છે કે, "આ બધું ખોટું છે, ઝાંઝવાનું જળ છે,

મૃગતૃષ્ણા છે. સંસાર અસાર છે, જીવતર નાશવંત છે અને સાચું એક પ્રભુનામ અને પુણ્ય છે." છતાં પણ આપણે આપણી સંસારની બાજી રમવામાં એટલા બધા મશગુલ છીએ, એમાં એટલા બધા લીન છીએ, એટલા બધા તલ્લીન છીએ કે એ સંત પુરુષોના બોલવા ઉપર ધ્યાન નથી આપતા. પેલા લોકો એમ ધારતા હતા કે, બારણું ઉઘાડીને ઝટ ભાગી જઇશું, એમ આપણે બધા એમ ધારીએ છીએ કે ઘરડા થઇશું એટલે પ્રભુને ભજીશું, દાનપુણ્ય કરીશું અને નહિ તો છેવટે મરતાં મરતાં તો જરૂર રામનું નામ લઇશું; પણ આગ લાગે અને તરત કૂવો ખોદાવીએ તો તે આગ કદી ઓલવાયજ નહિ, તેમ મરતી વખતે પ્રભુનાં નામ લેવાય કે દાનપુણ્ય થાય, તે વાત કેવળ અસંભવિત છે. દિવસરાત જેને ધંધાની અને બાયડી છોકરાંની ઝંખના હોય, તેને મરતી વખતે પ્રભુનું નામ તે શી રીતે યાદ આવે? માટે ઓ હરિજનો! ઓ ભક્તજનો! સારાં કામ કદી મુલતવી રાખવાં નહિ, કારણકે એવાં કામ મુલતવી રાખવાનાં ફળ હમેશાં માઠાંજ આવે છે; સારાં કામને માટે તો એક કવિએ કહ્યું છે કેઃ—

"કાલ કરંતા આજ કર, આજ કરંતા અબ."

માટે જાગ્યા ત્યાંથી સવાર એમ ગણીને આપણે ચેતવું જોઇએ અને પ્રભુનું નામસ્મરણ કરવાને અને દાનપુણ્યનું કામ કરવાને આજથી આપણે તૈયાર થવું જોઇએ.

ભજન

તેં તો જાણ્યો છે શરીરઠાઠ સાચનો રે,
આ તો કાયા રે કૂપો છે કાચનો રે. તેં તો૦
તેં તો જાણી છે જવાની જશે નહિ ટળી રે,
એક પળમાં અલોપ થશે વીજળી રે. તેં તો૦
તેં તો જાણ્યું છે મોજે કરીને મહાલવું રે,
જરૂર એક દિન છે ચડપ લઇ ચાલવું રે. તેં તો૦
તું તો રીઝયો રૂપાળી જોઈ રાણીઓ રે,

એક દિને લેખમાં લખ્યા છે મશાણિયો રે. તેં તો૦
તેં તો જાણ્યો છે અમર ચુડો ને ચોટલો રે,
એક દિન વેરાગણ થઇશ વળશે ઓટલો રે. તેં તો૦
તેં તો જાણ્યું છે રમુજે કરશું રૂડી રે,
એક દિવસ આકડાનાં તૂર તો જશે ઉડી રે. તેં તો૦
તેં તો જાણી છે કમાણી તારા કામની રે,
એક દિન ભમરો ભુંસાવે ચિઠ્ઠી રામની રે. તેં તો૦
છાજે કેટલા દહાડા તે વેલ્ય છાજની રે,
હૃદે શિખામણ ધરને ઋષિરાજની રે. તેં તો૦

## રત્ન ૮૨ મું

### -કહેવા કરતાં કરી બતાવવું એ સૌથી ઉત્તમ છે.



એક વખત એક માણસ એક ગામથી બીજે ગામ જતો હતો. એ દિવસો વરસાદના હોવાથી તેણે સાથે સામાન ફક્ત જરૂર જોગોજ લીધો હતો. એક હાથમાં છત્રી અને બીજા હાથમાં સામાનનું પોટકું હતું. આગલે દિવસે અને રાત્રે વરસાદ ધોધમાર પડ્યો હતો, એટલે રસ્તા ઉપર અને ખેતરમાં પાણી ધીમે ધીમે વહ્યું જતું હતું. હજુ પણ આકાશ ખૂલ્યું નહોતું; વરસાદ ઝરમર ઝરમર આવતો હતો. તે જેમ જેમ આગળ ચાલતો ગયો, તેમ તેમ વરસાદ વધુ ને વધુ પડતો ગયો. થોડેક ચાલીને એક વિશાળ વડના વૃક્ષ નીચે અટક્યો. આગલે દિવસે તેણે સાંભળ્યું હતું કે, તેને જે પુલ ઉપર થઇને જવાનું હતું, તે બહુ જોખમમાં છે. આ સંબંધી સમાચાર પૂછવાને તે અટક્યો. એક માણસ આવ્યો તેને આડાઅવળા બીજા સુખ સમાચાર તથા ક્યાં જવું છે વગેરે સમાચાર પૂછીને પુલ વિષે પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે, "તમે એ તરફ ન જાવ

તો ઠીક." ફક્ત આટલી સૂચનાજ આપીને તે ચાલતો થયો. પેલો મુસાફર થોડેક આગળ ચાલ્યો, એટલે રસ્તામાં બીજો માણુસ મળ્યો. તેને પણ તેણે પુલ વિષે પૂછ્યું, ત્યારે તેણે જવાબ આપ્યોઃ "ભાઇ! આપણે શા માટે એવે ખરાબ રસ્તે જવું જોઇએ?" આટલું કહીને તે પણ ચાલતો થયો. તોપણ પેલો મુસાફર આગળ ને આગળ ચાલ્યો. તેવામાં તેને એક ત્રીજો માણુસ મળ્યો. તેને પણ તેણે પુલ વિષે પૂછ્યું ત્યારે તેણે કહ્યુંઃ "ભાઇ રે! એ તરફ ન જશો." છતાં તે મુસાફરે આગળ ચાલવા માંડયું, પણ તેના ઉપર દયા આવવાથી તેનો હાથ પકડી તેને આગળ જતો અટકાવી તેણે કહ્યુંઃ "ભાઇ! હું ત્યાંથી માંડ માંડ બચીને આવ્યો છું; તે બાજુ જવું એ તો પૂરતું જોખમ ખેડવા જેવું છે. હું જો કે તમને નથી ઓળખતો, પણ હું તમને મારા સોગન આપીને કહું છું કે, તે બાજુ તમે ન જશો." આમ હાથના ચાળાથી, બોલવાની ઢબથી અને શુદ્ધ અંતઃકરણથી તેણે પેલા મુસાફરને ખાતરી કરી આપી કે ત્યાં ભય છે. આથી તે મુસાફર તે બાજુ જતાં અટક્યો અને ભયમાંથી બચ્યો. પહેલાં બે જણા તે મુસાફરને મળ્યા હતા, તેઓએ તેને ચેતાવ્યો પણ તેમની બોલવાની ઢબ અને ચેનચાળા એવા હતા કે તેથી પેલા મુસાફરને ખાતરી થઇ નહિ. આવીજ રીતે ભાઇઓ અને બહેનો! આપણે પણ આ સંસારમાં મુસાફર છીએ અને આપણા રસ્તામાં પણ પુલ-રૂપી ઘણાં વિઘ્નો આડે આવે છે, છતાં આપણને ઉપદેશ આપનારાઓ રીતભાતમાં, વર્તનમાં અને બોલવામાં એવા હોય છે કે, તેની જેવી જોઇએ તેવી અસર આપણા ઉપર થતી નથી. બહારથી તેઓ ભલે સાધુઓનો કે આચાર્યોનો વેશ ધારણ કરે અને તેમાંના થોડાક ભલે બોલવામાં પણ વાચાળ નીકળે, પણ તેઓની રીતભાત જો આપણે જોઇએ તો આપણને ખાતરી થાય કે, તેઓ કેવળ માલ વગરના છે. પેલા ત્રીજા માણસે ચેનચાળાથી, બોલવાની ઢબથી અને વર્તનથી જેમ પેલા

મુસાફર પર અસર કરી અને તેને ભયમાંથી બચાવ્યો, તેમ એવા કોઇ વિરલ સંત મહાત્મા આપણને મળી આવે કે જે પોતાની રહેણી અને કહેણીથી આપણા પર બરાબર છાપ પાડે અને આપણને જન્મમરણના ફેરામાંથી ટાળે.

ગરબી

શું કર્યું ગીતા ગાઇને રે, તેં શું કર્યું ગીતા ગાઇનેરે. ટેક
ભણ્યો ગણ્યો પણ ભેદ ન જાણ્યો, ધિક પઢ્યા, પંડિતાઇને રે. તેં૦
પોથી વાંચીને પરમારથ ન કીધો, કુંટુંબ પોષ્યું કમાઇને રે. તેં૦
ભાગવત ભાખ્યું રૂદે હેત ન રાખ્યું, આપ સ્વારથ સાઇને રે. તેં૦
શેષને માથે મણિ છે તોપણ, જીવે છે જીવ ખાઈને રે. તેં૦
કહે પ્રીતમ પોતાના ડહાપણથી, ગયો ચોરાશીમાં વહેવાઇને રે. તેં૦

## રત્ન ૮૩ મું

### ઘણા કાયર ભક્તોના કરતાં એક શૂરવીર ભક્ત સારો.



આપણામાં એમ કહેવાય છે કે, "ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ઠ નોકરી." તે છતાં આપણા કર્માનુસાર આપણને જે ધંધો મળ્યો હોય, તે જો બરાબર રીતે કરીએ અને આપણી ફરજ બજાવીએ તો બધા ધંધા ઉત્તમ છે. તેમ છતાં એટલું તો આપણે જરૂર કહેવું જોઈ કે, મહેતાજી અને ડોકટરનો ધંધો સારો છે, કારણકે, "મહેતાજી દુનિયા બનાવે છે" એટલે કે જે બાળકો ભવિષ્યમાં મોટા મોટા મહાત્માઓ, ધર્માચાર્યો, રાજાઓ, પંડિતો, વિદ્વાનો, વેપારીઓ વગેરે વગેરે થવાના છે, તેમને તેઓ શિક્ષણ આપે છે અને શિક્ષકો જેવાં બીજ વાવે તેવાંજ ફળ થવાનાં. આટલા માટે તે ધંધો સર્વોત્તમ છે. ડોકટરનો ધંધો પણ સારો છે, કારણકે તેથી ઘણા દુઃખી માણસોનું કલ્યાણ થઈ શકે છે. આ બંને કરતાં

પણ વિશેષ દરજ્જો ધર્માચાર્યો ધરાવે છે; કારણકે તેઓ કાયિક, વાચિક અને માનસિક વ્યથા દૂર કરી શકે છે અને મનુષ્યને જન્મમરણના ફેરામાંથી પણ બચાવી શકે છે.

મુંબઇમાં ડૉક્ટરોની કૉન્ફરન્સ ઊકલી ગઇ, ત્યાર પછી બીજે દિવસે એક દવાખાનામાં જુદે જુદે શહેરથી ચાર જુદા જુદા ડૉક્ટરો આવ્યા હતા. તેઓ પોતાના વિષય પર ચર્ચા ચલાવતા બેઠા હતા. ચર્ચા કરતાં કરતાં તેઓ પેટમાંથી પથરી કાઢવાની વાત ઉપર ઊતર્યા અને તેઓએ કેવી રીતે પથરી કાઢવાના પ્રયોગો કર્યા હતા અને તે કેસોમાં કેવી દવા વાપરી હતી, તે વિષે વાત કરતા હતા. વડોદરેથી આવેલા ડૉક્ટર અનંતરાવે કહ્યું કે, "મેં પથરીના પચાસ કેસો પર પ્રયોગો કર્યા છે." ત્યારે અમદાવાદથી આવેલા ડૉક્ટર સાંકળચંદે કહ્યું કે, "અરે, મેં તો પથરીના લગભગ સોએક કેસ કર્યા હશે." પછી તેઓએ સૂરતથી આવેલા ડૉક્ટર બહેરામજીને કહ્યું કે, "આપે પથરીના કેટલા કેસો કર્યા છે?" તેમણે કહ્યું કે, "મેં તો ફક્ત પંદરજ કેસ કર્યા છે." આ સાંભળીને તેઓ ખડખડાટ હસી પડયા. પછી મુંબઇના ડૉક્ટર હિંમતલાલે કહ્યું: "આજ દિવસ સુધીમાં લગભગ મેં એકસોપંચાવન કેસ પર પ્રયોગો કર્યા છે." આ સાંભળીને ડૉક્ટર સાંકળચંદ શરમાઈ ગયા અને ડૉક્ટર અનંતરાવ બોલ્યા: "વેલ, મિ. હિંમતલાલ! ત્યારે તો આપણા બધામાં તમેજ નંબર વન આવ્યા." આ બધું જોઇને ડૉક્ટર બહેરામજીનું માથું પાકી આવ્યું એટલે તેઓ બોલ્યા: "આપણે સૌએ કેટલા કેટલા કેસો પર પ્રયોગો કર્યા તે તો કહ્યું, પણ તેમાંથી કેટલા સુધાર્યા તે તો કહો?" આમ કહ્યું એટલે બીજા બધા ચૂપ થઈ ગયા, પણ ડૉક્ટર બહેરામજીના અત્યંત આગ્રહથી ડૉ. અનંતરાવ બોલ્યા કે, "પચાસમાંથી ત્રણ કેસ મારે હાથે સુધર્યા છે." ડૉક્ટર સાંકળચંદે કહ્યું: "જો સાચું પૂછતા હો, તો સોમાંથી ફક્ત પાંચ કેસજ સાજા થયા છે." ડૉક્ટર હિંમતલાલ બોલ્યા

કે, "એકસો પંચાવનમાંથી પંદર લઈ લો એટલા કેસ મેં સુધાર્યા." સાંકળચંદ બોલ્યાઃ "પંદર લઈ લો એટલે શું એકસો ને ચાળીસ સુધાર્યા? શાબાશ, બ્રેવો, બ્રેવો, ડૉકટર!" "અરે, એમ નહિ." ડૉકટર હિંમતલાલ બોલ્યા. "એકસો ને પંચાવનમાંથી પંદર લઇ લો એટલે ૧૫૫ ના આંકડામાંથી ૧૫ લઇ લો એટલે બાકી પાંચજ રહ્યા." આથી બધાય ખડખડાટ હસી પડ્યા. હસવાનું બંધ થયું એટલે બધા બહેરામજી તરફ જોવા લાગ્યા, તેથી તેઓ બોલ્યાઃ "મેં તો પંદર પર પ્રયોગ કર્યા, પણ ખુદાની મહેરબાનીથી તેમાંના ચૌદ જણા સાજા થયા છે અને હાલ હજી પણ એક મારી ટ્રીટમેન્ટમાં છે." "વેલ, વેલ, ડૉકટર બહેરામજી! તમે તો ખૂબ કરી હો." એમ મિ. હિંમતલાલ બોલ્યા. આ પછી તેઓ પરચુરણ વાતચીત કરીને પોતપોતાને ઉતારે ગયા.

ભાઇઓ અને બહેનો! ડૉકટરો જેમ દર્દીને સુધારવાનું કામ કરે છે, તેમ ધર્માચાર્યો સંસારની જાળમાં ફસાયલા અને ત્રિવિધ તાપથી તપેલા દર્દીઓને સુધારવાનું કામ કરે છે. ડૉકટરોએ કેટલા દર્દીઓને દવા આપી અથવા કેટલા દર્દીઓ ઉપર વાઢકાપના પ્રયોગો કર્યા તે તરફ જોવાનું નથી, પણ કેટલાઓને તેઓએ સાજા કર્યા તે તરફ લક્ષ દેવાનું છે; તેમ ધર્માચાર્યોએ કેટલા લોકોને ઉપદેશ આપ્યો, વા કેટલા દિવસ ઉપદેશ આપ્યો અથવા કેટલાને પોતાના ધર્મમાં વટલાવ્યા, વા કેટલાઓને કંઠી બાંધી, તે તરફ જોવાનું નથી; પણ કેટલાઓને આ સંસારની માયામાંથી બચાવ્યા અને પ્રભુના માર્ગ તરફ વાળ્યા તે જોવાનું છે. હાલમાં અનેક પંથો અને સમાજો છે અને અનેક ઉપદેશકો તથા આચાર્યો છે; પણ લોકોને સુધારે અને તેમને સન્માર્ગે દોરે, તેવા તો બહુજ ગણ્યાગાંઠ્યા છે. આપણને જેમ ઝાઝા ઊંટવૈદો, હકીમો કે ડૉકટરોનું કામ નથી, પણ થોડી જડીબુટ્ટી જાણવાવાળા હોશિયાર વૈદ, હકીમ કે ડૉકટરનું કામ છે; તેમ સંસારમાં પણ આપણને ઝાઝા હરામનું

ખાવાવાળા સાધુઓ, લંગોટાઓ, સન્યાસીઓ, પરમહંસો, દંડીઓ, ઉપદેશકો, આચાર્યો, મોલવીઓ, મોલેદો, ફકીરો કે મિશનરીઓનું કામ નથી; પણ થોડાક સાચા વિરાગી અને સ્વાર્પણ કરનારા સંતોની જરૂર છે; માટે ભાઈઓ અને બહેનો ! હરામનું ખાઇને શરીરને માલમલીદાથી લઠપઠ બનાવનારને ઉત્તેજન આપશો મા; કારણકે તેથી તમેજ નરકના અધિકારી થશો; આળસુ ને કુપાત્રને દાન કરનારનું કદી શ્રેય થતું નથી; આપણે 'ખૂબ ઉંઘ્યા છીએ અને ઘણાં વર્ષો સુધી આળસુઓને ઉત્તેજન આપ્યું છે, માટે હવે જાગ્રત થાઓ અને સુપાત્રને દાન આપીને દેશનો તથા આપણો ઉદ્ધાર કરો.

### ભજન

ભક્તિ શૂરવીરની સાચી રે, લીધા પછી કેમ મેલે પાછી. ટેક
મન તણો નિશ્ચય મોરચો કરીને, વધીયા વિશ્વાસી;
કામ ક્રોધ મદ લોભ તજીને, પછી ગળે દીધી ફાંસી. ભ૦
શબ્દના ગોળા જ્યારે છૂટવા લાગ્યા, ને મામલે રહ્યા સૌ માચી;
કાયર હતા તે કંપવા લાગ્યા, નિશ્ચે ગયા નાસી. ભ૦
સાચા હતા તે સન્મુખ ચડિયા, ને હરિ સંગાથે રહ્યા રાચી;
પાંચપચીસને અળગા મેલ્યા, પછી બ્રહ્મ રહ્યો ભાસી. ભ૦
કરમના પાસલા કાપી નાખ્યા, ભાઇ ઓળખ્યા અવિનાશી;
અષ્ટસિદ્ધિની ઇચ્છા ન કરે, જેની મુક્તિ થઈ દાસી. ભ૦
તનમનધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહર્નિંશ રહ્યા ઉદાસી;
ભોજો ભગત કહે ભક્ત થયા, એ તો વૈકુંઠના વાસી. ભ૦



## રત્ન ૮૪ મું

### પ્રભુનું શરણુ એજ ખરૂં શરણુ છે.



દુનિયાના નાસ્તિકો એમ કહે છે કે, "જગતકર્તા જેવું કાંઇ છેજ નહિ." તેના પ્રત્યુત્તરો ઘણા છે, પણ એક સહેલો જવાબ એજ છે કે, "કોઈ પણ ચીજ એની મેળે બનતી નથી; એનો કોઇ કર્તા હોવોજ જોઈએ. આકાશમાં ઊંચે નજર કરતાં તેજથી ઝળહળતો અને ઝગમગતો સૂર્ય, રાત્રે શાંતિ આપતો ચંદ્ર, અનેક ગ્રહો અને ઉપગ્રહો, ઝબકારા મારતાં નાનાં ચાંદરડાંઓ, પૂંછડિયા તારાઓ વગેરે સર્વ વગરઆધારે કર્તાએ કોણ જાણે કયી કૃતિથી સર્વેને એમ ને એમ ત્યાં રાખ્યા છે? અને પાછા સર્વ પોતપોતાની ગતિમાં ફર્યે જાય છે! તે ઉપરાંત આકાશના વિવિધ રંગો, મેઘની ગર્જના, વીજળીના ઝબકારા, આ શું ઓછું આશ્ચર્ય પમાડનારાં છે! નીચે પૃથ્વી પર નજર કરતાં મહાન તરંગો મારતા સમુદ્રો, સ્વચ્છ જળથી વહેતી નદીઓ, આકાશને ચુંબન કરતા પર્વતો, વિવિધ જાતનાં વૃક્ષો, તરેહ તરેહનાં પશુપક્ષીઓ, કે જેની સામે જોતાં આંખ ન ધરાય, આવી ઘણી વિચિત્ર ચીજોનો બનાવનાર કોઇક મહાન સમર્થ પુરુષ તો હોવોજ જોઇએ. દુનિયાની ઘણી અજબ પમાડે એવી વસ્તુઓમાંની એક નાયગરાનો ધોધ પણ છે; જેને જોવાને લોકો ઘણે દૂરથી ત્યાં જાય છે. તેની આસપાસના કેટલાક માઈલો સુધી તો તે ધોધનો અવાજ સંભળાય છે. તે ધોધ એટલા બધા જોસથી પડે છે કે કેટલાક ભાગમાં તો માણસો એકલાં તરતાં કે હોડીમાં બેસીને પણ જઇ શકેજ નહિ. ઘણાઓએ સાહસ કરીને પોતાના પ્રાણ પણ ત્યાં અર્પણ કર્યા છે. ત્યાંના લોકોએ મોટાં મોટાં ઇનામો કાઢીને ત્યાંનો અમુક ભાગ પસાર કરવાને ઘણા પ્રયત્નો કર્યા, પણ તેમાં એકાદ બે જણજ માત્ર ફાવી ગયેલા. એક વખત પાંચ હજાર રૂપિયાનું ઇનામ

કાઢેલું કે, "જે કોઇ માણુસ અથવા માણુસો એકલાં અથવા હોડીમાં બેસીને બહુજ વમળવાળા અમુક ભાગમાંથી પસાર થશે, તેને તે ઇનામ મળશે." આટલી લાલચ છતાં માત્ર બે જણા બહાર પડયા. તે બેમાંથી એક કોળી હતો અને એક માછીમાર હતો. બંને તરવામાં બહુજ હોશિયાર હતા. તે બંનેએ હોડીમાં બેસીને વમળવાળા ભાગમાંથી નીકળવાનું બીડું ઝડપ્યું. આ શરત જોવાને લોકોની જબરી ઠઠ જામી અને પાસેનાં ઘણાં ગામના લોકો પણ આ વાત સાંભળીને ત્યાં ભેગા થયા. ધોધના બંને કાંઠા ઉપર લોકો તો ઊભરાઈ ગયા અને કોઇ તેમાં પડી ન જાય, તે માટે સિપાઈઓની હારની હાર બંદોબસ્ત રાખવા મોઢા આગળ રાખી હતી. વળી તે લોકો કદાચ જોખમમાં આવી પડે, તો તેમને બચાવવાને દોરડાં, નાનાં નાનાં પાટિયાં, તૂંબડાં, હોડકાં વગેરે સાધનો તૈયાર રાખ્યાં હતાં. બરાબર વખત થતાં બંને જણા હોડીમાં બેઠા અને હોડી ચાલી એટલે લોકોએ રૂમાલ ઉડાડીને "હુર્રે, હુર્રે" ના પોકારો કર્યા. ધોધની પહોળાઇ કાંઇ બહુ નહોતી, પણ પાણીનું જોસ અને વમળ એટલાં બધાં હતાં કે, ત્યાંથી પસાર થવું એ બહુજ મુશ્કેલ હતું. ધીમે ધીમે તેઓ વમળના મધ્ય ભાગમાં આવ્યા અને જરા આગળ ચાલ્યા એટલે લોકોએ ધાર્યું કે તેઓ હવે જરૂર શરત જીતીને રૂપિયા પાંચ હજાર લઇ જશે. આવી ધારણાથી ફરી વાર લોકો "હુર્રે હુર્રે" અને "જય, જય"ના નાદ કરવા લાગ્યા; પણ "આદર્યાં અધબીચ રહે ને હરિ કરે સો હોય" તેમ થયું. હોડી જરાક આગળ ચાલી, એટલે પાણીનું જોસ એટલું બધું લાગ્યું કે હોડીમાંથી બંને જણ નીચે પડી ગયા અને હોડી બીજી તરફ તણાઇ ગઇ. આ બનાવથી લોકોમાં હાહાકાર થઈ ગયો અને બંને બાજુથી કેટલાક હોડકાંઓ, કેટલાક તૂંબડાંઓ, કેટલાક લાકડાનાં નાનાં પાટિયાં અને કેટલાક દોરડાં નાખ્યાં. એ બધાના કરતાં એક જુવાને એક

દોરડાનો જોરથી ઘા કર્યો તેને તે બંને જણા જોરથી બાઝી પડ્યા. તેઓ તરવામાં તો ઘણા હોશિયાર હતા, તેથી દોરડાને આધારેજ તેઓ માંડ માંડ તણાતાં બચ્યા. આ દોરડાને હવે લોકો ખેંચવા લાગ્યા, પણ એટલામાં ત્યાં એક પાટિયું તરતું તરતું આવ્યું, તેથી પેલા કોળીએ દોરડું મૂકીને તે પાટિયાને પકડયું અને પેલો માછીમાર તો દોરડાનેજ વળગી રહ્યો. હવે પાટિયાને વળગીને કોળી જુવે જાય છે કે તરતજ પાણીનું જોસ વધ્યું અને તે એવા વમળમાં આવી ગયો કે એક બાજુ તે અને બીજી બાજુ પાટિયું. થોડી વાર પછી તે ક્યાં ડૂબી ગયો તેનો પત્તોજ ન લાગ્યો. હવે માછીમાર દોરડાને વળગી રહ્યો અને તે લોકોએ દોરડું ખેંચ્યું, તેથી તે કાંઠે આવ્યો અને બચી ગયો.

ભાઇઓ અને બહેનો! નાયગરાનો ધોધ તે આ સંસારરૂપી ધોધ છે અને તેમાં પડનારા આપણે બધા જીવો છીએ. આપણે અધવચ જતાં એટલે જુવાની થતાં ગોથાં ખાઇને બરાબર સમુદ્રના વમળમાં પડીએ છીએ અને આપણને ઉગારવાને કાંઠા ઉપર ઊભેલા માણસોની પેઠે સાધુઓ, સંતો, ઋષિઓ, મહાત્માઓ અને સાક્ષાત્ પ્રભુ પોતે પણ અવતાર ધરીને અનેકાનેક ઉપાયો તરવાના બતાવે છે; પણ તેમાં સૌથી ઉત્તમ ઉપાય તો પ્રભુની ભક્તિજ છે. તે કોળી અને માછીમારને બચાવવાને જેમ હોડકાં, તૂંબડાં, લાકડાના કટકા અને દોરડાં વગેરે ફેંકવામાં આવ્યાં હતાં, તેમ આપણને ઊગરવાના ઘણા ઉપાય બતાવવામાં આવે છે. કેટલાક કહે છે કે, તપથી ઊગરશો, કેટલાક કહે છે કે યોગથી ઊગરશો, કેટલાક કહે છે કે જ્ઞાનથી ઊગરશો, કેટલાક કહે છે કે વૈરાગ્યથી ઊગરશો, કેટલાક કહે છે કે, સેવાથી અને કેટલાક કહે છે કે ભક્તિથી ઊગરશો. આમ તેઓ અનેકાનેક ઉપાયો બતાવે છે, પણ તેમાં સર્વથી શ્રેષ્ઠ ભક્તિજ છે; કારણકે જેમ દરિયામાં તોફાને ચડેલ વહાણને બચાવવા એક માણસ કાંઠે ઊભો રહી

દોરડું ફેંકે ને તે દોરડાનો એક છેડો પોતાના હાથમાં ને બીજો વહાણ પરના ટંડેલના હાથમાં આવે; પછી કાંઠે ઊભેલ માણસ જોરથી ખેંચી વહાણને બચાવે છે; તેમ ભક્તિરૂપી દોરડાનો એક છેડો પ્રભુના હાથમાં છે અને બીજો છેડો જે ભક્ત છે તેના હાથમાં છે. પ્રભુ તેવા ભક્તનો બેડો પાર ઉતારે છે—એટલે કે તેને પોતાની સમીપ ખેંચી લે છે અને તપ, જ્ઞાન, યોગ વગેરે તો તૂંબડાં, હોડકાં અને લાકડાંના કટકાની જેમ માત્ર નોધારા છે. તેને પકડનાર તો તરે તો તરે; પણ દોરડાંને પકડનાર તો તરેજ. માટે ઓ હરિજનો! ઓ પ્રભુજનો! આપણે તો આપણા થઈ ગયેલા ભક્તોની પેઠે ભક્તિરૂપી દોરડાનો એક છેડો વિશ્વાસથી અને દઢતાથી પકડી રાખવો, કારણકે તેમ કરવાથી અનેક ભક્તોને પ્રભુએ ઉગાર્યા છે અને હજી પણ ઉગારશે; માટે અહંકાર અને હુંપદને ઉત્પન્ન કરનાર યોગ, તપ, જ્ઞાન વગેરે બીજાં સાધનો મૂકી દઇને, તરતજ આપણને સંસાર-સમુદ્રમાંથી બચાવી કાંઠે ઉતારનાર ભક્તિને ગ્રહણ કરો. ભક્તિમાં એટલું બધું બળ છે કે ભક્તિને આધીન થઇને પ્રભુ ભક્તની ન્યાત, જાત કે તેની ભેટ જોયા વિના તેને આધીનજ થઈ જાય છે અને તેના દાસ પણ થાય છે. આમ હોવાથી ભાઇઓ અને બહેનો! બીજે આડે અવળે માર્ગે ન જતાં કેવળ આપણો જે સરળ અને સત્ય સનાતન માર્ગ છે, એટલે કે ભક્તિનો માર્ગ છે, તેજ આપણે લેવો અને તેથીજ છેવટે આપણે પ્રભુના ધામમાં જઈશું.

### ભજન

(ધીરાના પદનો ઢાળ)

શામળિયા શઢ ત્રુટી રે, હોડી હવે હાલે નહિ;
આ ભવસાગર કેરા રે, ઝપાટા ઝાલે નહિ. શામળિયા૦
ભવસાગરના ભરદરિયામાં, હાલક લોલક થાય;
નીરમ ન મળે નાથ વધારે, પવને પાછી જાય.
ડામણ ક્યાંથી દઈએ રે, કુવા થંભ ક્યાં છે અહીં? શામળિયા૦

ભાર ભર્યો છે નાથ વધારે, પાણી પેસે માંય;
હાય હલેસાં કામ ન લાગે, અન્ય ઉપાય ન કાંય.
હોકાની હુંશિયારી રે, હરિ હરિ જાતી રહી ! શામળિયા૦
નાવિક મૂર્ખ નમાલો માધવ, અધિક કરાવે ત્રાસ;
સહાયકારક સખા હતો તે, પણ પામ્યો છે નાશ.
મારી કર્મકહાણી રે, હરિ નહિ જાય કહી; શામળિયા૦
આ ઘનઘોર ઘટા ચડી આવી, તેમાં છે તોફાન;
ઉપર આભ તળે છે પાણી, ભૂલ્યો ભૂધર ભાન.
દામોદર ડૂબું છું રે, સંકટ સર્વ સહી; શામળિયા૦
વીજળીઓના થાય કડાકા, અતિ અંધારી રાત;
સુકાન કામ કરે નહિ કાંઇ, હરિ હવે ઝાલો હાથ.
વાર કર્યે શું વળશે રે, અધવચ આમ અહીં; શામળિયા૦
શરણાગત–પાલક છો ત્યારે, ચિંતા શાને હોય ?
જગજીવન જાણું છું સઘળું, ધીરજ ન રહે તોય.
કેશવ ક્યાં સંતાણા રે, અવસર જાય વહી; શામળિયા૦

---

## રત્ન ૮૫ મું

### જુવાનીથીજ પ્રભુને ભજવાની ટેવ પાડો, નહિ તો પાછળથી પસ્તાવું પડશે.



ગુજરાતી ચોપડીમાં 'તપાસીને જોવાની ટેવ' એ વિષે પાઠ છે. તેમાં લખ્યું છે કે, "એક ફકીરે ઊંટનું આબેહૂબ વર્ણન આપ્યું હતું: "તે એક આંખે કાણું છે, તેનો એક દાંત પડી ગયો છે, તે લુલું છે તથા તેની એક બાજુ ઘઉં અને બીજી બાજુ મધ લાદેલું છે" વગેરે વગેરે પાઠમાં આવે છે. આ પાઠ વાંચ્યા પછી હું દરેક ચીજને બહુ બારીકીથી અવલોકતો હતો તથા જે વિષય-માં સમજ ન પડે, તે ઉપર બુદ્ધિ દોડાવતો અને તેમ છતાં

ન સમજાય તો ત્રાઇને પૂછીને ખુલાસો મેળવતો. એક વખત હું મારા કાકાના દીકરાની પાસે કુરલા ગયો. તેઓ મુંબઈની મ્યુનિસિપાલિટીમાં નોકર હતા. તેઓએ કુરલામાં જગ્યા લઈને બે માળનો બંગલો બાંધ્યો હતો અને નાની સરખી વાડી બનાવી હતી. તેમનું ઘર બહુજ સ્વચ્છ, અંદરનું ફર્નિચર સરસ કારીગરીવાળું અને નોકરો પણ બહુજ વિવેકી અને માયાળુ હતા. ત્યાં ગયા પછી તેમના ઘરની દરેક ચીજ હું બારીકીથી તપાસતો હતો. તેઓ જ્યારે ઘરમાં હોય, ત્યારે હું એક ઠેકાણે બેસી રહેતો, પણ જ્યારે તેઓ કામ ઉપર ઑફિસમાં જાય એટલે બધી ચીજો હાથમાં લઇને જોતો હતો. જોતાં જોતાં એક કાચના કબાટમાં નાની નાની કાચની બરણીઓ હતી. તેનાં મોઢાં સાંકડાં હતાં અને તે પેટેથી પહોળી હતી. તેમાંની કેટલીકમાં સફરજન, કેટલીકમાં જમરૂખ, કેટલીકમાં દાડમ, કેટલીકમાં કોળાં તથા કેટલીકમાં કેરીઓ હતી. મોઢાં સાંકડાં અને અંદર આવાં આવાં મોટાં ફળો જોઈને મને બહુ નવાઈ લાગી. મેં તે દરેકનાં તળિયાં જોયાં તો તે બરાબર પેકબંધ હતાં. તળિયાં ઉખેડીને કદાચ તેમાં નાખીને તળિયાં બંધ કરી દીધાં હોય એમ પહેલાં મને લાગ્યું, પણ બારીકીથી જોતાં તેમ મુદ્દલ નહોતું. હું તો ઉપર જોઉં ને નીચે જોઉં, બાટલાઓ આમ ફેરવું ને તેમ ફેરવું પણ બુદ્ધિ કાંઇ કામ કરે નહિ. તે સાંજે હું ફરવા પણ ન ગયો અને આના ઉપરજ વિચાર કરતો બેઠો, પણ કાંઈ ખુલાસો મળે નહિ. ખાતાં ખાતાં પણ તે ને તેજ વિચાર હું કરતો. છેવટે હું થાકીને સૂઈ ગયો. સવારે ઊઠતાં પણ પાછો તે ને તેજ વિચાર. પછી થાકીને મારા મગજને જરા શાંતિ આપવા હું વાડીમાં ગયો. આમથી તેમ આંટા મારતો હતો, તેવામાં સફરજનના ઝાડ ઉપર નજર કરતાં મારા આનંદનો પાર રહ્યો નહિ. તે ઝાડ ઉપર એક શીકું ટાંગવામાં આવ્યું હતું, તેમાં કાચની બરણી હતી અને તેમાં નાનું સફરજન ધીમે ધીમે ઊગતું હતું. આ પ્રમાણે હું

બીજાં ઝાડો જોવા લાગ્યો, તો ત્યાં પણ એમજ હતું. આથી મારી ખાતરી થઈ કે, જ્યારે ફળ નાનાં હોય છે, ત્યારથીજ તેમને નાનાં મોઢાંવાળા બાટલામાં નાખે છે અને પછી તેમાં મોટાં થાય છે અને પછી ખૂબ મોટાં થાય ત્યારે કાપી નાખી તેને બૂચ દઇ દે છે. મેં વિચાર કર્યો કે, માણસ પોતાની બુદ્ધિનો કેવો કેવો ઉપયોગ કરે છે !

ભાઇઓ અને બહેનો ! આપણામાં એક કહેવત છે કે "કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે" એ કહેવતનો ખરો ઉપયોગ થયેલો આપણે ઉપલા દાખલામાં જોઈએ છીએ અને વળી તેવીજ રીતે આપણે પણ જો આપણા છોકરાઓને અને છોકરીઓને ધર્મનીતિનો બોધ આપતા રહીએ, ભજનમંડળ વા દેવમંદિરમાં સાથે લાવતા રહીએ, હરિકથા કે હરિકીર્તન થતાં હોય ત્યાં સાથે તેડતાં આવીએ, તો તેઓના ઉપર નાનપણથીજ સારી છાપ પડે અને આગળ જતાં તેઓનું અને તમારૂં પણ સારૂં થાય. વળી તે ઉપરાંત આપણા મનને પણ આપણે સદ્દમાર્ગે દોરીએ તથા તેને પણ સંતસમાગમમાં અથવા હરિભજન કે પ્રભુના જપમાં જોડીએ તો તે પણ ધીમે ધીમે સુધરતું જશે અને અંતે બંધનું કારણ ન બનતાં આપણા મોક્ષનું કારણ બનશે. માટે સર્વેએ જાગ્યા ત્યાંથી સવાર એમ ગણીને પ્રભુનું ભજન અને સંતસમાગમ કરવો અને બીજાઓને તે માર્ગે દોરવવા.

### ભજન

જુવાની જતી રહેશે તારી, ભગવાન ભજી લે ગિરધારી;
તો અંતે ગતિ થાશે સારી, મળશે પ્રભુપદ સુખની બારી—જુ૦
જર ધર સુત સંપત ને નારી, નથી અંત સાથી જો વિચારી;
હરિરસ શોધી લે સુખકારી, મહી મોહ માંહે છે ખુવારી.
શીદ મનુષ્યજન્મ જાને હારી, રે સમજ ફરજ શું છે તારી—જુ૦



# રત્ન ૮૬ મું

## મરણની બીક માથે રાખીને ચેતો.



હું બી. એ. ની પરીક્ષા આપવા મુંબઇ ગયો ત્યારે કાલબાદેવી ઉપર આવેલ શ્રી નૃસિંહ લૉજમાં ઊતર્યો હતો. મેટ્રિકની પરીક્ષા આપવા મુંબઇ ગયો, ત્યારે તો વીશીમાં ખાઇને બહુજ દુઃખી થયો હતો; પણ તે વખતે આવી એક સારી હિંદુ હોટેલ ન હોવાથી નિરૂપાયે એમ કરવું પડ્યું હતું. નૃસિંહ લૉજના માલિક મારીજ જ્ઞાતિના બ્રાહ્મણ હતા ને વળી મારા ગામનાજ રહેવાસી હોવાથી મને ત્યાં બહુજ મજા પડી હતી. પરીક્ષા થઇ રહ્યા પછી મારી અને હોટેલના માલિકની ઇચ્છાથી હું એક અઠવાડિયું ત્યાં વધારે રહ્યો; કારણકે દિવાળીના તહેવારો હોવાથી મુંબઈની શોભા ખાસ જોવા જેવી હતી. હું અને હોટેલના માલિક મિ. હિંમતલાલ આસો વદ ૧૧ ને દિવસે બહારથી ફરીને હોટેલમાં આવ્યા, ત્યાં તેમના નામનો એક તાર આવ્યો. તે તાર એમણે મારી પાસે વંચાવ્યો. તે તાર અમદાવાદનો હતો, મોકલનારનું નામ રમણિકલાલ હતું અને તારની મતલબ એવી હતી કે, "હું મેલમાં ગ્રાન્ટરોડ આવું છું, તમે સામા આવો, મારે માટે સરસ ઉતારાની ગોઠવણ કરો." જેમાં હું અને હિંમતલાલ રહેતા હતા, તે ઓરડો હવા, ઉજાસ અને ઉત્તમ ફર્નિચરવાળો હોવાથી તે નવા આવનાર માટે રખાવ્યો. બીજે દિવસે સવારે તે તેને લઇ આવ્યા અને મારી સાથે તેની ઓળખાણ કરાવી. તે માણસ બહુજ ભપકાથી રહેતા હોય એમ લાગ્યું. તે દિવસે દૂધપાક બનાવવાનો તેણે હુકમ આપ્યો અને પોતાને માટે બે ઘોડાની ભાડૂતી ગાડી મંગાવી, તેમાં બેસી તે બહાર ફરી આવ્યા. ફરી આવીને હિંમતલાલને ખાનગીમાં બોલાવીને તેણે કહ્યું કે, "હું મોહનપુરના દરબારનો ખાનગી કારભારી છું અને થોડુંક ઝવે-

રાત લેવા આવ્યો છું. તમારા બિલના, ગાડીઓના બિલના તથા હવે પછી આપણે નાટક વગેરે જોવા જઇએ તે સર્વના બિલના પૈસા હું તમને પાછળથી સાથે ચૂકવીશ; કારણકે મારી પાસે મુંબઈ બેંક ઉપરનો ચેક આવશે તે વટાવીને તમારૂં બિલ હું ચૂકતે કરીશ." બીજે દિવસે લાડુ, ત્રીજે દિવસે શિખંડ-પૂરી, ચોથે દિવસે બાસુદીપૂરી કરાવી અમને સાથે જમવા બેસાડી તે જમતો. વળી તે સરકસ જોવા જતો, નાટકો જોવા જતો અને સિનેમેટોગ્રાફ જોવા જતો, ત્યારે અમને પોતાને ખર્ચે સાથે લઈ જતો. વળી ચોપાટી, પાલવા, ગાર્ડન, બૅન્ડ સૅન્ડ વગેરે સ્થળોએ પણ તે અમને ખાસ આગ્રહ કરીને સાથે લઈ જતો. પાંચમે દિવસે મારા મિત્રને તેણે કહ્યું કે, "હજી મારો ચેક આવ્યો નહિ, માટે થોડાક રૂપિયા આપો તો ઝવેરાત લઇ લઉં, હું તમને તમારા બિલના રૂપિયા ઉપરાંત પચાસ રૂપિયા પાઘડીના અપાવીશ." આ તેની વાત તેણે મને કહી એટલે મેં હિંમતલાલને કહ્યું કે, "એ કોઇક સોનેરી ટોળીવાળો લાગે છે." તેણે પણ મને કહ્યું કે, "મને પણ એમજ લાગે છે, માટે હવે તો હું મારૂં બિલ લઇ જાઉં છું અને તે તેને ચૂકવી આપવાનું કહું છું." પછી તે જમવાનું, ગાડીનું, નાટકનું, સિનેમેટોગ્રાફનું તથા સરકસ વગેરેનું બિલ લઇ ગયો. આ બિલ જોઇને તે બોલ્યોઃ "અધધધ! આ તમે શું કર્યું ? આટલું બધું બિલ હોય કે ? મેં એક તો તમને મિષ્ટાન્ન ખવરાવ્યું, ફેરવ્યા અને ગમત કરાવી તેનો ઉપકાર માનવો તો ઘેર ગયો અને ઊલટું આટલું બધું બિલ લાવ્યા ? જરાયે શરમાતા નથી ? મારા ભાઇ! આવું તો મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું." હિંમતલાલે ઘણી માથાફોડ કરીને બિલ બહુ ઓછું કર્યું; પણ તેની પાસે રાતી પાઇ હોય ત્યારે બિલ ચૂકવે ને ? તેણે તો બહુજ ઉડાવવાનું કર્યું; પણ હિંમતલાલ હોશિયાર એટલે તરતજ તે વાત ઉડાડી દીધી અને પછી કોર્ટમાં જઇને વૉરંટ લઇ આવ્યો અને તેના ઉપર કેસ

ચલાવીને તેને જેલમાં મોકલાવ્યો.

ભાઇઓ અને બહેનો! આપણે પણ આ સંસારરૂપી હોટેલોમાં આવીને રમતગમતમાં પડી જઇએ છીએ અને ખૂબ મિષ્ટાન્ન પાક ઉડાવીએ છીએ, પણ પાછળથી જ્યારે યમદૂતનું બિલ આવે છે, ત્યારે અધધધ કરીએ છીએ અને તેને ઉડાવવા ઘણો પ્રયત્ન કરીએ છીએ; પણ છેવટે તે આપણને લઇ જાય છે અને યમરાજા પાસે કેસ ચલાવીને નરકરૂપી કેદમાં મોકલે છે; માટે આપણે હમેશાં ચેતીને ચાલવું અને જે હેતુથી પ્રભુએ આપણને અહીંયાં મોકલ્યા છે, તે હેતુ–એટલે કે બીજાઓનું ભલું કરવું, બીજાઓનું કલ્યાણ કરવું, દુઃખ વેઠીને પણ પારકાનું શ્રેય કરવું, જગતના સર્વ પ્રાણીઓ આપણા બંધુઓ છે, એમ તેની સાથે વર્તવું, પરમાર્થ કરવા આપણાથી બનતો પ્રયત્ન કરવો વગેરે સત્કર્મો આપણે કરવાં જોઇએ.

ભજન

જોને જાગીને મરણની માથે ઘાત છે રે,
વરતી જાણે તો નરતન વડી વાત છે રે. જોને૦ ટેક
નામરૂપ તણો એક દિવસ નાશ છે રે,
આ તો ઉગરવાની જગમાં જુઠી આશ છે રે. જોને૦ ૧
પાંચ દિવસનો પરૂણો તું તો પ્રાણીયા રે,
જીતી ગયા જેણે જગનો જીવન જાણીયા રે. જોને૦ ૨
ચાર ઘડીનું ચોઘડિયું આ તો ઊલશે રે,
જીવના ધારેલા વિચાર બધા ઝૂલશે રે. જોને૦ ૩
કેર કરીને રહેવું છે કાળ કેટલા રે,
જરૂર જવાના જનમિયા છે જેટલા રે. જોને૦ ૪
અરે શાથી તું ફૂલે છે ભૂંડા આવડો રે,
તારા આંધણનો ઉકળે છે તાવડો રે. જોને૦ ૫
ઘડી ઘડીએ આવરદા ઘટી જાય છે રે,
એક દિન એમાંથી મોતનો ઉપાય છે રે. જોને૦ ૬
સોબત કરી લે તું સંતના સમાજની રે,
કહે શિખામણ ધરને ઋષિરાજની રે. જોને૦ ૭

## રત્ન ૮૭ મું

### પાપથી બચવા વિષે



આપણા હિંદુઓની અને તેમાં ખાસ કરીને ધર્મચુસ્ત વૃદ્ધોની અને તેમાં પણ ખાસ કરીને વૃદ્ધ ડોશીઓની એવી માન્યતા છે કે, જો ગંગાજીમાં હાડકાં બોળાય તો તો આ મનુષ્યજન્મનું સાર્થક થયું ગણાય. આવી માન્યતા લગભગ દરેક હિંદુ કુટુંબમાં હોવાથી અમારા કુટુંબનો પણ વિચાર થયો કે, જાત્રા થાય તો ઠીક. આ હેતુ ૧૯૦૮ ના ડિસેમ્બરમાં બર આવ્યો. અમે અમારે સ્થળેથી નીકળીને પહેલવહેલા સિદ્ધપુર ગયા અને ત્યાંથી અજમેર થઇને પુષ્કરજી જઈ બ્રહ્માજીનાં દર્શન કરી આવ્યા. ત્યાંથી મથુરામાં જઇ પહોંચ્યા. અમે અમારો મુકામ ધર્મશાળામાં કર્યો હતો. એક દિવસ વૃંદાવન, એક દિવસ ગોકુળ જઇ આવ્યા અને પછી નિરાંતે ગોવર્ધન જવાનો વિચાર કર્યો હતો; પણ "આદર્યાં અધવચ રહે અને હરિ કરે સો હોય" તેમ થયું; કારણકે બીજે દિવસથી એવો વરસાદ પડવા માંડયો કે ન પૂછો વાત. એક તો ઉત્તર દેશની ટાઢ, એમાં વળી ડિસેમ્બર મહિનો, વળી તેમાં વરસાદ હોવાથી ટાઢ એટલી બધી સખ્ત પડતી હતી કે અમે બિલકુલ બહાર જઇ શકતા નહોતા. અમારામાંથી કેટલાકે તો નાહવાનું છોડી દીધું હતું અને કેટલાક ગરમ પાણીએ ઘેર નાહી લેતા હતા અને આખો દિવસ સગડી બળતીજ રાખતા હતા અને તેની આસપાસ ટોળું વળી બેસતા. આવી રીતે બે દિવસ સુધી અમે ઘરમાંજ ગોંધાઇ રહ્યા. અમને બિલકુલ ત્યાં ચેન પડતું નહોતું, એટલે ત્યાંથી એકદમ નીકળી જવાનો અમે નિશ્ચય કર્યો. અમે બીજે દિવસેજ નીકળી જવાનો વિચાર રાખ્યો. સવારે વહેલા ઊઠ્યા તો વરસાદ બંધ હતો અને અમારે તે દિવસે રાત્રે જવાનું હતું, તેથી

મન જરા દૃઢ કરીને, બધા સવારના જમનાજીમાં નાહવા ગયા અને "જે જમના મૈયા કી જે" એમ કહીને પાણીમાં ડૂબકી મારી. નાહીને બહાર નીકળ્યા અને ભીનાં કપડાં ગોરના માણસ સાથે મોકલાવી ત્રણચાર જગાએ દર્શન કર્યાં અને કેટલીક ચીજો ખરીદવી હતી તે ખરીદી. દસ વાગે અમે ઘેર જમવા પાછા આવ્યા; એટલે અમારી પાસે અમારો ચોબો હાંફતો હાંફતો આવ્યો અને કહ્યું કે, "મહારાજ! આ તમારી નીચેની ઓરડીમાં બે બાઇઓ ઊતરી છે, તેનાં કમાડ બહુ ઠોક્યાં પણ કોઇ બોલતું નથી. તેનાં બધાં બારણાં અંદરથી બંધ છે; માટે તમે આવો અને સાદ પાડીને જગાડો તો ઠીક." અમે બેત્રણ જણ ગયા અને ઘણા ઘાંટા પાડ્યા, પણ બોલે કોણ? બારણાં બહુ જોસથી ખખડાવ્યાં, પણ કાંઇ જવાબજ નહિ. અમે ઘણી મહેનત કરીને થાક્યા, પણ અંદરથી કોઇ બોલ્યુંજ નહિ. ત્યારે અમે એક સિપાઇને આ વાત જણાવી. તેણે ઘણી મહેનત કરી પણ તે સર્વ ફોગટ. તે જમાદારને તેડી આવ્યો. તેણે પણ બનતું કર્યું, પણ કાંઈ વળ્યું નહિ. તે કૉન્સ્ટેબલને બોલાવી લાવ્યો, તેણે પણ ઘણી તજવીજ કરી પણ તે ફાવ્યો નહિ. છેવટે એક સુથારને તેડાવીને બારણું તોડાવ્યું. અંદર બંને સ્ત્રીઓ ગોદડાં પાથરીને સૂતેલી હતી. તેમને ખૂબ હલાવી પણ તેમનામાં પ્રાણ નહોતા. કૉન્સ્ટેબલે તરતજ ડૉક્ટરને બોલાવ્યો અને શરીરની બધી તપાસ કરાવી. તેના શરીર ઉપર કોઈ જાતનાં હથિયાર વાપર્યાનાં ચિહ્ન નહોતાં; તેમ કૉલેરા, પ્લેગ, ત્રિદોષ, ક્ષય, દમ વગેરે રોગોથી પણ તેમનાં મરણ થયાં નહોતાં. તેમનાં હૃદય તપાસતાં પણ ડૉકટરને ખાતરી થઇ કે, તે બન્ને બહુજ મજબૂત બાંધાની છે, એટલે હૃદયની નબળાઈથી પણ તે મરણ પામી નહોતી. બીજા બે ડૉકટરો આવ્યા તેમણે પણ તપાસ કરીને પહેલા ડૉકટરના મતને ટેકો આપ્યો. બહુજ બારીકીથી તપાસ કરતાં સર્વનો એવો મત થયો કે, બાઇઓની પાસે જે સગડીઓ પડી હતી, તેમાંથી કાર્બોનિક ઍસિડ

ગૅસ આખી રાત નીકળ્યો અને બધાં બારણાં બંધ કરેલાં હોવાથી તે બહાર ન જઇ શક્યો અને સ્ત્રીઓના શ્વાસોચ્છ્વાસમાં ગયો, આથી તેઓનું મરણ થયું છે. પછી તેઓની લાશને બાળવાની રજા આપી, એટલે અમે અને બીજા દસબાર જણાએ મળીને તેઓને અગ્નિસંસ્કાર કર્યો.

ભાઇઓ અને બહેનો! પેલી બે સ્ત્રીઓ જેમ એક મહારોગથી—એટલે કે પ્લેગ, કૉલેરા, ક્ષય, દમ, હાંફણ, ઉધરસ, ત્રિદોષ, સંગ્રહણી વગેરે દરદોથી મરણ ન પામી, પણ બહુજ સૂક્ષ્મ ઝેરી હવાથી મરણ પામી; તેમજ આપણે બધાં પણ મહાપાપથી—એટલે કે દારૂ પીવો, ઝેર ખાવું, રંડીબાજી કરવી, ખૂન કરવું, ચોરી કરવી વગેરે મોટાં પાપથીજ નરકમાં જઇએ છીએ; એટલુંજ નહિ પણ નાનાં નાનાં પાપ જેવાં કે જૂઠું બોલવું, નિંદા કરવી, ખરાબ નજરથી જોવું, કહેણી કાંઇક અને રહેણી કાંઈક એમ કરવું, બેવચની થવું, બેઈમાની થવું વગેરેથી પણ નરકમાં જઇએ છીએ. જેમ કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય તે જણાય નહિ, તેમ આપણને ખબર ન પડે તેવાં, નાનાં નાનાં પાપોનો સમૂહ મોટો થાય અને તે છેવટે આપણને નરકમાં પાડે છે; માટે ભાઈઓ અને બહેનો! આપણે બહુજ ચેતીને ચાલવાનું છે, બહુજ સંભાળીને વર્તવાનું છે; કારણકે જો ભૂલ્યા કે જરા આડા ચાલ્યા, તો તરતજ નરકની ખાણ તૈયાર છે. માટે પ્રભુ આપણને એવી ભૂલો અને એવાં પાપોથી બચાવે એમ નિત્ય પ્રાર્થના કરવી.

### ભજન

શરણ ખરૂં છે તમારૂં, પ્રભુજી મારે, શરણ ખરૂં છે તમારૂં.
અનુગ્રહ નાથ અપાર કીધા છે (૨)
હૃદય થકી ના વિસારૂં—હાં હાં રે પ્રભુ હૃદય૦ પ્રભુજી૦
પ્રતિપાલન પ્રભુ ધર્મ તમારો (૨)
સર્વ તણું કરો સારૂં—હાં હાં રે પ્રભુ સર્વ૦ પ્રભુજી૦

નિષ્કૃતિ પાપ તણી કેમ થાશે (૨)
નિંદ્ય કૃતિ જો વિચારૂં—હાં હાં રે પ્રભુ નિંદ્ય૦ પ્રભુજી૦
ભજન કરી ભગવંત અંતરમાં (૨)
મંગળ ધ્યાન હું ધારૂં—હાં હાં રે પ્રભુ મંગળ૦ પ્રભુજી૦

---

## રત્ન ૮૯ મું

### ભક્તિથીજ ભગવાન રીઝે છે, માટે શ્રદ્ધાથી ભક્તિ કરો.



અમે મુંબઇ જવાને ભાવનગરથી હાજી કાસમની સ્ટીમર પુનાનીમાં બેઠા. સ્ટીમર કંપનીમાં ટિકિટ કલાર્ક અમારો ઓળખીતો હતો, તેથી સામાન ભરવાના ભંડકિયા અથવા જેને ફાળકા કહે છે, તેના ઉપર અમને ખાસ જગ્યા કરી આપી હતી. સ્ટીમરમાં મહુવા જવાને ત્રીસ ઉતારૂઓ હતા, જાફરાબાદ જવાને ચાળીસેક હતા અને બાકીના બધા એટલે લગભગ બસો મુંબઈ જવાના હતા. ભરતી અગિયાર વાગે શરૂ થઇ અને બરાબર બાર વાગે સ્ટીમરે ઊપડવાનું ભૂંગળું માર્યું. અમે જરાતરા ઊંઘમાં હતા, તે જાગી ઊઠ્યા અને સ્ટીમર ધીમે ધીમે ચાલવા લાગી. અડધા કલાક પછી અમે પાછા ઊંઘી ગયા તે સવારે છ વાગે ઊઠ્યા. તે વખતે કેટલાક ઉતારૂઓ સૂતા હતા, કેટલાક દાતણ કરતા હતા, કેટલાક બાજરૂમાં જતા હતા અને કેટલાકને દરિયો લાગેલો હોવાથી ઊલટી કરતા હતા. સ્ટીમર પરથી બહારનો દેખાવ બહુજ રમણીય લાગતો હતો. સૂર્યનારાયણ પોતાના દૈવી તેજથી પ્રકાશી રહ્યા હતા, કાંઠા ઉપરનાં કેટલાંક દૂરનાં ઝાડો આંખોને ઠંડી આપતાં હતાં, રસ્તામાં બહુ છેટે કેટલાંક વહાણો પણ ધીમે ધીમે ચાલતાં નજરે પડતાં હતાં. આઠ વાગ્યા એટલે કેટલાક નાસ્તો કરવા બેસી ગયા હતા, કેટલાક ભજનો લલકારતા હતા, કેટલાક ગપ્પાં મારતા હતા, કેટલાક

ચોપડીઓ વાંચતા હતા, કેટલાક પાનાં ટીચતા હતા, કેટલાક સ્ટીમર જોવા આમતેમ ફરતા હતા, કેટલાક એકબીજાની સાથે નવી ઓળખાણ કાઢી વાતો કરતા હતા. આવી રીતે વખત પસાર કરતાં સ્ટીમર મહુવે પહોંચી. મહુવા બંદરથી સ્ટીમર ઘણે દૂર રહે છે. સ્ટીમર કંપની તરફથી બેચાર મછવા હોય છે. સ્ટીમર જ્યારે લંગર કરે એટલે તે મછવા પાસે આવી જાય છે, એટલે સ્ટીમરમાંથી સીડી મછવામાં મૂકે છે અને ઉતારૂને તથા માલને સ્ટીમરમાં લે છે. પછી મહુવે જવાવાળા ઉતારૂઓને તથા અહીં જે માલ ઉતારવાનો હોય છે તે માલને, તે મછવાઓમાં ઉતારે છે. મહુવેથી બેત્રણ જણા દૂધ, પેંડા વગેરે વેચવાવાળા સ્ટીમર ઉપર આવીને પોતાનો માલ વેચી જાય છે. આથી ઉતારૂઓને ઠીક સગવડ મળે છે. પછી થોડી વાર રહીને સ્ટીમર ચાલી એટલે "સંભાળીને બેસજો, વહેલા આવજો, પહોંચેથી ખબર લખજો, સંભાળીને કાંઠે ઉતરજો." વગેરે વાકયો સ્ટીમર ઉપરથી અને મછવા ઉપરથી સંભળાવા લાગ્યાં. સ્ટીમર ઊપડી એટલે લગભગ બધા માણસો પેટને ભાડું આપવામાં પડ્યા. બપોર થયા એટલે સૌ જરા આરામ કરવા સૂતા ન સૂતા એટલામાં તો "હો હો હો" ની બૂમ પડી. સર્વ ચમકયા કે શું થયું? કેટલાક કહે: "બોયલર ફાટયું," કેટલાક કહે: "એન્જિન તૂટ્યું," કેટલાક કહે: "સ્ટીમર ખરાબે અથડાઇ," કેટલાક કહે: "મોટી માછલી સ્ટીમરને ગળવા આવી" અને કેટલાક કહે: "કોઇ દરિયામાં પડ્યું." સૌ સૌને ઠીક પડે એમ બોલવા મંડ્યાં. હું એકદમ ઊઠ્યો અને કપ્તાન મહમદ મિયાંની પાસે ગયો; પણ તેઓ પોતાની કોટડીમાં નહોતા. ખારવાઓ પણ આમતેમ દોડાદોડી કરી રહ્યા હતા. બરાબર તપાસ કરતાં માલૂમ પડ્યું કે, એક માણસ ઊલટી કરતાં દરિયામાં પડી ગયો છે. આ વાત સાંભળીને કપ્તાન એકદમ દોડી ગયો હતો અને તરતજ સમયસૂચકતા વાપરીને તેણે એક દોરડું તે માણસ તરફ નાખ્યું. તે માણસે તરતજ તે

દોરડું પકડયું; પણ કપ્તાને એક બીજું દોરડું કે જેમાં બે ગાળિયાં કર્યાં હતાં તે ફેંક્યું અને કહ્યું કે, "તેમાં હાથ ભરાવ એટલે અમે ખેંચી લઈશું." તરતજ તે માણસે તેમાં હાથ નાખ્યા પણ એક જબરજસ્ત મોજું આવ્યું, તેથી તે તેમાં ડૂબી ગયો. પણ કપ્તાને તથા તેના ખારવાઓએ જોરથી તે દોરડું ખેંચ્યું તેથી તે માણસ પાણી ઉપર આવ્યો એટલે બહુજ ધીરજથી તેને સ્ટીમર ઉપર લઇ લીધો. તે માણસ બેભાન હાલતમાં હતો. કપ્તાને તેને ઊંધો રાખી બધું પાણી શરીરમાંથી કાઢી નાખ્યું અને થોડું તેલ ચોળ્યું, એટલે તેને ગરમી આવી; પણ હજી તે બેભાનજ હતો. કપ્તાને તેના હાથનાં બાવડાંમાંથી દોરડું કાઢવા મહેનત કરી; કારણકે તેને સુવાડવામાં તે જરા નડતું હતું; પણ તે છૂટયું નહિ તેમ તૂટયું પણ નહિ. દોરડાની સાથે એવી મડાગાંઠ હતી કે અંતે તેને કાપવું પડ્યું; પણ હાથમાંનો કટકો તો એટલો બધો સજ્જડ મૂઠીમાં હતો કે તે તો છૂટયોજ નહિ. ચારપાંચ કલાક પછી તે જરા જાગ્રત થયો અને પછી ધીમે ધીમે તેને હોશિયારી આવવા માંડી ત્યારે કપ્તાને પૂછ્યું કે, "એલા, આટલી બધી મજબૂત ગાંઠ કેમ પાડી?" તેણે કહ્યું: "હું જાણતો હતો કે, જો દોરડાને હું બહુ મજબુતીથી પકડીશ, તોજ ઊગરવાનો વારો છે અને આપના બળ ઉપર વિશ્વાસ હતો; એટલે જેટલા જોરથી પકડાય તેટલા જોરથી મેં તે દોરડું પકડ્યું અને આપ સર્વ જોઇ શકો છો કે તેથી હું બચવા પામ્યો."

ભાઇઓ અને બહેનો! આ વાત ઉપરથી આપણે પણ ઘણું શીખવાનું છે. જેમ પેલો માણસ દરિયામાં ગોથાં ખાતો હતો, તેમ આપણે બધાં આ સંસારરૂપી સમુદ્રમાં ગોથાં ખાઇએ છીએ; અને પેલા માણસને બચાવવા જેમ કપ્તાને દોરડું નાખ્યું, તેમ ભગવાન પોતે ભક્તિરૂપી દોરડું આપણે માટે નાખે છે અને જેઓ તે ભક્તિરૂપી દોરડાને પેલા માણસની પેઠે દઢતાથી વળગે છે, તેઓ તરી જાય છે અને જેઓ

નથી પકડતા તેઓ ડૂબે છે. માટે ભાઇઓ અને બહેનો! આપણે પણ આ સંસારમાંથી બચવું હોય, જન્મમરણના ફેરામાંથી અટકવું હોય, માયાના અંધકારમાં ગોથાં ખાતાં મટવું હોય, તો તો ભક્તિરૂપી દોરડાને પૂર્ણ શ્રદ્ધાથી અને પૂર્ણ વિશ્વાસથી વળગવું જોઈએ; કારણકે તેમ કરવાથી આપણો જરૂર ઉદ્ધાર થશેજ થશે.

૫૬

ભક્તિ વિના તો નર તારો કાયા છે નકામી,
અવર ઉપાયે રીઝે નહિ અંતરજામી રે. ટેક.
હરિ ને હરિજન સામાં ચરણાં ન ચાલ્યાં,
જાણી લ્યો મૂળાડાં એ તો જેવાં ઝાડોનાં ફાલ્યાં રે. ભક્તિ૦ ૧
પેટમાં ન પહોંચી જ્યાંસુધી પ્રભુની પ્રસાદી,
રાખોડી સરિખાં રૂડાં રૂડાં ભોજનિયાં રસાદિ રે. ભક્તિ૦ ૨
દામોદરજીનું દિલડામાં ધર્યું નહિ રે ધ્યાન,
તેવા નર તણી છાતી જાણો પથરા સમાન રે. ભક્તિ૦ ૩
હાથ નવ જોડ્યા જ્યાંસુધી સીતારામ સામા,
શબના સરીખા કર એ તો નક્કી છે નકામા રે. ભક્તિ૦ ૪
જીભડી ન જપી જ્યાંસુધી પ્રભુજીનો જાપ,
મેડકના જેવી માની કરો મૂળમાંથી કાપ રે. ભક્તિ૦ ૫
કૃષ્ણજીનાં દર્શન કરવા જેનાં લોચનિયાં ન લોભે,
એથી તો અંધાપો ભલો નામ સૂરદાસ શોભે રે. ભક્તિ૦ ૬
કથા નવ સુણે કાન એ તો રાફલડા રે કહીએ,
ઋષિરાજ ભજન વિના શિદ રોઝડાંશા રહીએ રે. ભક્તિ૦ ૭



# રત્ન ૮૯ મું

## માયાથી ચેતો.



હાલમાં ધીમે ધીમે લોકોની વૃત્તિ ધર્મ તરફ જરા વળતી જાય છે, એમ આપણે જોઈ શકીએ છીએ. કેટલાક ગીતાના વાચન માટે વર્ગો ઉઘાડે છે, કેટલાક વિદ્યાર્થીઓમાં ધર્મનીતિ ફેલાવવા ઇનામો આપી રામાયણ, મહાભારત, સનાતન ધર્મ ઇત્યાદિ પુસ્તકોની પરીક્ષા લેવરાવે છે; કેટલાક ધર્મનીતિ શીખવવા ખાસ સ્કૂલો કાઢે છે, કેટલાક સસ્તી કિંમતે સારાં પુસ્તકો બહાર પાડે છે, કેટલાક વ્યાખ્યાનો કરે છે ત્યારે કેટલાક દરરોજ ભજન કરવા ભજનમંડળો ચલાવે છે; આમ જુદી જુદી રીતે લોકોનું વલણ ધર્મ તરફ વધતું જાય છે. મુંબઇમાં માધવબાગમાં મોહનદાસજી બાવાનું ભજન મંડળ બહુ સારૂં ગણાતું હતું. ત્યાં દરરોજ સાડાઆઠથી સાડાનવ સુધી ભજનનું કામ નિયમસર થતું હતું. ત્યાં સ્ત્રીઓને માટે આડા ચક નાખીને બેસવાની ગોઠવણ કરી હતી, તેમજ તેઓને જવા આવવાનો દરવાજો પણ જુદોજ હતો. ત્યાં આગળ સ્વર્ગનું વિમાન, સ્વર્ગની કુંચી, સ્વર્ગનો ખજાનો વગેરે પુસ્તકોમાંથી દાખલા વંચાતા હતા, તેને અનુસરતાં ભજનો સ્ત્રીઓ તથા પુરુષો ગાતાં હતાં અને તે ઉપર બાવાજી પંડે ટીકા કરતા હતા. આ મંડળમાં એક મારવાડી દરરોજ આવતો હતો, પણ ત્યાં જે ઉપદેશ અપાતો તે સાંભળવાને બદલે તે નિરાંતે ઘોરતો હતો. થોડા દિવસ તો બાવાજી એમ માનતા હતા કે, તે બિચારો એકતાર થઇને સાંભળે છે; પણ પછી બારીકીથી જોતાં તેમને લાગ્યું કે, તે તો ખાસી રીતે ઘોરે છે. બાવાજીએ બેચાર દિવસ સુધી ખાતરી કરીને કોઇને પણ ખબર ન પડે અને કામ થાય એવી યુક્તિ કરી. તે મારવાડીની પાસે દરરોજ એક વાણિ-

યાનો ગરીબ છોકરો આવીને બેસતો, તેને બોલાવીને બાવાજીએ કહ્યું કે, "ભાઇ! તારી પાસે પેલો મારવાડી બેસે છે તેને જો તું ઊંઘવા નહિ દે, તો હું તને દરરોજ એક પૈસો આપીશ." બીજે દિવસે બાવાજીએ જોયું તો પેલો છોકરો મારવાડીને ઘોંકા મારતો કે તે જાગી જતો. વળી પાછો ઝોકાં લે કે પેલો છોકરો ફરીથી ઘોંકા મારે. આમ તે બે જણ વચ્ચે કોઈને ખબર ન પડે તેમ ધમાચકડી ચાલતી હતી. બાવાજીએ બીજે દિવસે જોયું, ત્યારે પણ તે બે જણ વચ્ચે ધમાચકડી ચાલતી અને તેમાં છોકરો ફાવતો હતો. ત્રીજે દિવસે બાવાજીએ ત્યાં જોયું તો પેલો મારવાડી નિરાંતે ઘોરતો હતો. પેલા વાણિયાના છોકરાને બાવાજીએ નિશાનીમાં સમજાવ્યું કે, "એને ઘોંકા મારી જગાડ," પણ તે તો ડોકું ધુણાવી નાજ પાડતો. બાવાજીએ સાનમાં ઘણી મહેનત કરી, પણ તે નાજ પાડતો. પછી જ્યારે મંડળ વીખરાયું, ત્યારે તે છોકરાને એકાંતે બોલાવી પૂછ્યું કે, "એલા! આજે તેં એને કેમ ઊંઘવા દીધો?" ત્યારે તેણે કહ્યું કે, "મહારાજ! તેણે મને કહ્યું: 'એલા છોકરા! મને કેમ નિરાંતે ઝોકાં લેવા દેતો નથી? મેં તારૂં શું બગાડયું છે? આટલા દિવસથી તું મારી પડખે બેસે છે, પણ આજ બે દિવસથી તું મારે માથે બહુ કરે છે, આનું કારણ શું?' ત્યારે મેં તેને કહ્યું કે, 'મારવાડી! તને જાગતા રાખવાને બે દિવસથી મને દરરોજ એકેક પૈસો મળે છે; એટલે હું તને નિરાંતે ઝોકાં કેમ લેવા દઉં!' આ સાંભળીને તે મારવાડી બોલ્યો કે, 'અરેરે, આમ છે ત્યારે મને પહેલેથીજ વાત કરવી હતી ને? જો, હવે સાંભળ. જો તું મને દરરોજ નિરાંતે ઝોકાં લેવા દઇશ, તો હું તને દરરોજ બે પૈસા આપીશ. બોલ, હવે તો મને ઝોકાં લેવા દઇશને?' ત્યારે મેં કહ્યું: 'ભલે.' મહારાજજી! આવી રીતે આજે મને બે પૈસા મળ્યા, એટલે મેં એને નિરાંતે ઝોકાં લેવા દીધાં છે. તમારા એક પૈસાને મારવાડીના બે પૈસા હોઇયાં કરી ગયા."

આ સાંભળીને બાવાજીને બહુજ હસવું આવ્યું અને તેમણે બીજે દિવસે આ વધી વાત શ્રોતાજનોને કહી સંભળાવી અને બોલ્યો કે, "આ સત્સંગીઓ, ભક્તજનો અને હરિજનો! પેલા વાણિયાના છોકરાની પેઠે એક પૈસો આપીને એટલે કે, થોડીક મહેનત કરીને, કહો કે એક કલાક અહીં ભજન કરીને, કીર્તન વગેરે બોલીને, દાખલાદષ્ટાંતો આપીને સંસારી જનોને-માયામાં ફસાયલાં પ્રાણીઓને ચેતાવવા, તેમને બચાવવા, તેમને ઉગારવા પ્રયત્ન કરીએ છીએ; પણ પેલા મારવાડીની પેઠે જગતની માયા—નાટક ચેટક, વેશ્યાઓના નાચ, સંસારના ગપ્પાં, પારકી કૂથલી, ચોપાટી કે પાલવાની ઠંડી હવા, હોટેલની ચા, સોડાવૉટર, લેમોનેડ, કુલફી, સિનેમેટોગ્રાફના ખેલ વગેરે સંસારમાં ફસાવનારી ચીજો તથા ઉપરનો ઠાઠ, ઉપલક વૈભવ, બે ઘડીની મોજમજા વગેરે દેખાડીને—અમારાં ભજન-કીર્તન, પ્રભુના નામોચ્ચારણ વગેરે હોઇયાં કરી જાય છે; માટે એનાથી આપણે બહુજ ચેતતા રહેવાનું છે; મોટા મોટા મુનિવરો, મહાન તપસ્વીઓ, દવી દિગંબરો અને શ્રેષ્ઠ ઋષિઓ પણ એની જાળમાં સપડાયા છે, તો આપણે તે શા હિસાબમાં? આપણે તો તેમની પાસે કઈ ગણતરીમાં? આમ હોવાથી માયાના પતિ એવા જે ભગવાન એમનું જો શરણ લઇશું, તો છેવટે પ્રભુ આપણા ઉપર દયા કરીને આપણને બચાવી લેશે અને આપણને ઉગારશે."

૫૬

માયામાં મનડું મોહ્યું રે પામર પ્રાણી,
પ્રભુમાં ચિત્ત ન પ્રોયું રે પામર પ્રાણી. ટેક
જીવડલા ઊંધે માથે તું દસ મહિના ઝૂલ્યો,
તે દહાડા હવે ભૂલ્યો રે, પામર૦ ૧
જેને લ્યા તું તો બળતો'તો જઠરાની ઝાળે,
ઉગાર્યો દીન દયાળે રે, પામર૦ ૨
કરડતા તારી કાયાને કમિયા ને કીડા,

પસ્તાતો પામી પીડા રે, પામર૦ ૩
ખાટું ને ખારૂં તીખું જનેતા તારી ખાતી,
તે થકી બળતરા થાતી રે, પામર૦ ૪
મૂંઝાતો મૂરખ આળા તે ચામડાની માંહી,
ત્રીકમજી બેલી ત્યાંહી રે, પામર૦ ૫
ગોઝારા તેં તો મળ ને મૂતરમાં ખાધાં ગોથાં,
પૂછાવી જોને પોથાં રે, પામર૦ ૬
સંભાર્યા સાતે મહિને ઋષિરાજ કહે છે સ્વામી,
અલબેલો અંતરજામી રે, પામર૦ ૭

## રત્ન ૯૦ મું

### વાચાળપણા કરતાં વર્તનની વિશેષ જરૂર છે.



ચિતોડગઢમાં રાણો ભીમસિંહ રાજ્ય કરતો હતો અને તેને ત્યાં જગપ્રસિદ્ધ સુંદર કાંતિમય પદ્મિની સ્ત્રી હતી. તેની ખૂબસૂરતીની કીર્તિ સાંભળીને અલાઉદ્દીન ચિતોડગઢ લેવા આવ્યો હતો. ગઢની આસપાસ મુસલમાનોએ ઘેરો ઘાલ્યો હતો. એક દિવસે સાંજે એક રખડતો મુસાફર તેઓના લશ્કરમાં આવી ચઢ્યો, તેને એક સિપાઈ પોતાના ઉપરી સરદાર પાસે લઇ ગયો અને તે તેને ખુદ બાદશાહ પાસે તેડી ગયો. તપાસ કરતાં માલૂમ પડ્યું કે, તે કોઈ અભણ પણ શ્રદ્ધાળુ સાંઈ છે, ત્યારે બાદશાહે તેની મહેમાનગત કરી અને એક દિવસ ત્યાં રોકયો. બીજે દિવસે તેણે બાદશાહને પૂછ્યું કે, "તમે અહીં આ બધું લશ્કર શા માટે લાવ્યા છો?" બાદશાહે કહ્યું: "અમે આ ગઢને તોડીને અંદરનું શહેર અને ત્યાંના લોકોને કબજે કરીશું." સાંઈ કહે: "બાદશાહ! આવો મોટો કિલ્લો તું શી રીતે તોડશે?" બાદશાહે તોપોના ગોળા મંગાવીને કહ્યું કે. "સાંઈ! આ ગોળા-

ઓની મદદથી અમે ગઢ જીતીશું." આશ્ચર્ય પામીને સાંઈ બોલ્યો કે, "અરે બાદશાહ! આ તો બહુ બહુ તો પચાસ કે સો રતલના હશે. ઘણા સિપાઇઓ એકઠા થઇને તેને ગઢ ઉપર મારે તો તેથી શું ગઢ તૂટશે?" બાદશાહે હસીને કહ્યું: "સાંઈ! આ ગોળાઓ સાથે પેલી દૂર રહેલી તોપ કામ કરે છે." આ સાંભળીને સાંઈ બોલ્યો: "અરે બાદશાહ! એ તોપ ઉપર તો નાનો છોકરો પણ ઘોડો કરી શકે અને ઘડીક ઊંધી નાખવી હોય તો હું તેને નાખી દઉં. એ તોપ ગઢ તોડી નાખે એ તો તમે તોપજ (ગપ) મારો છો." બાદશાહે મોં મલકાવીને કહ્યું: "ફકીરજી! ગોળો, તોપ અને તે ઉપરાંત આ દારૂ પણ જરૂરનો છે." દારૂ જોઇને સાંઈ બોલ્યો કે, "અરે! આ ભૂકાને તો હું ફૂંકથી ઉડાડી દઉં, એ શું ગઢને ઉડાડતો હતો?" બાદશાહે કહ્યું: "એ બધામાં એક જરૂરની બાબત રહી જાય છે અને તે અગ્નિની ચિનગારી છે. અગ્નિ દારૂને સળગાવે અને પછી તોપમાંથી ગોળો જોરથી છૂટે તે ગઢમાં બાકું પાડે." આ સાંભળીને સાંઈ બોલ્યો: "બાદશાહ! હવે તારી વાત કાંઇક ગળે ઊતરે છે ખરી. તોપ હોય, ગોળો હોય, દારૂ હોય, પણ એ બધું અગ્નિ વિના નકામું." પછી બીજે દિવસે સાંઈ ત્યાંથી ચાલી નીકળ્યો.

ભાઇઓ અને બહેનો! ગઢમાં બાકાં પાડવાને જેમ અગ્નિ વિના તોપ, ગોળા અને દારૂ નકામાં છે, તેવી રીતે માણસનાં હૃદય કે જે પથ્થરના ગઢ જેવાં છે, તેમનાં હૃદયમાં કાણાં પાડવાને એટલે કે તેમનાં હૃદય કોમળ કરવાને વાસ્તે એકલાં મંદિરો કે ઉપદેશકો કે હરિકથા કે હરિકીર્તન કરવાવાળાઓ નકામા છે. આપણે મંદિરોનો કાંઇ તોટો નથી, તેમ ઉપદેશકોનાં પણ ટોળેટોળાં છે અને હરિકથા ને કીર્તન કરવાવાળા પણ ઘણા છે; તે છતાં પણ ભક્તો ઉપર અસર થતી નથી તેનું કારણ શું? તેનું કારણ બીજું કાંઇ નહિ, પણ શુદ્ધ જીવનનીજ ખામી છે. જેમ અગ્નિ વિના ગોળો, તોપ અને દારૂ નકામાં છે; તેમ શુદ્ધ

જીવન વિના આપણાં મંદિરો, ઉપદેશકો અને હરિકથાકારો પણ ફોગટિયા છે. મંદિરોમાં ઉપરનો ભપકો તથા ઠાઠમાઠ ઘણો છે, પણ અંદરનો બગાડો સૌ કોઈ જાણે છે; પરંતુ છતી આંખે આંધળા થઇને કોઇ સુધારો કરતુંજ નથી. ઉપદેશકો ઉપર ઉપરના પોપટિયા જ્ઞાનથી ઘણું બોલી જાય છે, પણ તેઓના વર્તન વિષે જેટલું ન બોલીએ તેટલું સારૂં. માટે આપણે જે અત્યારે ખાસ જરૂર છે, તે શુદ્ધ જીવન અથવા વર્તનની છે; માટે જો આપણે એ રાખીશું, તો તો આપણા ધર્મની, આપણા દેશની અને આપણા બંધુઓની ઉન્નતિ થશે, નહિ તો અવનતિજ છે.

### ભજન

રાખોને રીત હમારી, હમારા હો તો રાખોને રીત હમારી. ટેક
જાણી જોઇ કોઇ જીવ ન મારવો, કેફની કરશો માં યારી; હમારા૦
દારૂ માંસ ચોરી પરદારા, ચારે હરામ જેવાં ધારી; હમારા૦
દેવ બ્રાહ્મણ વળી વેદની નિંદા, ખારાથી જાણજો ખારી; હમારા૦
જૂઠું વચન કદી જીભે ન બોલવું, પવિત્રાઈ મને પ્યારી; હમારા૦
પોતપોતાનો ધર્મજ પાળવો, દયા દિલમાં ઉતારી; હમારા૦
નારાયણની નવધા ભક્તિ, ભવસંકટ ભાગનારી; હમારા૦
ઋષિરાજની આ રીત પાળશો તો તરશો સંસારી; હમારા૦



# રત્ન ૯૧ મું

## પ્રભુને શરણે જવાથી સર્વ પીડા ટળે છે.



કાઠિયાવાડમાં વીરપુર કરીને એક ગામ છે. ત્યાં વીરસિંહ ઠાકોર રાજ્ય કરતા હતા. વીરસિંહને એકનો એક દીકરો હતો, જેનું નામ તેમણે દાનસિંહ રાખ્યું હતું. દાનસિંહ પોતાનાં બાપ જેવો દાનો, દયાળુ અને વિવેકી હતો. દાનસિંહને વીરસિંહે સારી કેળવણી આપી હતી. દાનસિંહ જ્યારે પંદર વર્ષનો થયો, ત્યારે તેને ડાબી સાથળમાં એક ભરનીંગળ ગૂમડું થયું. તે ગૂમડું વારે વારે ભરાય અને પાછું ફૂટે. ફૂટે ત્યારે કોઇ પણ જાતનું દુઃખ ન હોય તેમ તે ખાય, પીએ અને આનંદ કરે; પણ જ્યારે પાછું તે ભરાય ત્યારે બહુ દુઃખ થાય. આને માટે ઘણા વૈદ્યોની દવા કરી જોઈ; પણ તેથી કાંઇ ફાયદો થયો નહિ. પછી ઘણા હકીમોના લેપ અને આગળીઓ લગાડી જોઇ, પણ કાંઇ લાભ થયો નહિ. ડૉકટરોની દવા અજમાવી જોઇ અને તેના મલમપટા કરી જોયા, ઘણા મંત્રતંત્ર કરી જોયા, ઘણા જોશીઓ પાસે નડતા ગ્રહોના જપ કરાવ્યા અને દાન કર્યાં, ઘણી બાધાઆખડીઓ રાખી, પણ તેથીયે કાંઇ સારૂં થયું નહિ. છેવટે ઘણાના કહેવાથી તેમને મુંબઈના મોટા ડૉકટરને બતાવવા લઇ ગયા. ત્યાં આગળ એક ઓળખીતા ભાટિયા ગૃહસ્થના બંગલામાં ઊતર્યા અને તેમની શિખામણથી મુંબઇના પ્રખ્યાત વાઢકાપ કરનાર ડૉક્ટર માસીનાને પોતાને બંગલે બોલાવ્યા. તેમણે દરદીને પોતાના દવાખાનામાં લાવવા સૂચના આપી, તેથી ઠાકોર દાનસિંહને ત્યાં લઇ ગયા. ત્યાં આગળ દરદની બધી વિગતથી વાકેફ થઇ ને તે ગૂમડું ખૂબ તપાસ્યું. પછી 'એક્સ રેઝ'થી તે તપાસ્યું (એક્સ રેઝ હાલના પશ્ચિમના વિદ્વાનોએ એક યંત્ર શોધી કાઢ્યું છે કે જેથી ચામડીની અંદર પણ શું છે અને ત્યાં શું થાય છે તે જોઇ

શકાય.) તો તેમને માલૂમ પડ્યું કે, અંદરનું હાડકું સડે છે. આથી તે હાડકું કાપ્યા વિના રોગ મટશે નહિ એમ જણાવ્યું. વીરસિંહે વાઢકાપ કરવાની હા પાડી, તેથી ડૉક્ટર માસીનાએ દાનસિંહને ક્લૉરોફૉર્મ સુંઘાડ્યું. (આ દવાથી માણસ થોડી વાર બેભાન થઇ જાય છે, જેથી તેના શરીર ઉપર જે વાઢકાપ કરવામાં આવે, તેનું દુઃખ તેને થતું નથી અને વાઢકાપ સહેલાઇથી થઇ શકે છે.) તરતજ હથિયારથી તે ગૂમડું ચીર્યું અને અંદરનું જે સડેલું હાડકું હતું તે ઝીણી કરવતથી કાપી નાખ્યું. પછી જે દવા તેમને લગાડવી હતી, તે લગાડો અને ક્લૉરોફૉર્મની અસર મટી એટલે કુંવર જાગ્યા. તેમને બહુ પીડા થવા લાગી; પણ હવે તેમનું દરદ કાયમનું જશે તેથી તેમણે હિંમત રાખી. પછી બરાબર એક મહિને તેમને સારૂં થયું અને ડૉકટરને રાજી કરીને તેઓ પોતાને મુકામે આવ્યા.

ભાઇઓ અને બહેનો! પેલા કુંવરની પેઠે આપણે બધા પણ ભરનીંગળથીજ પીડાઇએ છીએ; એટલે કે ઘડીકમાં ચડતી અને પડતી, સુખ અને દુઃખ, આનંદ અને શોક થયાજ કરે છે. આપણે પણ ઘણા આચાર્યો, ઉપદેશકો, કથાકારો અને સાધુસંતોરૂપી વૈદ્યો, હકીમો, ડૉક્ટરો વગેરેની દવા કરીએ છીએ; પણ તે બરાબર લાગુ પડતી નથી. તેને માટે હોશિયાર વાઢકાપ કરનાર શસ્ત્રવૈદ્ય જોઇએ અને તે પ્રભુ પોતેજ છે. જેમ ઠાકોર હોશિયાર ડૉક્ટરને શરણે ગયો અને તેણે 'એક્સ રેઝ'થી તેનું દરદ પારખ્યું અને વાઢકાપ કરી; તેમ આપણે પણ પ્રભુને શરણે જઇએ અને તે પોતાનાં દિવ્ય ચક્ષુથી આપણામાં રહેલ પાપોરૂપી સડો પારખે અને તેના ઉપર વાઢકાપ કરે—એટલે કે આપણને તેને માટે ખૂબ પીડા અને દુઃખ આપે, તોજ અંતે આપણને સુખ મળે એવું છે. ઠાકોરને જેમ પહેલી પીડા તો ભોગવવી પડી, પણ પછી કાયમનું દરદ ગયું, તેમ આપણે પણ પહેલાં પીડા ભોગવવી તો પડશે, પણ પછી કાયમને માટે લક્ષ ચોરાશીના ફેરામાંથી બચીશું, જન્મ-

મરણરૂપી બંધનમાંથી છૂટીશું, ભવસાગરના ભયમાંથી ટળીશું અને દુઃખરૂપી દરિયામાં પડતાં અટકીશું; માટે ભાઇઓ અને બહેનો ! આપણે આટલા દિવસ સુધી ભૂલમાં અટવાઇને ઘણે ઘણે ઠેકાણે આથડ્યા છીએ, ઘણા ઘણા સાધુઓની પાસે ભટક્યા છીએ, ઘણા ઘણા જાદૂમંત્રો જપીએ છીએ, ઘણા ઘણા દોરાધાગા કર્યા છે, ઘણાં ઘણાં શાસ્ત્રો વાંચ્યાં છે, ઘણી ઘણી કળાઓ જાણી છે અને અનેક ઉધામાઓ માર્યા છે, પણ તેથી કાંઈ આપણું સાર્થક થયું નથી; માટે હવે એ બધું મૂકી દઇને કેવળ પ્રભુના પવિત્ર પદમાં પડો કે જેથી તે આપણો હાથ ગ્રહણ કરે અને આપણો ઉદ્ધાર કરે. આપણે જેમ ખરાબ અને ગંધાતી વસ્તુઓ જેવાં કે પાન, શાક, ભાજી, કચરો વગેરે ફેંકી દઇએ છીએ, તેમ આપણામાં રહેલાં પાપો આપણે ફેંકવાં પડશે અને નહિ ફેંકીએ તો તે પરાણે ફેંકી દેશે. આથી શરૂઆતમાં આપણને આકરૂં લાગશે, પણ તેમાં છેવટે ફાયદો આપણનેજ છે અને તેટલા માટે તો સાધુસંતો અને મહાત્માઓ તો દુઃખ, દુઃખ ને દુઃખજ માગે છે; કારણકે તેથી પ્રભુની પાસે વહેલું વહેલું જવાય. માટે દુઃખથી ન મૂંઝાતાં કે ન ગભરાતાં પ્રભુનું શરણ છોડવું નહિ.

**ભજન**

દીનાનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો મા;
હાથ મારો મૂકશો મા, હાથ મારો મૂકશો મા. દીનાનાથ૦
આ મહાભવસાગરે, ભગવાન હું ભૂલો પડ્યો છું;
ચૌદલોકવિનાશ ચપલા–કાંત, આ તક ચૂકશો મા. દીનાનાથ૦
ઓથ ઈશ્વર આપનો, સાધન વિષે સમજું નહિ હું;
પ્રાણપાલક પોત જોઇ, શંખ આખર ફૂંકશો મા. દીનાનાથ૦
માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સૂકશો મા. દીનાનાથ૦
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારૂં;
અખિલ નાયકઆસમય, ખોટે મશે પણ ખૂટશોમા. દીનાનાથ૦

## રત્ન ૧૨ મું

### પ્રભુ વિના અંતે કોઈ કામ આવે તેમ નથી.



અમદાવાદથી ત્રીસ ગાઉ છેટે હાલોલ અને કાલોલ કરીને બે ગામ છે. ત્યાં આગળ વજુભા કરીને એક ગરાશિયા ગામેતી હતા. તે બિચારા બહુ ભલા અને ભોળા હતા. તેમને એમ વિચાર થયો કે, એક વખત ચારે ધામ—દ્વારિકા, જગન્નાથ, રામેશ્વરને બદરી કેદારની યાત્રા થાય તો આ કાયાનું કલ્યાણ થાય. વળી રસ્તામાં પણ બીજાં સ્થળો સિદ્ધપુર, પુષ્કરજી, મથુરા, અયોધ્યા, પ્રયાગ, કાશી, ગયા, ઝાડખંડી-વૈજનાથ, શ્રીનાથજી, નાશક, ત્ર્યંબક, ડાકોર, ચાણોદ, કલ્યાણી વગેરે—તથા મુખ્ય મુખ્ય શહેરો—અજમેર, આગ્રા, કાનપુર, કલકત્તા, મદ્રાસ, હૈદ્રાબાદ, મુંબઈ વગેરે પણ જોતા અવાય. આમ વિચારીને તેમણે તૈયારી કરવા માંડી અને સાથે ચાલીસ-પચાસ માણસ પણ તૈયાર કર્યાં. સામાનમાં છએક મહિના ચાલે તેટલા ચોખા, ઘઉં, દાળ, બાજરો, મગ, હળદર, મીઠું, મરચું, ધાણાજીરું વગેરેના કોથળા ભરાવી લીધા. ઘી, તેલ તથા ઘાસલેટના ડબા પણ ભરાવ્યા અને વળી કીટો અને છાણાં પણ સાથે લીધાં. ગાદલાં, ગોદડાં, જાજમ, ઘોડિયાં, ખાટલા, છત્રી, પલંગ અને તકિયા પણ લીધા. તે સર્વ બાંધી પેક કરાવ્યું. એવામાં કોઇને યાદ આવ્યું કે, "બાપુ! હોકા તમાકુ જે મુખ્ય ચીજ છે, તેજ રહી જાય છે." આથી બાપુ ખુશ થયા અને કહ્યું કે, "હા હા, એલા મધુ ખવાસ! થોડાક હોકા અને એકાદ મણ અફીણ અને પાંચેક મણ તમાકુ લઇ લો." આવી રીતે ખાવાપીવાની તો ગોઠવણ થઇ. હવે શાકને માટે પણ ગોઠવણ જોઇએ. તેથી સાથે આવનાર પાંચ રસોઈયાને પૂછીને બટેટા, સૂરણ, કંદ વગેરેના પણ કોથળા ભરાવ્યા. તપેલાં, થાળીઓ, વાટકા, કળશિયા વગેરે લઇ લીધાં. વળી ત્યાં કદાચ

રહેવા મકાન ન મળે, તેથી તંબૂઓ અને રાવટીઓ પણ સાથે લઈ લીધો. હવે બધો સરંજામ આવી રહ્યો; પણ જે ચીજ જરૂરની છે, જેના વિના ચાલેજ નહિ તે "વસુ" કે, જે વિના નર "પશુ" છે તે પણ સાથે જોઈએ. એટલે બાપુએ રોકડા બે લાખ રૂપિયા તિજોરીમાંથી કઢાવી તેની પણ કોથળીઓ ભરાવી અને લગભગ સો ગાડાંમાં આ બધો સામાન ભરી મુસાફરી શરૂ કરી. આ સંઘ અમદાવાદને સ્ટેશને આવી પહોંચ્યો. બધો સામાન રેલવેમાં મુકાવવા તથા ટિકિટો લેવાને એક માણસ સ્ટેશન માસ્તર પાસે ગયો. તે વખતનો અમદાવાદનો સ્ટેશન માસ્તર મિ. વૂડ બહુજ ભલો, વિવેકી અને દયાળુ હતો. ઉતારૂઓને માટે તે બહુજ સંભાળ રાખતો. વળી તે શુદ્ધ ગુજરાતી ભાષામાં વાતચીત કરી જાણતો હતો. તેથી ટિકિટ લેવા આવનાર મધુ ખવાસની વાત સાંભળીને તે બહુજ હસ્યો. તેણે તેના બાપુને પોતાની પાસે બોલાવી મંગાવ્યા અને કહ્યું કે, "આ ફોકટની આટલી બધી વેઠ ઉપાડી શા માટે નાહકના હેરાન થવા માંગો છો ? ઠાકોર ! તમને કોઈ જાત્રા કરી આવેલ જાણભેદુની જરૂર છે. એવા એકાદને તમે કહો તો હું સાથે મોકલું. જાત્રામાં અનાજની શી ખોટ છે કે તમે આટલું બધું અનાજ, ઘી, તેલ વગેરે સાથે લો છો ? તમે જ્યાં જશો ત્યાં તમને દરેક વસ્તુઓ મોદી પાસેથી મળી શકાશે. વળી ઊતરવાને વાસ્તે મોટી મોટી સુંદર ધર્મશાળાઓ પણ તમને મળી રહેશે અને ત્યાંથી તમને તળાઈ, ગોદડાં, ખાટલા, ઘોડિયાં તથા વાસણકૂસણ સર્વ મળશે. વળી ઠાકોર ! આ રૂપિયા રોકડા લઇ જાવ છો, તેથી તો ઊલટો ભાર વધે છે અને માથે જોખમ પણ વધે છે. માટે મોટા શહેરોની બેંકો ઉપર ચેક લખાવો અથવા તો અમદાવાદથી ત્યાંના મોટા વેપારીઓ ઉપર હૂંડી લખાવો એટલે જ્યાં જોઇએ ત્યાં અને જ્યારે જોઇએ ત્યારે જેટલા માગો તેટલા રૂપિયા મળે. ઠાકોર ! તમને હજી અનુભવ નથી, એટલે આ મફતની વેઠ વહોરો છો, માટે જો મારૂં

કહેવું ધ્યાનમાં ઊતરતું હોય, તો આ બધો ફોગટનો સરંજામ પાછો મોકલવો અને એકાદ દિવસમાં હૂંડી વગેરેની ગોઠવણ કરી તથા એક સારા હોશિયાર અનુભવીને સાથે લઇ જાઓ એટલે બેડો પાર." આ વાત ઠાકોરને ગમી એટલે તેણે તેમનો બહુ ઉપકાર માન્યો અને તેમનેજ વિનતિ કરી કે, "આપજ એવો એક માણસ અમને આપો." પછી બધો નકામો સરંજામ પાછો મોકલ્યો અને બીજે દિવસે બધી ગોઠવણ કરીને ઠાકોર પોતાના માણસો સાથે જાત્રાએ ગયા અને છ મહિને આનંદથી જાત્રા કરી પાછા આવ્યા.

ભાઇઓ અને બહેનો ! પેલા સ્ટેશન માસ્તરને જેમ હસવું આવ્યું, તેમ તમને પણ આવતું હશેજ; પણ આપણે બધા પેલા ઠાકોરથી ક્યાં ઊતરીએ એવા છીએ ? પેલા ઠાકોરે જેમ ફોકટનો ખૂબ સરંજામ એકઠો કર્યો, તેમ આપણે પણ આપણાં છોકરાં, આપણી બૈરી, આપણાં સગાં, આપણા મિત્રો અને આપણાં શરીરને સુખી કરવા ફોગટનાં વેતરાં કર્યા કરીએ છીએ અને ફોગટનો સરંજામ ભેગો કરવાને ન કરવાનાં કામો પણ કરીએ છીએ. ઠાકોરને જેમ સારો સ્ટેશન માસ્તર મળ્યો તેમ જો આપણને કોઇ સારો સદ્ગુરુ મળે અને કહે કે, "ભાઇ ! આ નાહકની વેઠ શા માટે રાતદિવસ લઈ બેઠા છો ? શું તમેજ વેતરૂં કરશો તો તે ખાશેપીશે અને જીવશે ? નહિ તો તે બધા મરી જશે ? શું તેઓ પોતાનું પ્રારબ્ધ પોતાની સાથે નથી લાવ્યા ? શું તમારી અને તેઓની સંભાળ લેનાર જગત્કર્તા, જગત્ભર્તા, પ્રભુ, વિશ્વંભર, વિશ્વનાથ ઊંઘી ગયો છે ? શા માટે તમે ફોગટના ગાડાની હેઠળ ચાલનાર કૂતરો જેમ માને કે આ ગાડાનો બધો ભાર મારે માથે છે એમ તમે માની બેઠા છો ? શું આપણે વાસ્તે તેણે માતાના સ્તનમાં દૂધ નહોતું ભરી રાખ્યું ? શું આપણે વાસ્તે સૂવાને ઘોડિયાં તૈયાર નહોતાં ? શું આપણે રહેવાને પહેલેથી ઘર તૈયાર નથી રાખતા ? શું જેણે દાંત આપ્યા તે આપણને ચવાણું નથી આપતો ?" આવી

અનેક રીતે પ્રભુ તો આપણે માટે અગાઉથીજ બધી તૈયારી કરી રાખે છે; પણ એનામાં આપણને શ્રદ્ધાજ ક્યાં છે? એના ઉપર આપણને વિશ્વાસજ ક્યાં છે! એના ઉપર આપણને ભરોસો ક્યાં છે? આમ હોવાથીજ આપણે દુઃખી રહીએ છીએ. ઠાકોરે જેમ સ્ટેશન માસ્તર ઉપર વિશ્વાસ રાખીને તેમના કહેવા પ્રમાણે કર્યું, તેમ આપણે જો સદ્ગુરુના વચન ઉપર વિશ્વાસ રાખી તેમની આજ્ઞાનુસાર વર્તીએ, તો તો અહીંની આપણી જાત્રા આપણે આનંદથી કરીએ અને સુખી થઈએ. માટે ભાઇઓ અને બહેનો! કોઇ પણ સદ્ગુરુ કરીને, તે જેમ કહે તેમ કરવા આપણે દઢ પ્રયત્ન કરવો જોઇએ અને તેમ કરવાથીજ આપણા સર્વનું કલ્યાણ અને શ્રેય થશે.

### ભજન

કોઇ મેરે કામ ન આયો, શ્રીહરિ વિના કોઈ મેરે કામ ન આયો;
આ જૂઠી કાયા કે લીને, રતનસો જનમ ગુમાયો. શ્રીહરિ૦ ૧
કંચન કલશ ચીતર વિચીતર, રચી રચી ભોવન બનાયો;
તામેં તતક્ષણ ગ્રહી કાઢ્યો, રચી રચો ભોવન બનાયો. શ્રીહરિ૦ ૨
ઘર તરિયા કહે મેં સંગ ચલુંગી, ધૂત ધૂત ધન ખાયો;
અંતસમે છુપી ઘર ભીતર, ડગ એક ન પહુંચાયો. શ્રીહરિ૦ ૩
સો સુકીત કર એક સુત જાયો, બોત હી લાડ લડાયો;
કાઢ લિયો કટીકો ધાગો, અગનસુ બદન જલાયો. શ્રીહરિ૦ ૪
અધમોદ્ધારણ ગુણકાતારણ, સોઇ પ્રભુ ક્યું તેં વિસરાયો,
ના લિયો નામ રહ્યો મન ધોકા, સૂરદાસ પસ્તાયો. શ્રીહરિ૦ ૫



# રત્ન ૧૨ મું

## બીજાની ઓળખાણ કરતાં પ્રભુની ઓળખાણ ઉત્તમ છે.



સંવત ૧૯૫૩ ની સાલમાં મુંબઇમાં જ્યારે લોકો તડામાર રામશરણ થવા લાગ્યા, ત્યારે લોકો બહુજ મૂંઝાઇ ગયા હતા. એ વખતે લોકો એમજ વાતો કરતા કે, "ભાઇ! તાવ આવે અને ભટ ઊડે" આ વાક્ય પહેલાં કેટલાક મશ્કરીમાં બોલતા હતા; કારણકે ભટ લોકોને ખીજવવા એમ બોલાતું કે, તાવ આવે ને ભટ ઊડે; પણ આ વખતે આ વાક્ય કાંઇ મશ્કરીમાં બોલાતું નહોતું. આ દરદને ગાંઠિયો તાવ કહેતા; કારણકે તાવ આવીને પછી સાંધામાં—બગલમાં વા સાથળમાં ગાંઠ નીકળતી અને દરદી બિચારો રામશરણ થતો. આ રોગને ડૉકટરોએ પ્લેગનું નામ આપ્યું, જે આજે હિંદુસ્તાનમાં ચારે કોર છે—જેને સ્ત્રી, પુરુષ, બાળક, વૃદ્ધ, રંક અને રાય સર્વ ઓળખે છે. તે દરદમાંથી બચવાને લોકો એકદમ મુંબઈથી ભાગવા મંડ્યા. અમે પણ અમારા વતન ભાવનગર જવાને ઊપડ્યા; રેલવેમાં તો એટલી બધી ભીડ કે ન પૂછો વાત. બેસવાને તો શું પણ ઊભા રહેવાને લોકોને જગ્યા મળે નહિ; છતાં કેટલાક નમીને, કેટલાક લાંચ આપીને, કેટલાક લડવાડ કરીને તો કેટલાક લાકડી વાપરીને પરાણે દાખલ થઇ જતા. આવી ભીડમાં ઊંઘવાનું તે કયાંથી મળે. આખી રાતનો ઉજાગરો અને એમ ને એમ બેઠેલા એટલે અમે તો બહુજ થાકી ગયા હતા. અમદાવાદ આવતાં કાંઇક ભીડ ઓછી થઈ અને વીરમગામ આવતાં બહુજ છૂટ થઇ, એટલે અમે દાતણપાણી કરી થોડો નાસ્તો કરીને સૂતા તે વઢવાણ ગાડી બદલાતી હતી ત્યાં આવ્યા ત્યારે જાગ્યા. ત્યાં ચાપાણી પીને અમે બીજી ગાડીમાં બેઠા. ગાડી ધોળા આવી પહોંચતાં અમારા ડબાના એક ખાનાવાળા ઉતારૂઓને બીજે જ્યાં જગ્યા

હતી ત્યાં મોકલ્યા અને તે ખાનામાં હાથમાં બેડી નાખેલ એક ચોર અને સાથે બે સિપાઇઓને બેસાડ્યા. પૂછતાં માલૂમ પડયું કે, તેણે લીલિયા પરગણામાં ખૂન કર્યું હતું, તેથી તેનો કેસ ચલાવવા ભાવનગર લઇ જતા હતા. સોનગઢ, શિહોર અને પછી વરતેજ આવ્યું, એટલે અમે તો બધો સામાન પેક કરીને આનંદથી બધા સ્નેહીઓને મળવાની ઉલટમાં ખુશી થતા થતા બેઠા હતા. બીજા ઉતારૂઓ કે જે પરદેશી હતા અને જેને કોઈની ઓળખાણ નહોતી, તે બિચારાં કયાં ઉતરીશું ? હવે કેમ થશે ? વગેરે ચિંતાથી મૂંઝાતા હતા અને પેલા કેદીના હોશ ઉડી ગયા હતા. તે ખાતરીથી માનતો હતો કે, હવે આવી બન્યું. ભાવનગર પરા આવતાં આવતાં તો અમે ખૂબ ખુશી થયા; કારણકે હવે અમે અમારી જન્મભૂમિમાં આવી પહોંચ્યા હતા. ભાવનગર આવતાં ગાડીમાંથી સર્વ ઉતારૂઓ ઉતરી ગયા અને સૌ સૌને ઠેકાણે ગયા. ભાઇઓ અને બહેનો ! આ વાતમાંથી પણ આપણે સાર શોધી કાઢીશું અને તે એજ કે, રેલવેની પેઠે આપણને આ શરીરરૂપી વાહન મળેલું છે અને તે ધીમે ધીમે કરતાં આપણને યમપુરીના સ્ટેશન સુધી પહોંચાડશે; પણ આપણે જો સત્કર્મો કર્યાં હશે, પ્રભુની સાથે ઓળખાણ કરી હશે એટલે કે એના દર્શનનો લહાવો લીધો હશે, તો તો સ્ટેશન પહોંચતાં આપણને આનંદ થશે અને આપણા મનમાં આપણે ખુશ થઇશું કે ચાલો, હવે આપણી ખરી જન્મભૂમિ કે જયાંથી આપણે આવ્યા હતા, ત્યાં જઈએ છીએ અને ત્યાં આપણા ઇષ્ટદેવને મળાશે અને આનંદ થશે. પણ જો આપણે તેની એટલે કે પ્રભુની ઓળખાણ નહિ કરી હોય, તો તો પરદેશીઓની માફક આપણે મૂંઝાઈશું કે "હાય, હાય ! હવે આપણું શું થશે ! ત્યાં આપણા શા હાલ થશે ? આપણે ત્યાં શું જવાબ આપી શકીશું ! આટલા વખત સુધી આપણે ઓળખાણ કરી નહિ તે બહુ ભૂલ કરી." પણ આગ લાગે ત્યારે કૂવો ખોદાવવાથી શું વળે ! તેમ છેવટે મરતી વખતે

વિચાર આવે તેથી શું વળે ? અને એથી આપણે જો પેલા કેદી જેવા ખરાબ હોઇશું એટલે ચોરી કરી હશે, ખરાબ કૃત્યો કર્યાં હશે, નિંદા કરી હશે, પાપમાંજ જિંદગી ગુજારી હશે, બીજાઓને સતાવ્યા હશે, તો તો પેલા કેદીની પેઠે આપણા રામ રમી જશે અને આપણા મનમાં ખાતરીજ થશે કે હાય, હાય ! હવે તો આપણે મરાયાજ, હવે તો આપણે નરકમાં ડૂબ્યાજ. હવે આપણને કાંઇ યમરાજા છોડશેજ નહિ. યમપુરીમાં જાવું જો જરૂર છે; તો પહેલેથીજ ચેતીને, પ્રભુને સ્મરીને, દાનપુણ્ય કરીને, ખોટાં કામથી બચીને, સદ્ગુરુનું શરણ ગ્રહીને ઈશ્વરના નામોચ્ચારણની ધૂન મચાવીને, પરમાર્થે કેડ બાંધીને લોકકલ્યાણનાં કાર્ય કરીને, આપણે તૈયારી કરી રાખવી જોઇએ, કે જેથી અંતે આપણે પસ્તાવું ન પડે. સારા માણસની ઓળખાણ આ સંસારમાં પણ મોટો લાભ આપે છે, તો પ્રભુ જેવા મહાન જગત્કર્તાની ઓળખાણ આ લોક અને પરલોકમાં કેમ મોટો લાભ નહિ આપે ? તે આપશે અને આપશેજ; માટે તેની ઓળખાણ કરવા સતત પ્રયત્ન કરો.

### ભજન

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ;
બાના રે માટે જો દુઃખ દેશો તો, કોણ જપે તારો જાપ. પ્રભુ૦
રોહીદાસની તમે પાતરિ લીધી ને, નવ જોઇ ભાત કે જાત;
સેનાની માટે સન્મુખ રહીને તમે, નાઈ કહેવાયા હો નાથ. પ્રભુ૦
પ્રહ્લાદની તમે પ્રતિપાલન પાળીને, સ્થંભમાં પૂર્યો વાસ;
તાતી કઢા તમે શીતળ કીધી, સુધન્વાને પાસ. પ્રભુ૦
પંચાળીનાં પટકુળ પૂર્યાં ને, રાખી સભામાં લાજ;
સાગરમાંથી બૂડતો રાખ્યો, રામ કહેતાંમાં ગજરાજ. પ્રભુ૦
ઝેર હતાં તેનાં અમૃત કીધાં ને, આલ્યાં મીરાંને હાથ;
મહેતાને મંડળીક મારવા આવ્યો (ત્યારે), કેદારો લાવ્યા મધરાત.
ભક્તોનાં તમે સંકટ ભાગ્યાં ત્યારે, દૃઢ આવ્યો વિશ્વાસ;
તુલસીના સ્વામીને કહું કર જોડી પૂરો અંતરની આશ. પ્રભુ૦

# રત્ન ૯૪ મું

## ખાલી માળા ફેરવવાથી પ્રભુ મળતા નથી, પણ ભાવપૂર્વક ભક્તિ કરવાથીજ મળે છે.



ક વીશ્વર દલપતરામે પોતાની એક કવિતામાં ઈશ્વરના ગુણ ગાતાં લખ્યું છે કેઃ—

"તું તૃણતણો પર્વત કરે, પર્વતતણો તૃણ તું કરે."

આ લીટી ખરેખર યાદ કરવા લાયક છે; કારણકે જો તેનું બરાબર મનન કરવામાં આવે, તો માણસ અહંકાર કરતો અટકે. આપણે એવાં ઘણાં દષ્ટાંતો વાંચ્યાં છે કે જેમાં પ્રભુ રાયને રંક અને રંકને રાય બનાવે છે. હરિશ્ચંદ્ર જેવા રાજા કે જેના મસ્તક પર ચામર ઢોળાતાં હતાં અને હં કહેતાં હજારો સેવકો ખમા ખમા કરતા હાજર થતા હતા, તેજ હરિશ્ચંદ્ર ઢેડને ત્યાં પૈસા ખાતર વેચાયા. નૈષધ દેશનો રાજા નળ જેને કોઈ પણ વાતની કમી નહોતી, તેને એક વખત શરીર ઉપર માત્ર જેવું તેવું લૂગડું પહેરીને વનમાં ભટકવું પડ્યું હતું. અયોધ્યાપતિ મહારાજા દશરથના પુત્ર શ્રીરામચંદ્રજી કે જેમનો આવતી કાલે રાજ્યાભિષેક કરવાનો હતો અને જેના માન માટે સર્વત્ર ધ્વજા, પતાકા ને વાવટા ફરકી રહ્યાં હતાં, ઘેર ઘેર તોરણો બંધાયાં હતાં, આંગણાંઓમાં રંગોળીઓ પુરાઇ હતી; તેજ રામચંદ્રજી બીજે દિવસે કેવળ વલ્કલ વસ્ત્ર પહેરીને પિતાના વચનને ખાતર વનમાં ચાલી નીકળ્યા હતા. પાંચ પાંડવ ભાઇઓને પણ દ્રૌપદી સહિત વનનાં દુઃખો વેઠવાં પડ્યાં હતાં. આવા આવા મહાન પુરુષોને જ્યારે દુઃખ ભોગવવાં પડ્યાં હતાં, ત્યારે આપણે માનવીમાત્ર તે શી ગણતરીમાં?

મારા કાકાની સ્થિતિ ગરીબ હતી. તેઓ અમુક શેઠની દુકાને મુનીમગીરી કરતા હતા. તેમને મહિને દહાડે વીસ

રૂપિયા પગાર મળતો હતો. તેમાં તેમને આખા કુટુંબનું પૂરૂં કરવાનું હતું. તેમના કુટુંબમાં તેઓ પોતે, તેમનાં પત્ની, બે પુત્રો અને એક પુત્રી, એમ પાંચ જણ હતાં. આમ છતાં તેઓ પોતાના પુત્રોને કેળવણી આપવાની બહુજ ખંત રાખતા હતા. ફાટેલતૂટેલ લૂગડાંથી તેઓ ચલાવતા; થીગડાં દીધેલ જોડા તેઓ પહેરતા, શાક વિના ચલાવી લેતા, એમ બીજી અનેક રીતે કરકસર કરીને પણ તેઓએ છોકરાને નિશાળે ભણાવવા માંડ્યા. મોટા છોકરાને જ્યારે ઘરની સ્થિતિની બરાબર ખબર પડી એટલે તે પણ ભણવામાં બહુજ કાળજી રાખતો અને પછી ધીમે ધીમે પોતાથી નીચલા વર્ગના બેત્રણ છોકરાને ભણાવીને ચારપાંચ રૂપિયા મહિને મેળવતો. ધીમે ધીમે તે માસ્તરોનો બહુ પ્રિય શિષ્ય થઇ પડ્યો, એટલે તેઓએ તેની ભલામણ કરીને તેને સ્કૉલરશીપ પણ અપાવી. આથી તેને અભ્યાસમાં બહુ સરળતા થઇ; કારણકે પછી તેણે છોકરાઓને ભણાવવાનું છોડી દીધું. બરાબર ખંતથી અભ્યાસ કરીને તે બી. એ.માં પાસ થયો અને મુંબઈની "બુદ્ધિબળ શાળા"માં તે હેડ માસ્તર તરીકે નિમાયો. ત્યાંથી બે વર્ષે તે ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં બીજા મદદગાર શિક્ષક તરીકે નિમાયો અને પછી ધીમે ધીમે તે કેળવણી ખાતાનો ઇન્સ્પેકટર નિમાયો. પહેલાં ભરૂચ જિલ્લામાં ગયો, ત્યાંથી પછી સૂરત બદલી થઈ અને હાલ તે મુંબઈમાં મહિને ત્રણસોના પગારથી ઈન્સ્પેકટરનું કામ કરે છે. ગાડીભથ્થાંના પણ તેને મહિને પચાસ રૂપિયા બીજા મળે છે. તેણે એક ઘોડાગાડી રાખી છે. તે કોર્ટમાં હોર્નબી રોડ ઉપર આવેલા "મોતી માળા"માં ત્રીજે માળે રહે છે. બરાબર અગિયાર વાગે જમીને તે ગાડીમાં બેસીને કોટની ક્રાફર્ડ મારકીટ પાસેની નાગદેવી સ્ટ્રીટને નાકે આવેલી, ભુલેશ્વરની મારકીટ પાસે આવેલી, કાલબાદેવી રોડ ઉપર આવેલી અને છેવટે મની સ્કૂલ પાસે આવેલી એમ અનુક્રમે નિશાળો તપાસવા નીકળતો. નિયમિતપણે દરરોજ

જવાનું રાખેલું હોવાથી તેનો ઘોડો પણ બરાબર અનુક્રમે તે તે નિશાળો પાસે આવીનેજ ધબ દઇને ઊભો રહી જતો; કારણકે તેને આ ટેવજ પડી ગઈ હતી.

બીજાં બે વર્ષ પછી તેમના નાના ભાઈ કે જે આફ્રિકામાં એક વર્ષની બંધીથી ડૉક્ટર તરીકે ગયા હતા અને હવે જે પોરબંદર સ્ટેટમાં ડૉક્ટર તરીકે નિમાયા હતા, તે મુંબઈ તેમને ત્યાં આવ્યા. ડૉક્ટરને ગામમાં કેટલીક ચીજો ખરીદ કરવા જવું હતું, એટલે પોતાના મોટા ભાઇની ગાડી માગી લીધી. ડૉક્ટર તો શેકૂથી તેમાં બેઠા અને ગાડી હાંકવા મંડ્યા; પણ જરા આગળ ચાલતાં ઘોડો એકદમ અજાણતાં ઊભો રહ્યો એટલે ડૉક્ટર પડતાં પડતાં સહેજમાં બચી ગયા; જરા આગળ ચાલ્યા એટલે ક્રાફર્ડ મારકીટમાં ફરીથી પાછો ઘોડો અટક્યો એટલે ડૉક્ટર મૂંઝાયો. વળી ત્રીજી વાર નાગદેવી પાસે પણ ધબ કરતો ઘોડો ઊભો રહ્યો એટલે તે બહુજ ગભરાયા. પછી તો તે ત્યાંથી નીચે ઊતરી ગયા અને થોડી ચીજ ખરીદવાની હતી તે ખરીદી અને ભુલેશ્વર દર્શન કરવાના વિચારથી ત્યાંથી ગાડી હંકારી; પણ ત્યાં જતાં રસ્તામાં એકદમ ઘોડો ઊભો રહ્યો. આથી દર્શન કરવાનું છોડી દઇને ગાડી કાલબાદેવીને રસ્તે હંકારી. તે રસ્તે પણ બે ઠેકાણે અટકીને ઘોડો આગળ ચાલ્યો. ઘેર આવીને ડૉક્ટરે તેમના મોટા ભાઇને કહ્યું કે, "ભાઇ! આવો ઘોડો તે તમે કેમ રાખ્યો છે? મારાં હાડકાં ખોખરાં થતાં માંડ માંડ રહ્યાં છે." મોટા ભાઇએ કહ્યું કે, "ભાઇ! એને તો એવી ટેવ પડી છે કે જ્યાં જ્યાં મારે સ્કૂલ જોવા જવાની હોય, ત્યાં એની મેળેજ ઊભો રહે છે." ડૉક્ટરે કહ્યું: "એ ઘોડો ભલે તમનેજ મુબારક હો. હવેથી એ કોઇને વાપરવા આપશો નહિ. એવા ઘોડા તો શા ખપના?" પછી ડૉક્ટર પોરબંદર ગયા અને હજી પણ તે વાત યાદ લાવીને સૌને હસાવે છે.

ભાઇઓ અને બહેનો! આ વાતમાંથી આપણે શો સાર લઈશું? આપણે તો ગુરુ દત્તાત્રેયની પેઠે ગમે ત્યાંથી પણ સાર

ગ્રહણ કરવાનો છે. આ વાતમાંથી આપણે એ સાર લઈશું કે, પેલો ઘોડો જેમ માત્ર ટેવથીજ નિશાળે ઊભો રહેતો, તેમ આપણે પણ ઘણાં કામો માત્ર ટેવથીજ કરીએ છીએ, હૃદયથી નહિ. નાહવું, પૂજા કરવી, માળા ફેરવવી, દર્શને જવું, જાત્રા કરવી વગેરે ઘણાં કામો માત્ર ટેવથીજ કરીએ છીએ; પણ આથી કાંઇ શુકવાર વળે નહિ. માત્ર ટપ ટપ માળાના મણકા ફેરવવાથી વા એકબીજાની દેખાદેખીએ ફક્ત ટીલાં તાણવાથી વા ગાડરિયા પ્રવાહની માફક જાત્રા કરવાથી આપણું કાંઇ શ્રેય થાય નહિ. હૃદયના ખરા ઉમળકાથી, જિગરના ખરા ભાવથી, અંતઃકરણના ખરા પ્રેમથી જો આપણે કાર્ય કરીએ તોજ તે સિદ્ધ થાય છે; નહિ તો ટેવથી તો પોપટ પણ રામ રામ કરે છે, ગધેડાં રાખમાં આળોટે છે, માછલાં નદીમાં નિરંતર સ્નાન કરે છે; બકરાં દાઢી વધારે છે અને સરકસનાં જનાવરો આશ્ચર્ય પમાડે એવા ચમત્કારો કરે છે; પણ એ બધું જેમ ફોગટ છે, તેમ માત્ર ઉપલક્રિયા અને દેખાવનાં દર્શન, ભજનકીર્તન, જાત્રા વગેરે ફોગટનાં છે.

૫૬

રામ નામ તું ભજ લે પ્યારે, કાયકુ મગરૂબી કરતા હે;
કચી મટીકા બંગલા તેરા, પાવ પલકમેં ઢલતા હે. રામ૦
બ્રમ્મન હો કર પુરાન વાંચે, સ્નાન તરપન કરતા હે;
સર્વ કાલ સુચિત રહેતો, ઓ કયા સાહેબજી મીલતા હે. રામ૦
જોગી હો કર જટા બઢાવે, હાલ મસ્ત મેં રહેતા હે;
ઉખર ધરે કર હાથ સુકાવે, યું કયાં સાહેબ મીલતા હે. રામ૦
મુલ્લાં હો કર બાંગ પુકારે, ઓ કયા સાહેબ બહીરા હે;
મુગી પાવકા અવાજ બાજે, ઓ ભી અલ્લા સુનતા હે. રામ૦
જંગમ હો કર લિંગ બધાવે, ઘરઘર લે કર ફીરતા હે;
શંખ બજા કર ભિક્ષા માગે, ઓ કયા સાહેબ મીલતા હે. રામ૦
કહત કબીરા સુન ભાઈ સાધુ, મન શ્રી માલા જપતા હે;
ભાવ ભક્તિસે ધ્યાન ધરત હે, ઉનકો સાહેબ મીલતા હે. રામ૦

# રત્ન ૯૫ મું

## ખોટું અભિમાન મૂકીને આપણે તો પ્રભુને શરણે-જ રહેવું જોઇએ.



દ્વારિકા જવા માટે અમે એક વખત મુંબઇથી બૉમ્બે સ્ટીમ નેવિગેશન કંપનીની સ્ટીમર 'હિંમત'માં બેઠાં. તે કેટલાંક બંદર કરતી કરતી દ્વારિકા જવાની હતી. મુંબઇ છોડ્યા પછી લગભગ ચાર કલાકે પવન જે ધીમો વાતો હતો તે જોશમાં ફુંકાવા મંડ્યો, આકાશમાં ધીમે ધીમે વાદળાં-ઓ એકઠાં થવા લાગ્યાં અને થોડી વારમાં તો મેઘગર્જના અને વીજળીના ઝબકારા થવા મંડ્યા, વરસાદ તૂટી પડ્યો અને સ્ટીમર હાલકડોલક થવા માંડી. ઉતારૂઓ ગભરાવા લાગ્યા, કેટલાક રોવા મંડ્યા, કેટલાક બીને ભંડકમાં પેસી ગયા, કેટલાક દરિયામાં પડવાની તૈયારી કરવા લાગ્યા ને કેટલાક પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા. એટલામાં "પડ્યા ઉપર પાટુ અને દાઝયા ઉપર ડામ" થાય તેમ સ્ટીમરના એક કોરના ભાગમાં એક બાકોરૂં પડ્યું, તેથી બધાએ જીવવા-ની આશા છોડી. અમારી સાથે ઉતારૂઓમાં એક ચોળો ભગત હતો. તે બહુજ ચોળો હતો. તે બહુજ અહંકારી, અભિમાની અને વાયડો હતો એટલે સૌ કોઇ તેને ચોળા ભગતના નામથી ઓળખતા. તે ભગત એકદમ કપ્તાન પાસે દોડી ગયો અને રાડેરાડ પાડવા મંડ્યો કે, "સાહેબ! આ શો જુલમ? આવું તોફાન અને આવો પવન અને વળી તેમાં બોટને ગાબડું પડ્યું છે એમ મેં સાંભળ્યું છે, તો બોટ હવે જરૂર બૂડવાનીજ, એમ મને લાગે છે." કપ્તાન જો કે અંગ્રેજ હતો પણ તે બહુજ શાંત, ભલો અને હિંમતવાન હતો. તે પણ પેલા ચોળા ભગતને ઓળખતો હતો. એટલે કાંઇ પણ વધુ ગડબડ ન કરતાં તેણે મનમાં વિચાર્યું કે, જો આને છૂટો

મૂકીશું, તો તે ઉતારૂઓને ખૂબ ગભરાવી મારશે અને વળી ગાબડું પડ્યાની વાત જે બીજા ઘણાખરા જાણતા નથી, તે જાણશે તો વળી ઉતારૂઓ બહુજ મૂંઝાઈ જશે. આ હેતુથી તેણે તેને કહ્યું કે, "ભગત! જો તમે સ્ટીમરને બચાવવા અમને મદદ કરો, તો સ્ટીમર જરૂર બચશે અને આપણે બધા ઊગરીશું. જુઓ, અમારા બધા ખલાસીઓ કામ કરવા મંડી ગયા છે; પણ તમારા જેવા ભરોસાદાર માણસને મારે એક ખાસ કામ સોંપવું છે." આથી ચોળા ભગત બહુજ ફુલાઈ ગયા અને તેની સાથે ગયા. તેણે એક મોટું જબરૂં જાડું દોરડું બતાવીને કહ્યું કે, "આ ખૂબ મજબૂતીથી પકડી રાખજો અને હું પાછો આવીને તમને કહું ત્યારેજ તેને છોડી દેજો." આમ કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો. ત્રણ કલાક પછી વરસાદ–બરસાદ બધું શાંત થઇ ગયું, બાકોરામાંથી ભરાયેલું પાણી પણ બંબાથી કાઢી નાખ્યું અને બાકોરૂં પૂરી દીધું. આથી સર્વત્ર શાંતિ ફેલાઇ રહી. પછી કપ્તાન પેલા ચોળા ભગત પાસે ગયા અને કહ્યું કે, "હવે દોરડું મૂકી તમે ખુશીથી પધારો." આથી તેને એમજ લાગ્યું કે, મારી મહેનતથીજ સ્ટીમર બચી અને મેંજ બધાને બચાવ્યા. પછી ઉતારૂઓ પાસે આવી તે પોતાનાં બણગાં ફૂંકવા લાગ્યો અને સૌને કહેવા લાગ્યો કે, "તમે બધા ભેગા મળી મને માનપત્ર આપો તો ઠીક." આ ગડબડ છેટેથી કપ્તાન પણ સાંભળતા હતા, તે ત્યાં આવ્યા અને બોલ્યાઃ "તમને મેં જે દોરડું હાથમાં આપ્યું હતું તે તો નકામું ત્યાં પડેલુંજ હતું. તમને મેં એટલા વાસ્તે ઊભા રાખ્યા કે તમે પાછા ચોળા થઇને આ ઉતારૂઓ-ને ફોગટના ગભરાવો નહિ. આવા નાહકનાં ગપ્પાં મારીને તમે શા માટે તમારી ફજેતી અને મશ્કરી કરાવો છો?" આ સાંભળી બધા હસી પડ્યા અને ચોળા ભગત શરમાઈ ગયા.

ભાઇઓ અને બહેનો! આપણે બધા પણ પેલા ચોળા ભગતના જેવાજ છીએ. આપણે એમજ માનીએ છીએ કે,

ન્યાતમાં, જાતમાં, પાડોશમાં, મંદિરમાં, ભજનમંડળમાં અમેજ કર્તાહર્તા છીએ અને અમારાથીજ આ બધું ચાલે છે. આવો ખોટો અહંકાર આપણે કરીએ છીએ, તેથીજ આપણું શ્રેય થતું નથી. જેમ પાણીના નળ એમ ગર્વ કરે કે, અમેજ ગામનેપાણી પૂરૂં પાડીએ છીએ, જેમ ચિતારાની પીંછી એમ અહંકાર કરે કે હુંજ સરસ ચિત્રો ચીતરૂં છું, જેમ કવિની કે લેખકની કલમ એમ હુંપદ ધરે કે, હુંજ કવિતા અને લેખ લખું છું, જેમ બીબાંઓ એમ ગર્વ કરે કે અમેજ સરસ પુસ્તકો છાપીએ છીએ; જેમ કડછી, તપેલાં, હાથલો વગેરે ગર્વ કરે કે અમેજ સરસ રસોઇ બનાવીએ છીએ; જેમ છીણી, હથોડા એમ કહે કે અમેજ સરસ મૂર્તિઓ ઘડીએ છીએ; જેમ જુદાં જુદાં હથિયારો અને સાધનો એમ ગર્વ કરે કે અમેજ બધું કરીએ છીએ; તેમ જે મૂર્ખ ફૂલણજી હોય, તેજ અહંકાર અને ગર્વ કરે કે અમેજ બધું કરીએ છીએ અને અમે જો ન હોત, તો કાંઇ થાતજ નહિ, એમ કહે છે; પણ જેઓ ડાહ્યા, સમજુ, વિવેકી અને સત્સંગી છે તેઓ તો એમજ કહે છે કે, "અમારાથી કાંઇ થતુંજ નથી અને જો થતું હોય, તો અમે તો માત્ર પ્રભુના નિમિત્ત માત્રજ છીએ." આપણે પણ એ પ્રમાણે કરતાં અને કહેતાં રહેવું જોઇએ.

**ભજન**

સાચી વાત સખા સમજાવું તુને સાનમાં રે;
ખોટું મોટપણું મેલી દે મિથ્યા માનમાં રે. ટેક
ધામ ધરા ધન સાથ ન આવે, સ્નેહ અને સંબંધ સતાવે;
સુતદારાદિક તને નચાવે તાનમાં રે, સાચી૦
પુણ્ય વડે માનવ તન પામી, વામી થઇ બેઠો છે કામી;
ખલ તારી તે ખામી કહું છું કાનમાં રે, સાચી૦
નામરૂપ સર્વે છે નિષ્ફળ, બહુ કોને દેખાડે છે બલ;
જીવન ચલ જલબિંદુ પડેલું પાનમાં રે, સાચી૦
વિનય વિવેક વિચાર કરીને, તર ભવસાગર પુણ્ય કરીને;
ભાવ ધરીને કેશવ હરિ ભગવાનમાં રે, સાચી૦

## રત્ન ૧૬ મું

### સદ્‌ગુરુને શરણે જવા વિષે



ને ૧૮૫૧ ના ઑક્ટોબર મહિનાની પંદરમી તારીખે મુંબઇથી માલ અને ઉતારૂઓને લઇને "જોરાવર" નામનું એક વહાણ કલકત્તા તરફ ઉપાડવાનું હતું. અસલના વખતમાં આગગાડી કે સ્ટીમરો હતાં નહિ. તે વખતે માલ અને ઉતારૂની આવજા ગાડા રસ્તે કે વહાણ રસ્તેજ થતી હતી. પંદરમી તારીખે બે વાગ્યા સુધીમાં તો બધો માલ, કાપડ, ચોખા, ઘઉં વગેરે–તથા બધા ઉતારૂઓ વહાણમાં આવી ગયા હતા. તે વહાણનો ટંડેલ ભીખા કાના પોતાના શેઠ ઠક્કર હંસરાજ દેવજીની રજા લઇને ત્રણ વાગે આવી પહોંચ્યો. ટંડેલ બહુ ધીરજવાળો, હિંમતવાન અને શ્રદ્ધાળુ હતો. અત્યારે તેની ઉંમર લગભગ પંચાવન વર્ષની હતી અને જ્યારથી તે બાર વર્ષનો હતો, ત્યારથી તે આ કામમાંજ જોડાયો હતો. તે વહાણમાં એક મદદગાર ટંડેલ અને પંદર ખારવાઓ હતા અને બધા મળીને પંચોતર ઉતારૂઓ હતા. ઉતારૂઓને માટે ફક્ત પાણીની સગવડ વહાણવાળા કરતા હતા. બાકી ખાવાપીવા વગેરેનું ઉતારૂઓને માથે હતું. ટંડેલે સમુદ્રદેવની પૂજા કરી કંકુ, ચોખા, ફૂલ વગેરે સમુદ્રમાં પધરાવ્યું અને એક નાળિયેર વધેરીને વહાણને ચલાવવા હુકમ આપ્યો. વહાણ જરા આગળ ચાલ્યું એટલે ઉતારૂઓમાંના એકે છીંક ખાધી, આથી ટંડેલે પોતાના મદદનીશ ટંડેલ લાખાને વહાણ ઊભું રાખવા ફરમાવ્યું, પણ લાખાએ કહ્યું કે, "ભીખાભાઈ! વહાણ ચાલ્યા પછી છીંક થઈ છે એટલે તો તેણે આપણી પીઠ ઠોકી છે; માટે હવે વહાણને ચાલવા દો." ભીખા ટંડેલે કહ્યું કે, "લાખા! હું આમાં ને આમાં ઘરડો થયો છું અને

મેં છીંકનો પરતાપ ઘણી વાર જોયેલો, હો કે." લાખાએ કહ્યું કે, "બાપુ! એ વાત તો ખરી, પણ હવે છીંક થઇ તે કાંઇ નહિ થાય એમ હતું? માટે હવે તો ચાલવા દો. માતા સૌ સારાં વાનાં કરશે." આવી રીતે ભીખાના મનનું સમાધાન કર્યું અને વહાણ તો ચાલ્યું. ચાલતાં ચાલતાં કલકત્તા આવવાને બેત્રણ દિવસનું છેટું રહ્યું, ત્યાં એકદમ પવન ચડી આવ્યો અને મોટો વંટોળિયો ચઢ્યો. આથી વહાણ એકદમ હાલકડોલક થવા માંડ્યું અને ઉતારૂઓ ગભરાઈ ગયા. થોડી વારમાં એવો સખ્ત પવન વાવા માંડ્યો કે વહાણ આ ઘડીએ ગયું કે જશે એમ થઇ રહ્યું. ઘડીકમાં મોજાંથી વહાણ ખૂબ ઊંચે ચઢે અને પાછું ધબ કરતું નીચે પડે; ઘડીકમાં એક બાજુ નમે તો ઘડીકમાં બીજી બાજુ નમે, આમ હાલકડોલક થવાથી ઉતારૂઓની પાણીઓની કોઠીઓ સામસામી અથડાઇ અને ભાંગી ગઈ અને પાણી બધું દરિયામાં ગયું. ટંડેલે તો વહાણને છૂટું મૂકી દીધું અને જ્યાં પ્રભુ લઇ જાય, ત્યાં જવા દેવું એમ નિશ્ચય કર્યો. ખારવાઓ તથા ઉતારૂઓ પ્રભુનું સ્મરણ કરવા લાગ્યા. બરાબર છત્રીસ કલાકે વહાણ ધાસ્તીમાંથી પસાર થયું. વહાણને એમ ને એમ જવા દીધું, કારણકે તેઓ ક્યાં આવ્યા હતા તે તેમને ખબર પડી નહિ. ખાવાનું તો હતું, પણ પાણી ન હોવાથી ઉતારૂઓમાં બૂમાબૂમ થઇ રહી અને કેટલાક તો લાંબા થઈને મડદાં માફક સૂતા. કોઇ વહાણ મળે અને આપણને મદદ કરે એ વિચારથી તેઓએ વહાણ પર ભયની નિશાની વાળી ધજા ચઢાવી દીધી. આવી રીતે બીજા બે દિવસ ગયા, પણ કોઇ વહાણ તેમને મળ્યું નહિ. હવે તેઓએ જીવવાની આશા છોડી અને વહાણને ત્યાં ને ત્યાંજ આમ તેમ ફેરવવા લાગ્યા. એક કલાક પછી તેઓની નજરે એક વહાણ ચઢ્યું, આથી તેઓને કાંઇક આશા બંધાઇ. બીજા કલાકમાં તો તે વહાણ ત્યાં આવી પહોંચ્યું અને આ વહાણ ઉપર ભયની નિશાનીવાળી ધજા

જોઈને તેની પાસે આવ્યું. એક નાના હોડકામાં બેસીને નવા આવેલ વહાણનો ટંડેલ બેત્રણ ખારવાને લઈને "જોરાવર" વહાણ ઉપર આવ્યો અને પૂછ્યું કે, "તમને શાનો ભય છે?" તેઓએ પોતા ઉપરની વીતક કથા કહીને કહ્યું કે, "અહીં બે દિવસથી અમે ભટક્યા કરીએ છીએ કે કોઇ વહાણ અમારી મદદે આવે, કારણકે અમે પાણી વિના મરી જઇએ છીએ; માટે અમને પીવા થોડું પાણી આપો. વળી અમારે કલકત્તે જવું છે તો તે ક્યાં છે, તેનો અમને માર્ગ બતાવો." મદદે આવનાર વહાણના ટંડેલે કહ્યું કે, "ભાઈઓ! તમે આટલામાં ભટકો છો અને પાણી વિના મરો છો, એ કેવી ગાંડાઇ! આ ગંગાનો સાગર છે, આમાં તો હાથ નાખીને જોઇએ તેટલું પાણી પી લો ને, દરિયો તો છેટે રહ્યો. આ દરિયા જેવું તમને લાગે છે, પણ તે ગંગાસાગર છે." આથી તરતજ બધા ઉતારૂઓ એકદમ હાથ નીચે નાખીને ખોબે ખોબે પાણી પીવા મંડી પડ્યા અને કેડમાં છોકરૂં ને છોકરૂં ગોતવા નીકળવાની માફક પોતાનેજ ઠપકો આપવા લાગ્યા. પછી તે વહાણવાળાએ કહ્યું કે, "હવે કલકત્તા બહુ નજીક છે, માટે તમે ગભરાશો નહિ. અહીંથી દક્ષિણમાં ચાલો એટલે ત્રણ કલાકમાં કલકત્તે પહોંચશો." ટંડેલે તેનો બહુ ઉપકાર માન્યો. પછી વહાણને સહીસલામત કલકત્તે પહોંચાડ્યું.

ભાઈઓ અને બહેનો! "જોરાવર" વહાણવાળા જેમ છતે પાણીએ તરસે મરતા હતા, એમ આપણે પણ છતે મંદિરે, છતી હરિકથાએ, છતે ભજનમંડળે, છતી સંતસંગતિએ હરિરસ વિના, પ્રભુની કથા વિના, પ્રભુના ભજનકીર્તન વિના મરીએ છીએ. જેમ વહાણવાળા કલકત્તા પાસે છતાં તેમને ખબર નહોતી, તેમ આપણી પાસે આપણા હૃદયમાં આપોઆપ પ્રભુ બિરાજે છે, છતાં આપણને તેની ખબર નથી પડતી; પણ જેમ તે વહાણવાળાને સત્ય જાણવાવાળો ટંડેલ મળ્યો, તેમ આપણને કોઇ સદ્‌ગુરુ મળે, તો રસ્તો બતાવી

છે, માટે કોઈ સારા સદ્દગુરુને શોધી તેને શરણે જાઓ.

ભજન

ગુરુ વિન મરમ ન જાણે, કોઈ જન ગુરુ વિન મરમ ન જાણે;
બ્રહ્મ જાણવો કોણ ઠેકાણે, કોઈ જન ગુરુ વિન મરમ ન જાણે. ટેક.
બાવન અક્ષર માણસ બોલે, કળ એ ભરી છે કોણે,
જીવ દેહમાં રહીને વદે પણ, પ્રભુરચના ન પ્રમાણે. કોઈ૦ ૧
ઔષધ સઘળાં ગાંધીના ઘરમાં, તે વૈદ વિના મરે રોગે;
દાટેલું ધન પણ ગુરુ વિન ઘરનું, કેમ પડે ઉપભોગે. કોઈ૦ ૨
મહાસિંધુમાં નૌકા મૂકે, મરમી પાર ઉતારે;
ભેદ લહ્યા વિન ભૂલો ભમે તે, શ્રમ કરી સર્વે હારે. કોઈ૦ ૩
અર્ક વિના સઘળે અંધારું, પાસ પડ્યું ના સૂઝે;
જન છોટમ ગુરુજ્ઞાન મળે તો, પ્રકટ પ્રભુને બૂઝે. કોઈ૦ ૪

# રત્ન ૧૭ મું

## દુઃખથી ન ડરતાં હિંમત રાખી કાર્ય કરવું, એ સજ્જનનું કર્તવ્ય છે.



શૂરસેન જાદવની પુત્રી અને વસુદેવની બહેન તે કુંતા. એનું ખરું નામ તો પૃથા હતું, પણ શૂરસેને પોતાના મિત્ર કુંતીભોજને કાંઇ સંતાન નહોતું, તેથી તેને દત્તક કરવા આપી હતી. કુંતીભોજ ઉપરથી તે કુંતા કહેવાયાં. કુંતીભોજ રાજાને ત્યાં ઘણા સંતસાધુઓ આવતા હતા અને તે સર્વની મહેમાનગત કરવાનું કામ રાજાએ કુંતાને સોંપ્યું હતું. એક વખત ત્યાં દુર્વાસા ઋષિ આવી ચઢ્યા. તેમને રાજી રાખવા એ કાંઈ જેવું તેવું કામ નહોતું. તે મહાક્રોધી હતા, છતાં કુંતાએ તેમની એવી સરસ સેવા ઉઠાવી કે ઋષિ તેમના પર અત્યંત પ્રસન્ન થયા અને જતી વખતે તેમને પાંચ દેવ—સૂર્ય, યમ, વાયુ, ઇંદ્ર અને અશ્વિની—ના મંત્રો આપ્યા અને કહ્યું

કે, "હે કન્યા! હે બેટા! હું તારા ઉપર બહુ પ્રસન્ન થયો છું, તેથી આ પાંચ દેવના પાંચ મંત્ર તને આપું છું, જેના જપથી તને પુત્રો થશે; પણ ખરી અડચણ સિવાય કદી તું તેનો ઉપયોગ કરીશ નહિ." આમ કહીને તે તો વિદાય થયા. થોડા વખત પછી કુંતાને મનમાં શંકા થઇ કે, "ઋષિ મને મંત્ર આપતા ગયા છે તે સાચા હશે કે ખોટા? આવા વખતમાં દેવના મંત્રનો ઉચ્ચાર કરીએ અને દેવ સાક્ષાત્ પોતે દિવ્ય સ્વરૂપે આવે અને વળી પુત્ર આપે એ વાત શું સંભવિત હશે? અરે, ના રે ના; આ તો મારા જેવી બાળાને જરા બનાવીને ઋષિ ચાલ્યા ગયા; પણ ખેર! લાવને એકજ મંત્ર અજમાવી જોઉં, જેવું હશે તેવું તરત જણાશે." આમ કહીને પવિત્ર થઇ તેમણે પોતાના એકાંત ઓરડામાં સૂર્યનારાયણ દેવના મંત્રનો જપ કર્યો કે તરતજ ત્યાં તેજસ્વી સૂર્યદેવ દૈવી રૂપ ધરીને આવ્યા. આથી કુંતા ગભરાઈ, નીચું જોઇ ગયાં, થરથર કંપવા લાગ્યાં અને પોતાની ભૂલ માટે સૂર્યનારાયણની માફી માગી; પણ દેવે કહ્યું: "હવે પસ્તાવો કરવો ફોગટ છે, મારૂં આવવું કોઈ વખત અફળ થાયજ નહિ." આમ કહી તેમને આલિંગન કરીને ચાલતા થયા અને કહ્યું કે, "તારૂં કન્યાપણું જશે નહિ." સૂર્યદેવના ગયા પછી તેમને એક મહાતેજસ્વી કવચકુંડળવાળો પુત્ર ઉત્પન્ન થયો. પછી તેમણે પોતાની એક અંગત દાસીને બોલાવી આ સર્વ વાત નિવેદન કરી અને તેની સલાહ લઇને તે કુંવરને એક પેટીમાં મૂકી તે પેટી નદીમાં તરતી મૂકી દીધી. પછી તે પેટી અધિરથી સારથિને હાથ આવી અને તેને પુત્ર ન હોવાથી તેણે તેને પુત્રતરીકે રાખ્યો અને પછીથી તે કર્ણ તરીકે ઓળખાયો. વખત વીતતાં કુંતાજીનાં લગ્ન પાંડુ સાથે થયાં. એક હરણીના શાપથી પાંડુ પોતાની સ્ત્રીઓ સાથે સંબંધ કરી શકતા નાહ. પછી પાંડુ પોતાની બન્ને સ્ત્રી–કુંતી અને માદ્રીને લઇને વનમાં ગયા; ત્યાં એક વખત કુંતીએ દુર્વાસાની વાત કહી; અને પતિની

ઇચ્છા અને આજ્ઞાથી ત્રણ દેવથી પોતે ત્રણ પુત્રો–ધર્મ, ભીમ અને અર્જુન–ઉત્પન્ન કર્યા અને માદ્રીને એક મંત્ર શીખવ્યો તેથી તેણે અશ્વિનીકુમારથી બે પુત્રો–નકુળ અને સહદેવ–ઉત્પન્ન કર્યા. આ પાંચ પાંડવો કહેવાયા અને તેઓએ ધર્મને માટે કુરુક્ષેત્રનું પ્રસિદ્ધ યુદ્ધ કર્યું. એ યુદ્ધમાં એક દિવસે અર્જુનનો પુત્ર અભિમન્યુ પૂરજોસમાં દુશ્મનો સામે યુદ્ધમાં લડતો હતો, તે અર્જુન છેટેથી ઉભા રહીને જોતા હતા. હવે દુશ્મનોનું જોર વધી પડ્યું અને તેઓ અભિમન્યુને બહુ ગભરાવવા લાગ્યા. આથી અભિમન્યુએ પોતાના પિતાને કહેવરાવ્યું કે, "મને મદદ કરવાને થોડુંક લશ્કર મોકલો." આ સંદેશો સાંભળીને અર્જુન હસ્યા, પણ તેની મદદે કાંઇ લશ્કર મોકલ્યું નહિ. અભિમન્યુ ખૂબ જોસથી લડતો હતો પણ મદદ ન આવી તેથી ગભરાયો. અર્જુન છેટેથી જોતા હતા અને મનમાં વિચારતા હતા કે, "આને આજે મારે જશ અપાવવો છે, આજની કીર્તિ અભિમન્યુનેજ અપાવવી છે અને તેથીજ હું તેની મદદે લશ્કર નહિ મોકલું." થોડી વાર પછી અભિમન્યુએ બીજું માણસ અને પછી ત્રીજું માણસ મોકલ્યું અને કહેવરાવ્યું કે, "મદદે લશ્કર મોકલો." અર્જુને તેઓની સાથે કહેવરાવ્યું કે, "તું કાંઇ કાચોપોચો સરદાર કે લડવૈયો નથી, તેમ મેં પણ ઘણાં યુદ્ધો કર્યાં છે. વળી તારા બળ વિષે હું અજાણ્યો નથી; માટે હે ભાઇ! હું તને આજે જશ અપાવવાજ ઇચ્છું છું. હું જશ લેવા ઇચ્છતો નથી અને તેથીજ હું તારી મદદે અત્યારે લશ્કર નહિ મોકલું." વળી સાથે કહેવરાવ્યું કે, "તું બાળક છે પણ સિંહનો બાળક છે; માટે શિયાળવાથી કદી ડરીશ નહિ. તારો પિતા કોણ? તારી માતા કોણ? તારૂં મોસાળ કોણ? આ બધો તું વિચાર કરીશ એટલે તું પછી મદદની ઇચ્છા નહિ કરે અને મરણિયો થઇને લડીશ, એમ મારી ખાતરી છે." આ સંદેશો અભિમન્યુને મળ્યો કે તરતજ લાલચોળ નેત્ર કરીને અગાઉ કરતાં દસગણા જોરથી તે લડવા મંડ્યો અને પોતાના યોદ્ધા-

ઓને કહેણીથી અને રહેણીથી એવા ઉત્તેજિત કર્યા કે દુશ્મનોનું લશ્કર પોબારા ગણી ગયું અને અંતે અભિમન્યુને જશ મળ્યો.

ભાઇઓ અને બહેનો! અભિમન્યુની પેઠે જરા દુઃખ પડતાં આપણે આપણા મહાન પિતા–પ્રભુ–પરમેશ્વરને યાદ કરવા મંડી પડીએ છીએ, પણ અર્જુનની પેઠે તે પણ સમજુ હોવાથી અને આપણને જશ અપાવવાની ઇચ્છાથી તે આપણું દુઃખ દૂર કરતા નથી, પણ આપણનેજ તેમાં યુદ્ધ કરવા કહે છે; અને વળી કહે છે કે, "દુઃખ આવે ત્યારે પોક મૂકીને રડવા કરતાં યાદ કરો કે તમે કોના પુત્ર છો, તમારી માતા કોણ છે?" એ વિચાર કરતાં આપણને માલૂમ પડશે કે, સર્વ શક્તિમાન, સર્વવ્યાપક, વિશ્વંભર, વિશ્વનાથ, એવા સમર્થ પિતાના આપણે પુત્ર છીએ અને મહામાયા જગદંબા આપણી માતા છે, તો તે યાદ કરીને આપણે પોક ન મૂકતાં કે પ્રભુની સહાયની આશા ન રાખતાં પ્રયત્ન કરવો જોઇએ. અને જો પ્રયત્ન કરીશું તો પ્રભુ છેવટે આપણા ઉપર કૃપા કરશે; કારણકે **મનુષ્યયત્ન તો ઈશ્વરકૃપા!** તેથી આપણને તે જશ અપાવશે. દુઃખ, આપત્તિ કે વિપત્તિમાં ન ગભરાતાં હમેશાં ધીરજ અને હિંમત રાખવી એજ સજ્જનનું કર્તવ્ય છે અને એજ મનુષ્યજન્મની કસોટી છે.

### ભજન

હામ ન હારિયે ભલાજી હામ ન હારિયે,
કષ્ટ પડે તે સમે પ્રભુ સંભારિયે. ટેક
તારો દેહ જોને તારા હાથમાં નથી,
તો વૃથા તું શોચ કરી શું મરે મથી. હામ૦ ૧
પ્રકટ જેણે કર્યો તને તેજ પાળશે,
તેનું રટણ રાખ દુઃખ તેજ ટાળશે. હામ૦ ૨
જાળવે છે જનની જથા આપ બાળને,
જગતમાંહી ભક્ત એમ પ્રિય દયાળને. હામ૦ ૩
ધરી બ્રહ્મ ધ્યાન બ્રહ્મ આશરે રહ્યા,
છોટમ એવા ભક્ત જગતમાં સુખી થયા. હામ૦ ૪

## રત્ન ૧૮ મું

### હંસની પેઠે હમેશાં આપણે સારાનોજ સાર લેવો.



બે સફેદ જોડેલા ઘોડાના રથમાં બેસીને એક જુવાન રાજકુમાર બજારના મધ્ય ભાગમાં જાય છે; એવામાં એક વૃદ્ધ અને શરીરે રોગી પુરુષ તે જુવાનની નજરે પડ્યો. તેણે રથ ઊભો રખાવ્યો અને તેની સ્થિતિથી વાકેફ થઇ પોતે તેને કાંઇક ખાવાનું અપાવ્યું અને રથ તરતજ પાછો લેવરાવ્યો અને વિચાર કરવા લાગ્યો કે, "અરે, તે કહેતો હતો કે દરેક જણ ઘરડો થાય છે અને તે વખતે તે બહેરો પણ થાય છે, આંખે ઓછું ભાળે છે, મોઢામાંથી લાળ છૂટે છે, દાંત પડી જવાથી ખાવાનું પણ પૂરું પચતું નથી. હાય, હાય ! જો દરેકની આવી સ્થિતિ થતી હોય તો શું તેનો કાંઇ ઉપાય કોઇ નહિ કરતું હોય ?" આવા વિચારમાં તે દિનરાત દિલગીરી કર્યા કરતો હતો. તેના પિતા તેની પાસે જુદી જુદી જાતનાં વાજિંત્રો, જુદી જુદી જાતનાં પકવાન્નો, નવા નવા મેવા, સુંદર રીતે અભિનયપૂર્વક નાચનારી નાયકાઓ, વાત વાતમાં હસાવે એવા મશ્કરાઓ વગેરે મોકલીને તેને રાજી રાખવા પ્રયત્ન કરતા અને જ્યારે તે ગામમાં નીકળે ત્યારે પહેલેથી એવો બંદોબસ્ત રાખતા કે, તે રસ્તે કોઇ વૃદ્ધ, રોગી કે મડદાંને પસાર થવા દેતા નહિ. પણ દૈવયોગે એક વાર તેનો રથ નીકળ્યો અને તે રસ્તામાંથી એક મડદું લઇ જવાતું હતું. તરતજ તેણે રથ અટકાવ્યો અને સારથિને પૂછ્યું કે, "આ શું છે?" તેણે કહ્યું કે, "મડદું." રાજકુમારે પૂછ્યું કે, "મડદું એટલે શું ?" સારથિએ જવાબ આપ્યો કે, "માણસનું મરણ પામેલું શરીર."

રાજકુમાર—મરણ પામવું એટલે શું ?

સારથિ—શરીરમાંથી આત્મા જતો રહે એટલે પાછળ શરી-

રનું ખાલી ખોખું રહે તે.

રાજકુમાર—એમ કોને થતું હશે ?

સારથિ—દરેક જણને.

રાજકુમાર—પિતા, માતા વગેરે બધાંને ?

સારથિ—હાજી, તે બધાંને.

રાજકુમાર—હું, મારી સ્ત્રી, બાળક વગેરે સર્વને પણ ?

સારથિ—જી હા, આપ તો શું, પણ જે જન્મ્યું તે દરેકને મરવાનું તો હોયજ !

રાજકુમાર—ત્યારે તેમાંથી બચવાનો ઉપાય શું ?

સારથિ—પ્રભુની કૃપા.

રાજકુમાર—ત્યારે તે મળે શી રીતે ?

સારથિ—સાધુની સંગત અને ભજનથી.

રાજકુમાર—તેઓ ક્યાં મળે ?

સારથિ—જંગલમાં.

આટલી વાતચીત પછી રાજકુમારે તરતજ રથ મહેલ તરફ લેવરાવ્યો અને તેજ રાત્રિએ બે વાગે ઊઠીને પોતાની વહાલી સ્ત્રી અને પ્રિય દૂધમલ બાળકને ત્યજીને તે અરણ્યમાં ચાલી નીકળ્યો. ત્યાં ઘણાં વર્ષો સુધી તપ કરીને પોતાની ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરી. તે રાજકુમાર બીજો કોઈ નહિ, પણ મહાત્મા બુદ્ધ હતા. તે બહુજ દયાળુ અને પરમાર્થ માટે પોતાનો પ્રાણ પણ અર્પણ કરે તેવા હતા. બીજાઓમાં રહેલા દોષને બદલે તે હમેશાં તેઓમાં રહેલા સદ્ગુણજ જોતા અને તે પ્રમાણે વર્તવાને તેઓ પોતાના શિષ્યને પણ આજ્ઞા કરતા. એક વખત તેઓ પોતાના શિષ્યોને અગાઉથી મોકલી આપીને પોતે એકલા ગયાજીમાં જતા હતા. ત્યાં શાક મારકીટ પાસે લોકોનું મોટું ટોળું ભેગું થયું હતું. આ જોઇને મહાત્મા બુદ્ધ પણ ત્યાં પધાર્યા. લોકોના ટોળાની વચ્ચે એક સડી સડીને મરી ગયેલો કૂતરો હતો. તે ટોળામાંથી એક જણ નાક આડો ડૂચો રાખીને બોલ્યો કે, " આ દુષ્ટ કેટલો બધો ગંધાય છે ? હવે એને આ જગ્યા-

એથી ઝટ દૂર કઢાવીએ તો સારૂં."બીજો કહે કે, "અરે એ જોતાંજ ઊલટી થાય તેવું છે, માટે ખરેખર એનો તો હવે વહેલો છૂટકો થાય તોજ ઠીક." ત્રીજો કહે કે, "અરે, એના કાનમાં એટલા બધા કીડા ખદબદે છે કે એને જોઇને ગમે તેવા માણસ-ને પણ ચીતરી ચઢયા વિના રહે નહિ." આવી રીતે બધા એની નિંદા કરતા હતા એટલામાં બુદ્ધદેવ આગળ આવીને બોલ્યા કે, "અરે, એના દાંત કેવા સફેદ મોતી જેવા છે!" આ વાક્ય બોલ્યા કે તરતજ બધા લોકોનું ધ્યાન તેમના તરફ ગયું અને તેઓ જાણી ગયા કે, બુદ્ધદેવ સિવાય બીજું કોઈ આમ બોલે નહિ. તેઓ બધા બુદ્ધને પગે લાગ્યા, ત્યારે તેમણે કહ્યું કે, "ભાઈઓ! પ્રાણી માત્રને બનાવનાર પણ તે પરમેશ્વરજ છે; માટે કર્તાની કારીગરીની કે તેના પ્રાણીની નિંદા કરવી તે પ્રભુની નિંદા બરાબર છે; માટે આપણે કોઇની પણ નિંદા ન કરવી અથવા કોઈના દોષ તરફ દષ્ટિ ન કરવી. દરેકમાંથી સાર ગ્રહણ કરે એનું નામ સંત અને સજ્જન તથા દરેકમાં દોષ જુએ એનું નામ દુષ્ટ."

ભાઇઓ અને બહેનો! આપણે પણ મહાત્મા બુદ્ધની શિખામણ પ્રમાણે ચાલવું; વળી મીરાંબાઈએ પણ એક ભજન-માં કહ્યું છે કે—

"નિંદાના કરનારા નરકે જાશે જન્મશે થઈ ભોરીંગ"

માટે કોઇની પણ નિંદા ન કરવી અને સૌમાંથી સદ્ગુણ પ્રાપ્ત કરવા.

### ભજન—ભુજંગી

ભણી ભાવથી ને ઘણા ભેદ જાણી, મુખે બોલતા ના કદી ક્લિષ્ટ વાણી;
સહુ સંપનો સ્વાદ સંપૂર્ણ ચાખો, સદા શીલચિંતામણિ સર્વ રાખો.
કરો કામ જે હોય કલ્યાણકારી, વધે કીર્તિ તેમાં અતીશે તમારી;
દયાદષ્ટિથી સર્વદા દીન રાખો, સદા શીલચિંતામણિ સર્વ રાખો.
અહો સદ્ગુણો એકથી એક ભારી, સુખે ચાલવું પંથ સારો વિચારી;
નહિ અન્યના લાભમાં વિઘ્ન નાખો, સદા શીલચિંતામણિ સર્વ રાખો

દહો દુર્ગુણો દેહથી દુષ્ટ સર્વ, અને લેશ રાખો નહિ કોઇ ગર્વ;
લો પ્રેમના લ્હાવ સૌ કોઇ લાખો, સદા શીલચિંતામણિ સર્વ રાખો.
હજારો કુપંથો પડ્યા છે નઠારા, રખેને ચઢે જીવ તેમાં તમારા;
ઉઘાડી કરી ચાલવું નિત્ય આંખો, સદા શીલચિંતામણિ સર્વ રાખો.
ધરો ધર્મના મર્મનું સર્વ ધ્યાન, કરો પ્રેમથી જ્ઞાનપિયૂષ પાન;
તરો તેથકી આપ સંસાર આખો, સદા શીલચિંતામણિ સર્વ રાખો.
દુખાઓ દિલે અન્યનું દુઃખ દેખ્યે, ન દેશો જવા જન્મ લીધો અલેખે
વળી સૂક્ષ્મદષ્ટિ કરી સત્ય ભાખો, સદા શીલચિંતામણિ સર્વ રાખો.

---

## રત્ન ૬૬ મું

## ખરાં માતાપિતા તો પ્રભુ છે, માટે તેનોજ આશરો લો.




ર, જમીન ને જોરૂ, એ ત્રણ કજિયાનાં છોરૂ. આ વાકય ખરેખર સત્યજ છે; કારણ-કે દુનિયામાં જ્યાં જુઓ ત્યાં એને લીધેજ કલેશ, કંકાસ, લડવાડ અને યુદ્ધ પણ થાય છે. જર એટલે પૈસાને માટે સગા ભાઇઓ પણ જાણે દુશ્મન હોય તેમ બાઝે છે. પૈસા-ને માટેજ બધા કેદીઓ કેદખાનાં ભોગવે છે અને કેટલીક વાર તો પૈસાને માટે માણસોનાં ખૂન પણ થઈ જાય છે. જમીનને માટે, મોટાં મોટાં રાજ્યો—ઇંગ્લેંડ, જર્મની, જાપાન, રશિયા, ચીન, ફ્રાન્સ, અમેરિકા, તુર્કસ્તાન, અફઘાનિસ્તાન વગેરે રાજ્યો—મોટાં મોટાં સ્ટીમરનાં બારકસો, મોટી મોટી તાપો વગેરે રાખે છે અને વખત આવ્યે લાખો માણસોનો કચ્ચરઘાણ નીકળી જાય છે. જોરૂ એટલે સ્રીને માટે તો પ્રસિદ્ધ દાખલો રામ અને રાવણનું યુદ્ધ અને તેમાં કેટલા રાક્ષસોનો ઘાણ નીકળી ગયો! એનાથી કયો હિંદુ અજાણ્યો હશે? વળી આ ઉપરાંત કજિયાનું એક ચોથું પણ કારણ છે; અને તે ધર્મ અને પંથ. હિંદુ, મુસલમાન, પારસી, અંગ્રેજ

વગેરે મોટા મોટા ધર્મવાળાઓ કેટલીક વાર ધર્મને નામે લોહીની નદીઓ વહેવરાવે છે, ત્યારે કેટલીક વાર અંગ્રેજના જુદા જુદા પંથવાળાઓ, રોમન કેથોલિક, પ્રોટેસ્ટન્ટ, પ્રેસ્બી-ટેરિયન વગેરે અંદર અંદર લડે છે. મુસલમાનમાં શિયા—સુન્નીનો ઝઘડો અને હિંદુઓમાં તો તોબાહ તોબાહ. અનેક પંથો અને અનેક માર્ગો, એટલે આપણો કજિયો તો રાત-દિવસ ચાલુ, ચાલુ ને ચાલુજ. મુંબઇમાં એક વાર હિંદુઓ અને મુસલમાનો વચ્ચે હુલ્લડ થયું. એ હુલ્લડનું કારણ તો નજીવું હતું એટલે કે સુતાર ચાલ પાસે આવેલ મસ્જિદ-માં જ્યારે સાંજે નમાજ પઢાતી હોય ત્યારે ત્યાં આગળજ મારકીટ પાસે આવેલ હનુમાનજીના મંદિરમાં આરતી થાય અને ઝાલર, શંખ તથા નગારાં વગાડાય. આથી એક શુક્રવારે હુલ્લડ થયું, જેમાં ઘણા હિંદુમુસલમાનો મરાયા અને ઘવાયા. છેવટે હિંદુ મુસલમાનના સમજુ આગેવાનોની મહેનતથી હુલ્લડ બંધ થયું. બંને પક્ષના આગેવાન હુલ્લડખોરોને પકડવામાં આવ્યા અને તેઓને જામીન ઉપર છોડવામાં આવ્યા. આ બધા હુલ્લડખોરોમાં એક જુવાન મરાઠો હતો કે જે તેના પિતાનો એકનો એકજ પુત્ર હતો. તેણે ચાર પાંચ ખૂન કર્યાં હતાં, તેથી તે ફાંસીએ જશે એમ તેના પિતાના જાણવામાં આવ્યું. આ વાત સાંભળીને તે બહુ દિલગીર થયો અને તેના પુત્રને ગમે તે રીતે બચાવવા તે યુક્તિ કરવા લાગ્યો. છેવટે પોતાનો પુત્ર જામીન ઉપર છૂટીને આવ્યો એટલે તે બહુ રાજી થયો અને તેના પુત્રનો કેસ ચાલવાનો હતો, તે દિવસે તેના પુત્રનું નામ ધારણ કરીને તે ત્યાં ગયો. તેને ફાંસીની સજા થઈ અને તે તેણે ઘણી ખુશીથી ભોગવી. પોતાના પુત્રને માટે કેવો આત્મભોગ, કેવું બલિદાન!

ભાઇઓ અને બહેનો! ઇતિહાસમાં પણ એવીજ વાત છે કે જ્યારે હુમાયુ બહુ માંદો પડયો, ત્યારે તેનો પિતા બાબર તેની પાસે આવ્યો અને ખરા હૃદયથી પરમેશ્વરને

પ્રાર્થના કરી કે, "હે જગન્નિયંતા! મારા પુત્રનો રોગ તું મને આપ અને તેને તું સાજોતાજો કર. તું સર્વ કંઈ કરવાને શક્તિમાન છે." આ તેની ખરા હૃદયની પ્રાર્થના પ્રભુએ સાંભળી, હુમાયુ સાજો થયો અને તેનો પિતા બાબર ખાટલાવશ થયો અને પછી મરી ગયો. અહાહા! પુત્ર માટે પિતાનો કેટલો પ્રેમ છે તે જુઓ.

ભાઇઓ અને બહેનો! સંસારી પિતા—અહીંનોજ પિતા, જ્યારે પોતાના પ્રેમી પુત્રને માટે પ્રાણ આપે છે, ત્યારે દૈવી પિતા પ્રભુ—પરમેશ્વર, જગન્નિયંતા, વિશ્વનાથ, વિશ્વંભર પોતાનાં પ્રેમી બાળકને માટે શું નહિ કરે?

થોડો વખત રહેનાર—સંબંધ ધરાવનાર—માતા, પિતા, મિત્ર, સ્ત્રી, સગાં, પુત્ર વગેરે જ્યારે આપણે માટે મરી ફીટે છે, ત્યારે કાયમનો સંબંધ ધરાવનાર, આપણને બનાવનાર, આપણું રક્ષણ કરનાર, આપણું હિત ઇચ્છનાર, આપણું શ્રેય કરનાર જગત્પિતા આપણે માટે શું કાંઇજ નહિ કરે? અરે બધું કરશેજ કરશે. એટલુંજ નહિ પણ કરે છે અને કરશે. આપણનેજ તેનામાં વિશ્વાસ નથી, આપણને તેનામાં શ્રદ્ધા નથી, આપણનેજ તેના ઉપર ભરોસો નથી; બાકી એ તો હમેશાં આપણા શ્રેયમાંજ તત્પર છે, આપણા ભલામાંજ એ તો રાજી છે, આપણા હિતમાંજ મચ્યો રહે છે; માટે ખાલી આળપંપાળ મૂકીને, સંસારની માયા તથા મોહને છોડી દઇને એ પિતાનુંજ શરણ દૃઢતાથી પકડો, જેથી આપણો વહેલો ઉદ્ધાર થાય.

### ભજન

ભક્તોની ભીડે ક્યાં ન આવ્યો રે—હું તો ભક્તોની૦
એમ કહે છે શ્રી રણછોડ રાયો રે—હું તો ભક્તોની૦
કબીર સારૂ હું તો વણજારો થઇને (૨)
પોઠ ભરીને ઘેર લાવ્યો રે—હું તો ભક્તોની૦
ધના ભગતની મેં ખેતી નીપજાવી (૨)

ઘઉંનાં ગાડાં ભરીને લાવ્યો રે–હું તો ભક્તોની૦
સેના ભગત સારૂ સન્મુખ રહીને (૨)
હું સેનો નાવી કહેવાયો રે–હું તો ભક્તોની૦
પ્રહ્‌લાદની મેં તો પાળી પ્રતિજ્ઞા (૨)
સ્થંભમાં વાસ કરાવ્યો રે–હું તો ભક્તોની૦
નામદેવ સારૂ મેં મારેજ હાથે (૨)
ઘરનો છાપરો છાયો રે–હું તો ભક્તોની૦
દામાજી સારૂ સામો મહાર થઇને (૨)
ભરણું ભરીને પોંચ લાવ્યો રે–હું તો ભક્તોની૦
નરસિંહ મહેતાને માંડલિક મારવાને આવ્યો (૨)
કેદારો મધ્ય રાતે લાવ્યો રે–હું તો ભક્તોની૦
કુંવરબાઈનું મેં પૂર્યું મામેરૂં (૨)
મેં સૌનો કર ચૂકાવ્યો રે–હું તો ભક્તોની૦
દાસનારાયણસિંગ કહે કરુણા કરીને (૨)
કૃષ્ણજીએ કર મારો સાહ્યો રે–હું તો ભક્તોની૦

## રત્ન ૧૦૦ મું

### અંતે જગતની બાજી ખોટી છે માટે પ્રભુને ભજી લો.



પ્રભુની કળા અકળ છે. જ્યાં સ્થળ છે ત્યાં જળ અને જ્યાં જળ ત્યાં સ્થળ; તૃણ ત્યાં મેરુ અને મેરુ ત્યાં તૃણ; રાયનો રંક અને રંકનો રાય તે કરી દે છે.

અહાહાહા ! જગતમાં અબજો મનુષ્યો હશે, પણ તેમાંથી કોઇના ચહેરાઓ એકમેકને મળતા આવે છે ખરા ? નહિજ. પ્રભુની શું એ વિચિત્ર કૃતિ નથી ? શું એ એની અનહદ ગતિ નથી ? દુનિયામાં ઘણા ખંડો, દેશો, શહેરો અને ગામો છે, તેમાં પણ જુદી જુદી જાતની આબોહવા, જુદી જુદી જાતની વનસ્પતિઓ, જુદી જુદી જાતનાં વૃક્ષો, ચિત્ર-

વિચિત્ર ફૂળો, રંગબેરંગી પક્ષીઓ, વિધવિધ ભાતનાં પશુઓ, વિધવિધ જાતનાં ધનધાન્યો, અગણિત જાતની ભાષાઓ, આનંદ આપે એવા ચિત્રવિચિત્ર પહેરવેશો, ભાતભાતનાં પકવાનો, જાતજાતના મેવાઓ વગેરે પ્રભુની અજબ લીલા પૂરવાર કરવાનાં સાધનો મોજૂદ છે.

દક્ષિણ અમેરિકામાં ચીલી કરીને એક દેશ છે; તેમાં પ્રભુએ કાંઈ એવી અજબ લીલા કરી છે કે, ત્યાં આગળ ધરતીકંપો બહુ થાય છે. આથી કરીને ત્યાંના લોકો કે જેઓ પહેલાં તો મોટી મોટી હવેલીઓ બાંધતા હતા, તેઓ ધરતી માતાનો કોપ જોઇને મોટી મોટી ઇમારતો બાંધતા અટક્યા. હવે તેઓ ફક્ત થોડો પાયો ઊંડો કરીને તેમના પર વગર માળનાં નાનાં ઝૂપડાં બાંધે છે, કારણકે ધરતીમાતા કયે વખતે કોપ કરશે, તે તેઓ જાણતા નહોતા; પણ કોપ કરીને તેઓનાં ઝૂપડાંને નુકસાન કરશે એમ તો તેઓ નક્કી જાણતા હતા. ધરતીકંપ થાય એટલે નાનાં ઝૂંપડાંથી તેઓને બહુ નુકસાન ન થતું અને વળી ઝૂંપડાં ઊભાં કરતાં પણ વાર ન લાગે કારણકે ઊંડો પાયો ખોદવાનું કે ઊંચો માળ લેવાનું કાંઇ હતું નહિ.

ભાઇઓ અને બહેનો ! ચીલીના લોકો ઉપરથી આપણે પણ શિખામણ લેવી જોઇએ કે, ચીલીના લોકો જાણતા હતા કે આપણે ત્યાં ઘણી વાર ધરતીકંપો થાય છે, તેથી આપણાં ઘર આપણે બહુ ઊંડાં કે ઊંચાં ચણવાં નહિ; તેમ આપણે પણ જાણીએ છીએ કે તાવ, કોગળિયું, પ્લેગ, ક્ષય, મરડો, સંગ્રહણી લકવો, હહણી, દમ વગેરે અનેક રોગરૂપી ધરતીકંપો આપણા શરીરને થયા કરે છે, છતાં પણ આપણે આપણી આશાઓ બહુ ઊંડી રાખીએ છીએ અને તેમના ઉપર બહુ ઇમારતો ચણીએ છીએ; એટલે કે જાણે આપણે અમરપટો લાવ્યા હોઈએ અને કાળ તો જાણે આવવાનોજ ન હોય, તેમ ધંધો વધાર્યેજ જઇએ છીએ. પૈસા વધારે ને વધારે કેમ થાય, જુદી જુદી જાતનાં ઘરેણાં ક્યારે તિજોરીમાં ભેગાં થાય, નવા

તથા વાડી બંગલાઓ ક્યારે ચણાવાય, નવી નવી જાતનાં ગાડાંઓ, બાયસીકલો અને મોટરો ક્યારે ભેગી થાય, નવી નવી જાતનું ફેશનવાળું ફર્નિચર ક્યારે એકઠું થાય, છોકરાંનાં અને છોકરાંનાં છોકરાંનાં ક્યારે લગ્ન થાય અને જુદી જુદી જાતનાં બેંડો વગાડાવીને ફૂલણજી કેમ થવાય; આવી રીતે અનેક જાતની તૃષ્ણાઓ અને ન પુરાય તથા ન ફળીભૂત થાય એવી માયિક આશાઓ આપણે મનમાં રચતાં જઈએ છીએ; પણ ધરતીકંપનો એકાદ જબરો આંચકો લાગ્યો તો ધડ દઇને શરીર છૂટી જશે અને મનની બધી મનમાંજ સમાઇ જશે અને અંતે ધર્મરાજા પાસે હિસાબ દેતાં પસ્તાવું પડશે. માટે ભાઈઓ અને બહેનો! અંધકારરૂપી અજ્ઞાનમાંથી જાગો, કુંભકર્ણની ઘોર નિદ્રામાં ઘોરીએ છીએ, તેમાંથી ઊભા થાઓ. આ દુનિયામાં આવીને આપણું જે ખરૂં કર્તવ્ય છે, તે કરવા મંડો. ચીલીના લોકો જેમ ચેતીને નાનાં નાનાં ઝુંપડાં બાંધે છે, તેમ આપણે પણ કાળથી ચેતીને આપણી જે ખોટી ખોટી આશાઓ છે તે કાઢીને તેને બદલે આપણને જે આવી મળે તેના ઉપર સંતોષ પકડીને પ્રભુની સેવા એટલે લોકકલ્યાણના માર્ગ પર ઊતરી પડો. એક કવિએ કહ્યું છે કે, "નિરાશા એજ અમર આશા છે." માટે આશા ઉપર ગ્રાગ્રા કિલ્લા બાંધવામાં શોક અને સંતાપ થાય છે, તેથી એ ત્યજી સૌનું કલ્યાણ કરવા અને પ્રભુની ભક્તિ કરવા કમર કસો.

૫૬

જૂઠું જૂઠું જીવત ખરૂં જાણ્ય મા રે, જૂઠું જૂઠું. ટેક૦
જૂઠી જનની જૂઠી જાયા, જૂઠી મોહ ભરેલી માયા;
કાચ કૂપો છે કાયા મમતા તાણ્ય મા રે, જૂઠું જૂઠું૦ ૧
સહાય તે છત કોની છાજી, તે દેખી શું થઇએ રાજી;
આતશબાજી આશા લાંબી આણ્ય મા રે, જૂઠું જૂઠું૦ ૨
ગગને જામ્યો વાદળ ગોટો, પાણીમાં પ્રગટ્યો પરપોટો;
ખેલ બધો એમ ખોટો મૂર્ખા માણ્ય મા રે, જૂઠું જૂઠું૦ ૩

ધીરજ રાખી મનમાં ધારે, ભ્રષ્ટપણું છે તનમાં ભારે;
નરક ભર્યું નવ દ્વારે વપૂ વખાણ્યા માં રે, જૂઠું જૂઠું૦ ૪
ફેલ કરીને ફોગટ ફટક્યો, ઈશ્વરને ચરણે નવ અટક્યો;
ભેદ વિના તું ભટક્યો ચારે ખાણ્યમાં રે, જૂઠું જૂઠું૦ ૫
પરખી લેને પુરુષ પુરાણી, જગમાંથી ગુણ જોને જાણી;
પૃથ્વીમાં જ્યમ પાણી ઠરે નીચાણમાં રે, જૂઠું જૂઠું૦ ૬
જાચે તો જગજીવન જાચે, નાચે તો હરિ આગળ નાચે;
ઋષિરાજ કહે રાચે સંત સવાણ્યમાં રે, જૂઠું જૂઠું૦ ૭

## रत्न १०१ मुं

### વિચારીને ચાલવા વિષે



દ્રાસથી મિ. જી. નારાયણસ્વામી આયર એક વાર ગુજરાત અને કાઠિયાવાડમાં ધર્મ સંબંધી ભાષણો આપવા આવ્યા હતા. તેઓ વડોદરે ગયા ત્યારે ચાર જાહેર ભાષણો આપ્યાં હતાં. ત્યાર પછી તેઓ સયાજીરાવ ગાયકવાડને ખાસ ચાહીને મળવા ગયા હતા; કારણકે વડોદરામાં સ્ટેટની નિશાળોમાં ધર્મ—નીતિની કેળવણી દાખલ કરાવવાનો તેમનો પ્રયાસ હતો. તેઓ મહેલમાં મળવા ગયા, ત્યારે મહેલને નાકે તેમની ગાડીને ચોકીદારો તરફથી અટકાવવામાં આવી. પછી ચોકીદારોએ પોતાના ઉપરીને પૂછીને ગાડી અંદર જવા દીધી. અંદર જતાં વળી મહેલના ઓરડા પાસે પણ ચોકીદારોએ અટકાવ્યા અને અંદર જઇ ખાનગી સેક્રેટરીની રજા લઇ આવ્યા. ત્યાંથી વળી જે ખાનગી ઓરડામાં મળવાનું હતું ત્યાંના ચોકીદારોએ અટકાવ્યા, પણ તેમને ખાનગી સેક્રેટરીની ચિઠ્ઠી વંચાવી એટલે અંદર જવા દીધા. ત્યાં આગળ અડધા કલાક સુધી તે સંબંધી ચર્ચા ચલાવી અને બહાર આવ્યા ત્યારે તેમણે તેમના એક મિત્રને પૂછ્યું

કે, "આટલા બધા ચોકીપહેરા શા માટે?" મિત્રે કહ્યું: "આવો ચોકી પહેરો તો અમારા દેશી સ્ટેટમાં દરેક ઠેકાણે હોય છે. વળી જ્યારે રાજાઓ બહાર ફરવા કે કામે જાય, ત્યારે પણ તેઓની સાથે બૉડીગાર્ડો જાય છે." મિ. આયરે કહ્યું: "આમાં તમને નવાઈ નથી લાગતી?" મિત્રે કહ્યું: "બિલકુલ નહિ. શું કલેક્ટરો, ગવર્નરો, બડા લાટ અને યુરોપના બીજા રાજકર્તાઓ પણ એવો બંદોબસ્ત નથી રાખતા, મિ. આયર?" "હા, હા; તેઓ તો રાખે છે ખરા, પણ તેઓ તો મરણની બીકથી એમ કરે છે, ત્યારે આપણાં દેશી રાજ્યો કે જ્યાં રાજા પિતા અને પ્રજા પુત્રતુલ્ય છે, ત્યાંના રાજાઓ શા માટે એટલો બંદોબસ્ત રાખતા હશે?" મિત્રે કહ્યું: "તેઓને લુચ્ચા, લફંગા તથા બીજા ઘણા રાંક અને ખોટા ખોટા અરજદારો કનડે અને ફોગટના હરકત કરે માટેજ ચોકી રાખવામાં આવે છે." મિ. આયરે કહ્યું: "બરાબર, હવે તમારી વાત ગળે ઊતરે છે ખરી. જુઓ, એ તમારી વાત ઉપરથી મને એક બીજી ફિલસૂફી જડી આવે છે." મિત્રે કહ્યું કે, "ત્યારે મહેરબાની કરીને તે મને સમજાવોને!"

મિ. આયરે કહ્યું: "જુઓ, જેવી રીતે રાજાને હરકત ન કરે તે માટે, અને લુચ્ચા, લફંગા, ચોર તથા ખોટા અરજદારો તેમને કંટાળો ન આપે તે માટે, ચોકીદારોની જરૂર છે, તેમ રાજાના રાજા પ્રભુ કે જે હૃદયરૂપી મહેલમાં બિરાજે છે; તેને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, કઠોરતા, અજ્ઞાન વગેરે લુચ્ચા લફંગા હેરાન ન કરે અને તેમના કામમાં વિઘ્ન ન નાખે માટે આપણે અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, દયા, નમ્રતા, લજ્જા, ક્ષમા, હિંમત, નિરભિમાનપણું, દાન અને સંયમરૂપી બૉડીગાર્ડો અને ચોકીદારો ખાસ રાખવા જોઇએ. જેમ મહેલની બહાર વાડી, બાગબગીચા રાખે છે તથા તેને ફરતી મોટી દીવાલ કે કાંટાની કે લોઢાની વાડ બીડે છે, તેમ આપણે પણ હૃદયને સત્સંગતિ અને સત્શાસ્ત્રના

વાચનરૂપી બગીચાથી શોભાવવું અને સદ્‌વિચારોરૂપી વાડ આડી ભરી લેવી. જેમ મહેલને અત્યંત સાફ અને પવિત્ર રાખવામાં આવે છે, તેમ આપણે પણ આપણા હૃદયને ભક્તિ અને પવિત્રતાથી સાફ રાખવું જોઈએ." મિત્રે કહ્યુંઃ "મિ. આચર ! તમે તો બહુ કરી હો, તમારૂં તો રાતદિવસનું તે કામ રહ્યું ખરૂં ને, એટલે પછી તમને ચોકહું બેસાડતાં વાર કેટલી લાગે !"

ભાઇઓ અને બહેનો ! આપણે પણ આ વાત ઉપરથી સાર એ લેવો કે, આપણે આપણા હૃદયમંદિર ઉપર ખૂબ ચોકી રાખવી અને અંદર ખરાબ વિચારો કે વિકારો ન ઘૂસી જાય તેની સંભાળ લેવી. ન્યાત જમતી હોય ત્યારે પણ માણસો સંભાળ રાખે છે કે ગોધલા એટલે કે મફતિયા ન ભળી જાય અને મંદિરોમાં પણ ચોકી રાખવામાં આવે છે કે કોઈ મુસલમાન કે અંગ્રેજ ન પેસી જાય. તો ભાઈઓ અને બહેનો ! તે બધાં કરતાં પણ ખરાબ અને આપણને નરકમાં લઇ જાય તેવા કામ, ક્રોધ ઇત્યાદિ લુચ્ચા લફંગાને આપણે આપણા હૃદયમંદિરમાં ન પેસવા દેવા અને હમેશાં સાત્ત્વિક સદ્‌ગુણો-રૂપી સાબુથી તે સાફ કર્યા કરવું, તેથી અંદર રહેલા રાજાને કાંઈ હરકત કે કનડગત ન થાય.

ભજન

ચાલ તું વિચારી ચિત્ત, ચાલ તું વિચારી;
હોય તે હિતોપદેશ, અંતરે ઉતારી. ચાલ તું૦
પાપના પ્રપંચને, સદૈવ તું નિવારી;
ધર્મ કર્મ માંહીં ધ્યાન, શુદ્ધિ ધારી ધારી. ચાલ તું૦
દેહ તો મટૂકી એક, ફટક ફૂટનારી;
જીવનની દોરી તેમ, તટક તૂટનારી. ચાલ તું૦
સદાચારતણી ચાલ, સાવ તું વિસારી;
જેર માં ન વ્હોર મૂર્ખ, ખાંતથી ખુવારી. ચાલ તું૦
છોડી દે છકેલ રાંડ, વૃત્તિને નઠારી;

નીતિ રીતિમાં સદૈવ, કરી પ્રીતિ સારી. ચાલ તું૦
કામ ક્રોધ લોભ મોહ, લોહની કટારી;
સર્વ પ્રાણીને સદૈવ, ઠાર મારનારી. ચાલ તું૦
પુણ્યના પ્રતાપથીજ, સદ્દગતિ થનારી;
પુણ્યના પ્રતાપથીજ, દુર્ગતિ જનારી. ચાલ તું૦
સત્કૃતિ સહાય કરી, કીર્તિને વધારી;
જેમ આ તરી જવાય, ભવસાગર ભારી. ચાલ તું૦

---

## રત્ન ૧૦૨ મું

### જીભને જીતી તેણે બધું જીત્યું.




વનગરના રાજમહેલની સામે આવેલા એક છાપખાનામાં બરાબર રામનવમીએ બપોરના બાર વાગે આગ લાગી. છાપખાનામાં કાગળ, સરેસ તથા ચોપડીઓ વગેરે સળગી ઊઠે તેવા પદાર્થો હોવાથી આગના ભડકા એકદમ નીકળવા લાગ્યા. થોડી-વારમાં આગ સામેના રાજમહેલ પર લાગી અને ત્યાં પણ ચોપડા હોવાથી આગનું જોર વધી ગયું. તે લત્તો કાપડ બજારનો હોવાથી આગનું જોર વધી ગયું અને લોકો ગભરાવા મંડી પડ્યા. સૌ પોતપોતાનો માલ બચાવવા મંડી પડ્યા અને ચારેકોર 'આગ, આગ'ની બૂમ પડી રહી. તરતજ બંબાઓ આવી પહોંચ્યા અને લગભગ ચારપાંચ બંબાઓએ પાણી ફેંકવાનું કામ શરૂ કર્યું. લોકો પણ હાંડા અને ઘડાથી પાણી રેડવા લાગ્યા, પણ આગ આગળ કોઇનું ચાલ્યું નહિ. એક પછી એક મકાનને પોતાના સપાટામાં લેતી આગ ચોગરદમ ફેલાઇ ગઇ અને છેટે છેટેનાં ગામોથી પણ તે ભભૂકા દેખાવા લાગ્યા. છેવટે જ્યારે વચમાં આવતાં નાનાં નાનાં ઘરોને તોડી નાખ્યાં, ત્યારે આગનું જોર નરમ થયું અને બીજે દિવસે છ વાગે તે હોલ-

વાઇ. પછી સત્તાવાળાઓએ તપાસ કરી તો તેઓને માલૂમ પડ્યું કે, બીડીનો એક તણખો કાગળ ઉપર પડેલો અને તે એકદમ સળગી ગયો. પાસે ધાસલેટ અને પ્રાયમસ—ચૂલો તથા સ્પિરીટ હોવાથી આગ એકદમ જોર કરી ગઈ.

બીજી વાર એક દિવસે ભાવનગર બંદર ઉપર આવેલા એક પ્રેસમાં આગ લાગી અને તે પણ બહુજ ભયંકર હતી. આથી લાખો રૂપિયાનું રૂ સળગી ગયું અને પડખેજ એક જીન હતું, તેમાં આગ લાગી અને ત્યાં પણ જે રૂ તથા કપાસિયા હતા તે સળગી ગયા. આનું કારણ શોધતાં એવું માલૂમ પડયું કે, એક ચોકીદાર હોક્કો પીતો હતો તેમાંથી એક ચિનગારી રૂમાં પડી અને પછી આગનું જોર ફાવી ગયું.

ત્રીજી વાર બી. જી. જે. પી. રેલવેની એક આખી ગુડ્ઝ ટ્રેન એમ ને એમ સળગી ગઈ. રૂની મોસમમાં ધોકડાંની ભરેલી એક માલગાડી ધોરાજી બાજુથી આવતી હતી. રાત અંધારી હતી અને ટ્રેન લાઠીથી ઊપડી ચૂકી હતી ટ્રેન લાઠી અને ઢસાની બરોબર અધવચ આવી, ત્યારે આગના ભભૂકા એટલા બધા નીકળ્યા કે પાછળના ગાર્ડનું ધ્યાન ગયું. તેણે તરતજ બ્રેક દબાવી એટલે ડ્રાઇવરે ધીમે ધીમે ગાડી અટકાવી, પણ ત્યાં પાણી કયાંથી લાવે? તેઓએ હવે આગળ ચાલવું જોખમભરેલું ધાર્યું, માલના ડબા છૂટા કરવા ઘણી મહેનત કરી, પણ તે ચાર છ જણા શું કરી શકે? તેઓની ઘણી મહેનત છતાં રૂની લગભગ આખી ગાડી બળીને ભસ્મ થઇ ગઈ. આની તપાસ કરતાં જણાયુ કે, એન્જિનના ભૂંગળામાંથી ઊડેલી એક ચિનગારી ધોકડા ઉપર ચોંટી હતી અને તેમાંથી આવું ભયંકર પરિણામ આવ્યું.

ભાઇઓ અને બહેનો! એક નાની સરખી દેવતાની ચિનગારી કેવું ભયંકર પરિણામ લાવે છે! પણ આના કરતાંયે એક વિશેષ ખરાબ અગ્નિની ચિનગારી આપણી પાસે છે, તેની તમને ખબર છે? અગ્નિ તો મકાન અને માલને નુક-

સાન કરે, પણ આપણી ચિનગારી તો લાખો મનુષ્યોને બગાડે છે, સગાઓમાં વેરઝેર કરાવે છે, એકબીજા દેશોને લડાવી મારે છે, મિત્રોને દુશ્મનો બનાવી દે છે, વગેરે ઘણાં ખરાબ કામો કરે છે! હવે તમે તેને ઓળખી કાઢી? તે આપણી નાની સરખી જીભ છે. તે જીભનો જો સદુપયોગ કર્યો હોય તો તો ઠીક, નહિ તો તે બહુજ ખરાબ પરિણામ લાવે છે. માટે ભાઇઓ અને બહેનો! પ્રભુના નામનો ઉચ્ચાર કરવાને આપણને જે જીભ આપેલી છે, તેનો આપણે દુરૂપયોગ કરીએ છીએ અને લાખોનો તેથી ઘાણ કાઢીએ છીએ; માટે તેને આપણે ખૂબ દાબમાં રાખવી જોઇએ.

કાફી

લખુડી લખ લખ કર માં, ભજ ભાવે ભગવાન;
તર આવી છે તક આ તુંને, મેલ સલુણી માન. લખુડી૦
વિવિધ વિષયના વર્ણન વખતે, ભૂલ ન ભોળી ભાન;
નવ બોલ્યામાં નવ ગુણ એનું, કેમ ન સમજે સાન. લખુડી૦
ષડ્રસ ભોજન વિષમ વિસારી, કર હરિરસનું પાન;
અવસર જાય અરે આ અમથો, એજ ખરેખર જાન. લખુડી૦
પરનિંદા પિશુનાઈ પરી કર, લે તરવાનું તાન;
કૂડ કપટ છલ ભેદ ભરેલી, આખર નરક નિદાન. લખુડી૦
વિનય વિવેક ભરેલાં વચનો, છે પિયૂષ સમાન;
ઈચ્છા હોય તને તો તેનું, દે લે પ્રતિદિન દાન. લખુડી૦
ગુણસાગર નટવરનું નિશદિન, ગુણિયલ કરને ગાન;
સારૂં નરસું સર્વ સુણે છે, કેશવ હરિના કાન. લખુડી૦



## રત્ન ૧૦૩ મું

### ભણેલા ભૂલે નહિ, પણ ભૂલે ત્યારે ભીંત ભૂલે.




મુંબઇમાં માંડવી બંદર ઉપર હંસરાજ પ્રાગજી-ની પેઢી છે. તેઓ દાણાના મોટા જંગી વેપારી છે. ગુજરાત, કાઠિયાવાડ અને મધ્ય પ્રાંતોમાં તેમની ઘણી દુકાનો છે. જુદે જુદે દેશા-વરોથી તલ, ઘઉં, કપાસિયા, અળસી વગેરે ખરીદીને તે માલ વિલાયત ચડાવતા હતા. તેમને ત્રણ દીકરા હતા; તેમાંનો મોટો છોટાલાલ પેઢીના કામકાજમાં રસ લેતો હતો, વચલો મનમોહન મોજીલો હતો અને તેથી તે રોગી રહેતો અને નાનો રતિલાલ હજી ગુજરાતી પાંચમી ચોપડી ભણતો હતો. વચલો મોજીલો હતો તેથી પોતાના બાપની જુદી જુદી પેઢીએ ઘણી વાર મોજશોખ કરવા ઊતરી પડતો અને ખૂબ પૈસા ઉડાડતો હતો. ખાવાના સ્વાદમાં ને સ્વાદમાં તેને સંગ્રહણીનો રોગ લાગુ પડ્યો. મુંબ-ઇના ઘણા વૈદ્યો, ડૉક્ટરો અને હકીમોની દવા કરી, પણ તેથી કાંઈ ફાયદો થયો નહિ. આખરે તેમના ભાવનગરના એક આડ-તિયાએ તેમને લખ્યું કે, "અહીં એક મગનલાલ કરીને હોશિ-યાર વૈદ છે તેમની જો તમે દવા કરો તો જરૂર આરામ થશે, એમ અમને લાગે છે. વળી તે ઉપરાંત મુંબઇનાં હવાપાણી કરતાં અહીંના હવાપાણી બહુ સારાં છે અને મનમોહન અહીં ઘણી વાર આવી ગયા છે એટલે એમને અમારી સાથે ગમત પણ પડશે." આથી શેઠે પોતાના પુત્ર મનમોહનને અને તેમના ભટ કાનજીને ભાવનગર મોકલી આપ્યા. આવીને તેઓએ વૈદ્યની દવા શરૂ કરી, પણ જેવી જોઇએ તેવી રીતે દવા માફક ન આવી તેથી તેમણે તેને ભાવનગરથી ત્રણ ગાઉ છેટે વરતેજ કરીને ગામ છે ત્યાં હવાફેર કરવા કહ્યું. આથી મન-

મોહન તથા ભટ કાનજી વરતેજ ગયા અને ત્યાં નદી ઉપર આવેલા ઉદ્ધવેશ્વર મહાદેવની જગ્યામાં ઊતર્યા. થોડા દિવસમાં તેને ત્યાંનાં હવાપાણી માફક આવ્યાં અને તેનો રોગ થોડે થોડે કમી થતો ગયો. ફક્ત અઠવાડિયામાં એકજ વાર તે પોતાની તબિયત બતાવવા ભાવનગર જાય અને બાકીના દિવસો વાર્તાની ચોપડીઓ તથા છાપાં વાંચવામાં, ચોપાટપાનાં રમવામાં અને ગામગપાટા મારવામાં જતા. એક દિવસ સાંજે તે સ્ટેશન ઉપર ફરવા ગયા. ત્યાં એકદમ માવઠાનો વરસાદ થયો અને પાણી પુષ્કળ પડયું. આથી તે ગામમાં આવ્યો, ત્યાં તેના જોડા તરબોળ થઇ ગયા. ગામડામાં જોડા વિના ચાલે નહિ, તેથી બીજે દિવસે પોતાના ભટને જોડાનું પરમાણું આપી પોતાના ભાવનગરના ઓળખીતા મોચી પાસે મોકલવા વિચાર કર્યો. બીજે દિવસે એક કાગળ ઉપર પરમાણાનું માપ કાઢી પોતાની ટ્રંકમાં મૂકયું અને જમતાં જમતાં ભટજીને કહ્યું કે, “ભટજી! તમે જમીને ઝટ ઉપર આવો એટલે હું તમને મારા જોડાનું પરમાણું આપું, તે લઈને આપણો મોચી જે ખારને દરવાજે રહે છે, તેની પાસે જાવ અને જો તે માપના તૈયાર હોય તો તેમ, નહિ તો કાલે ને કાલે કરીને કોઇ માણસ અહીં લઇ આવે એમ તેની સાથે બંદોબસ્ત કરજો. આઠ દસ આના ભલે તે વધુ લે, પણ કાલ ને કાલ તૈયાર જોઇએ.” ભટજી બોલ્યા: “ભાઇ! ત્યારે આપણે અહીં આ ગામમાંજ કરાવીએ તો કેમ?” શેઠે કહ્યું: “ભટજી! તમને ખબર નથી કે, મને બીજાના જોડા માફક નથી આવતા? જુઓને, ગયે વર્ષેજ મને જોડાના ડંખે કેવી પીડા આપી હતી?” ભટ બોલ્યા: “હાજી, એ તો હું ભૂલી ગયો અને તે પીડાને માટે તો મુંબઇ બેઠાં પણ આપ તે મોચીનાજ જોડા મંગાવો છો.” શેઠે કહ્યું: “હા હા, મારા પગની માટી બહુ પાકણી છે એટલે તેમ કરવું પડે છે. તેની પાસે મારા પગનું માપ તો હશે, પણ કદાચ ન હોય અને

તમને ફરીથી ધક્કો થાય માટે મેં પરમાણું લઇ રાખ્યું છે." ભટજી જમીને ઊભા થયા કે તેમને ખૂબ ટાઢ આવી ને ધ્રૂજતા ધ્રૂજતા શેઠ પાસે આવ્યા. શેઠે તેને સૂઇ જવા કહ્યું અને પોતે એક ગરાશિયાનો ઘોડો લઇને તે ઉપર બેસીને ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં વરતેજ ને ભાવનગરની વચ્ચે ચિત્રા કરીને ગામ આવે છે ત્યાં ઘોડાને વિસામો દેવા ઊભો રાખ્યો. પોતે નીચે ઊતર્યો, ઘોડાને થાબડ્યો અને ખીસામાંથી પાનસોપારી કાઢીને ખાધી તથા બીડી ફૂંકી. એવામાં તેને યાદ આવ્યું કે પોતે ભણ્યો હતો, પણ ગણ્યો નહોતો; તેથી મન સાથે બોલ્યો કે, "અરેરે, હું તે કેવો મૂર્ખ કે, પરમાણું ટૂંકમાં ભૂલીને આવ્યો! ભટજીની ટાઢ ને ઉતાવળમાં હું તે ત્યાંજ ભૂલી ગયો; પણ ફિકર નહિ. હું ફરીથી જઇશ અને પા કલાકમાં લઇ આવીશ." તે મારતે ઘોડે પાછો વરતેજ આવ્યો અને તેના ઓળખીતાએ પૂછ્યું કે, "કેમ આવ્યા?" ત્યારે તેણે કહ્યું કે, "હું એક ચીજ ભૂલી ગયો તે લેવા આવ્યો છું" આમ બધાને ઉડાઉ જવાબ આપીને તે ઉપર ગયો અને ટ્રંકમાંથી પરમાણાનો કાગળ ખીસામાં નાખીને પાછો ઘોડાને ભાવનગર તરફ દપટાવ્યો. પોણા કલાકે તે ભાવનગર જઈ પહોંચ્યો અને પરભાર્યો પોતાની મોચીને ત્યાંજ ગયો. ત્યાં જઇને તેણે કહ્યું કે, "એક સારા જોડા તૈયાર છે!" ત્યારે તેણે કહ્યું કે, "નાજી; પણ આપને ઉતાવળ હશે તો રાત મારીને પણ હું આપને કરી આપીશ. આપને હું ક્યાં નથી ઓળખતો? આપનું પરમાણું મને બરાબર યાદ નથી માટે..........." શેઠે તેને બોલતો અટકાવીને કહ્યું કે, "હા, હા. હું સમજ્યો." અને તરતજ ખીસામાંથી કાગળનું પરમાણું કાઢીને તેને કહ્યું: "આટલા વાસ્તે તો મારે ચિત્રાથી ફરીને દોઢ ગાઉનો ફોગટ આંટો ખાવો પડ્યો." મોચીએ કહ્યું: "શેઠજી! મને કંઇ તમારા કાગળનું કામ નથી, તમારો પગ લાવોને એટલે હું માપ લઇ લઉં.

કાગળમાં બરાબર પરમાણું ન આવે. તમે પોતે અહીં આવવાના હતા તો પછી આ કાગળનું શું કામ હતું ? શેઠજી ! અમારા જેવા અભણ તો કદાચ આવી ભૂલ કરે, પણ તમારા જેવા ભણેલા ભૂલે એ તો નવાઇ !" પાસે બેઠેલા એક ઘરાકે હસતાં હસતાં કહ્યું કે, "ભાઇ ! એ તો ભણેલા ભૂલે ત્યારે ભીંત ભૂલે; માટે એમાં કાંઇ અજબ થવા જેવું નથી." પોતાની મૂર્ખાઈ જોઇને શેઠ પણ હસવા મંડ્યાં અને પછી પોતાના પગનું માપ આપીને ઝટ વરતેજ ભેગા થઇ ગયા.

ભાઇઓ અને બહેનો ! આપણે પણ આ શેઠની માફક બધા ભણેલા થઈને ભીંત ભૂલીએ છીએ. આપણે જાણીએ છીએ કે, સંસાર અસાર છે, જગતના બધા પદાર્થ નાશવંત છે, સગાંસંબંધી કેવળ સ્વાર્થનાંજ સગાં છે, છતાં પણ આપણે એમાં ને એમાંજ ફસાઈએ છીએ. જન્મે છે તે જવાનું છે, ખીલે છે તે ખરવાનું છે, ઊગે છે તે આથમવાનું છે; આ બધું જાણીએ છીએ, છતાં પણ આપણે સુખમાં છકી જઇ અહંકારી થઇએ છીએ અને દુઃખમાં દિલગીર થઈ 'હાય' અને 'ઓય, ઓય' કરીને માથાં કૂટીએ છીએ. સંસારમાંથી તરવાનો ખરો માર્ગ માત્ર એક ભક્તિ છે એમ જાણીએ છીએ છતાં તે માર્ગે આપણે ચાલતાં નથી. આપણે સત્સંગ કરીએ છીએ, શાસ્ત્રો વાંચીએ છીએ; છતાં પણ પેલા શેઠની માફક ભણેલા થઇને ભીંત ભૂલવા જેવું કામ કરીએ છીએ. માટે ભાઇઓ અને બહેનો ! છતી આંખે અંધ ન થતાં દેખતાંજ રહો અને જે માર્ગે જવાનું છે તેજ માર્ગ ગ્રહણ કરો, તેજ માર્ગ ગ્રહણ કરો.

### ભજન

વિવેકવાળાં વચનો ન પાળે, માતપિતાનાં મનને ઉકાળે;
વીંધે બધાને વળી વાક્યશૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.
નારી સમીપે નટ નાથ જેવા, સેવા કરે આદરહીન એવા;
ફંદે ફસાઇ ફટકેલ ફૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.
નવું નવું નિત્ય મનાય સારૂં, જૂનું જુએ તે સમજે નઠારૂં;

ડાહ્યાપણું માત્ર ગણે ફુકૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.
કામાદિનો અંતરમાંહી કાટ, અનીતિનો તો ન મળે ઉચાટ;
આયુષ્ય ઓછું કરતા અમૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.
સ્વધર્મમાં કેવલ કેશ રાખે, ગંધાય સાબુ બહુ અંગ આખે;
ચઢે દયા–દાનવિચાર ચૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.
સન્માર્ગ શું તે સમજે ન શોધી, વિવેકના મૂલથકી વિરોધી;
દુરાગ્રહે કેશવ દેહ ડૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.

---

## રત્ન ૧૦૪ મું

### ભક્તાની ખરી છાપ મેળવો, ખાલી ઢોંગનું કામ નથી.



મચ્છીમારનું ગામ, માછલાં મારવાનું ધામ, મુંબઇ ક્યાં અને આજની મોહમયી મુંબઈ ક્યાં! તે વખતે માત્ર પચાસેક મચ્છીમારનાં ઝૂપડાં અને ખાલી બધે દરિયોજ દરિયો. અસલનું મુંબઇ અને હાલનું મુંબઈ બન્ને જેણે જોયું છે, તેઓ તો એમજ કહે છે કે, “તેમાં આસમાન જમીનનો ફરક છે.” પાંડવોને જેમ એક નાનો જમીનનો ટુકડો કાઢી ખાંડવપ્રસ્થ આપ્યું હતું, પણ તેઓએ તેને જેમ ઇંદ્રપ્રસ્થ બનાવ્યું, તેમ અંગ્રેજોએ આજે; મુંબઈને ઇંદ્રપ્રસ્થ બનાવી દીધું છે. આજે પાલવા બંદર કે જ્યાં જુદાં જુદાં બંદરોએથી આવેલાં મોટાં મોટાં બારકસો પોતપોતાના દેશની વિધવિધ રંગની ધ્વજાઓ ઉડાડી રહ્યા છે, ત્યાં બીજી બાજુએ સાંજના બબ્બે ઘોડાની ફેટીન રબરટાયરની ગાડીઓ સુશોભિત સાડીઓથી સજ્જ થયેલી સુંદરીઓને લઇને એક બાજુ હારની હારમાં ઊભી છે. મોટરો, બાઈસિકલો, વિકટોરિયા વગેરે પણ ત્યાં માતી નથી અને ત્યાં અનેક જણાઓ ચાલીને પણ હવા ખાવા આવે છે. બોરીબંદર અને કોલાબા વગેરે સ્ટેશને ઉતારૂઓની ધમાલ દર મિનિટે ચાલુજ છે, ઇલેકટ્રીક ટ્રામમાં બેસવાને પણ લોકોને વારો મળતો નથી; લ-

ક્ષ્મીદાસ મારકીટ, ક્રાફર્ડ મારકીટ, મારવાડી બજાર વગેરે સ્થળો-એ પણ લોકો કીડીની પેઠે ઊભરાઇ જાય છે. માધવબાગ, નરનારાયણનું મંદિર, વિઠોબાનું સુંદર આલિશાન મંદિર, લાલબાવાનું મંદિર, મહાલક્ષ્મીનું મંદિર અને હવેલીઓ એ વગેરે સ્થળોએ પણ ભાવિક ભક્તોની ભીડ જરાયે કમી છેજ નહિ. ધારાપુરીની ગુફા અને કેનેરીની ગુફા પણ ખાસ જોવા લાયક છે. વળી વિક્ટોરિયા બાગ કે જ્યાં ચિત્ર-વિચિત્ર પ્રાણીઓનું સંગ્રહસ્થાન છે, તે પણ જોવા જવું છે. તે જોવાને અમે ખાસ ગયા હતા. ત્યાં દરેક જણને એક ફરે તેવા પાંજરામાં થઇને જવું પડે છે, એનું કારણ એ છે કે, ત્યાં કેટલા માણસો તે સંગ્રહસ્થાન જોવા આવ્યા તેની નોંધ રહે છે. અંદર પેસતાંજ મોટા વાઘ, સિંહ, દીપડા, રીંછ, સૂવર વગેરે ક્રૂર જંગલી પ્રાણીઓ જાણે જીવતાંજ ઊભાં હોય તેમ લાગતું હતું. તેઓનાં શરીર આબેહૂબ જીવતાં પ્રાણીઓનાં જેવાંજ તાજાં હતાં. આગળ ચાલતાં હરણ, સાબર, સસલાં, શિયાળ વગેરે પ્રાણીઓનો સંગ્રહ હતો. તે પછી જુદી જુદી જાતની માછલીઓ કાચના કબાટમાં મૂકેલી હતી અને તે સાથે પડખે મોટા મગરમચ્છો અને સમુદ્રની મોટી માછલી-ઓ પણ હતી. તે પછી અમે દાદર ઉપર ગયા તો ત્યાં વિધવિધ જાતનાં રંગબેરંગી પક્ષીઓ જાણે જીવતાંજ હોય અને આ ઘડીએ ઊડી જશે એમ દેખાતાં હતાં. વળી બીજી બાજુએ અનાજના જુદા જુદા ઢગલા, પથ્થર, હીરા, માણેક, મોતી વગેરેના નમૂનાઓ, જુદા જુદા દેશની પાઘડીઓ તથા લુગડાં વગેરે હતાં. આ જોઈ જોઇને અમે તો થાકી ગયા અને વખત થઇ જવા આવ્યો હતો, તેથી ઝટપટ જોવાનું ઉકેલીને અમે બધા નીચે બાગમાં આવીને બેઠા, પણ બાગ-માંયે જોવાનું છે એમ ખબર થતાં અમે ઊઠ્યાં અને બાગમાં ફરવા લાગ્યાં તો ત્યાં પણ વાઘ, ચિત્તો, સિંહ, દીપડો વગેરે જીવતાં પ્રાણીઓ પાંજરામાં ગર્જના કરી રહ્યાં હતાં અને

રંગબેરંગી પક્ષીઓ પણ એક મોટા જબરા પાંજરામાં કીલ-કીલ કરી રહ્યાં હતાં. પછી જોઇને જ્યારે અમે નિરાંતે બેઠા, ત્યારે મારા મનમાં વિચાર આવ્યો કે, અહોહો! અંદર આપણે જે જોયા અને બહાર બાગમાં આપણે જે જોયાં તેમાં ફરક શું? બંને દેખાવમાત્રમાં તો સરખાં હતાં, પણ એક ચૈતન્યવાળાં હાલતાં ચાલતાં હતાં ત્યારે બીજાં માત્ર ખાલી ખોખાંજ હતાં. આવીજ રીતે ભાઇઓ અને બહેનો! આ સંસારરૂપી સંગ્રહસ્થાનમાં ઘણા ભક્તો, સંતસાધુઓ અને બાવાઓ છે, પણ તેમાંનાં ઘણાંખરાં તો સંગ્રહસ્થાનની અંદર રહેલાં પેલાં જનાવરોના જેવાં માત્ર ખાલી દેખાવનાંજ છે; એટલે કે તેઓ ડોકમાં માળા ઘાલે છે, કપાળમાં મોટાં ગાજ-રિયાં તાણે છે, માથે જટા વધારે છે, હાથમાં બેરખાં ટાંગે છે, શરીરે ભગવાં ધારણ કરે છે, કેટલાક ત્રિપુંડ્ર અને તૂંબડાંઓ લે છે; પણ તેઓનાં આચરણ જોયાં હોય, તેઓનાં કર્મો તરફ નજર કરી હોય, તેઓની રીતભાત જોઇ હોય, તો તો આપ-ણને એમજ થાય કે પ્રભુ એવા ઢોંગીઓથી તો અમને બચાવો. પ્રભુ દયા કર, દયા કર. દેશને દરિદ્ર બનાવનાર એવા દેશ-દ્રોહીઓથી અમને દૂર રાખજે. સંગ્રહસ્થાનની બહાર જેમ થોડાં જીવતાં જાગતાં પશુપંખીઓ છે, તેમ આ જગતમાં ખરા ભક્તો પણ બહુજ થોડા છે. તેઓ સંસારમાં હોય કે જંગલમાં હોય, તેઓ રાજા હોય કે રંક હોય, તેઓ બ્રાહ્મણ હોય કે ઢેડ પણ હોય, તોપણ તેઓ છૂપા રહી શકતાજ નથી. તેઓ હમેશાં જગતનું કલ્યાણ કરવાવાળાજ હોય છે, તેઓ તો પરમાર્થ માટેજ પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે અને સંસારના સર્વ જીવોનું શ્રેયજ કરે છે. દુનિયામાં ઢોંગી ભક્તો ઘણા હોય છે અને સાચા ભક્તો તો બહુજ થોડા હોય છે; માટે આપણે પણ હવે ઢોંગી ભક્ત મટીને ખરા ભક્ત થવું જોઇએ. ટીલાં, ટપકાં, માળા વગેરે નકામાં નથી, પણ કેવળ એજ સાચાં છે અને એજ ભક્તની છાપ આપ-

વાવાળાં છે, એમ માનવું એ ભૂલભરેલું છે. ભક્તની ખરી છાપ તો ત્યારે મળે છે કે જ્યારે મનુષ્ય, જીતને અને હારને, સુખને અને દુઃખને, માનને અને અપમાનને સમાન ગણે; દુનિયાનાં પ્રાણીમાત્ર પર દયા રાખે, દુઃખને બદલે બીજાને સુખ આપે, પ્રભુને પળવાર પણ વિસારે નહિ, પરમાર્થની ધ્વજા ચારે દિશામાં ફરકાવે અને **आत्मवत् सर्व भूतेषु** એ પ્રમાણે વર્તે, તોજ તેને ભક્તની છાપ મળે છે. એ છાપ કાંઇ લાંચ આપીને કે કોઇની લાગવગ ચલાવીને મળતી નથી, એ તો માથા સાટે છે; માટે એવી છાપ મેળવવા પ્રયત્ન કરો.

૫૬

વૈષ્ણવ નથી થયો રે, શીદ ગુમાનમાં તું ઘૂમે. ટેક
હરિજન જોઇને હૈડું ન હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં (૨)
કામધામ ચટકી નથી ફટકી (૨) ક્રોધે લોચન રાતાં. વૈ૦
તુજ સંગે કોઇ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો (૨)
તારા સંગનો રંગ ન લાગે (૨) ત્યાં લગી તું કાચો. વૈ૦
પરદુઃખ દેખી હૃદય ન દાઝે, પરનિંદાથી નથી ડરતો (૨)
વહાલ નથી વિઠ્ઠલસું સાચું (૨) હઠે તું હું હું કરતો. વૈ૦
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છૂટયો છે નાહીં (૨)
કહેણી તેવી રહેણી ન મળે (૨) ક્યાં લખ્યું એમ કહેની. વૈ૦
મન તણો ગુરુ મન કરીશ તો, સાચી વસ્તુ જડશે (૨)
દયા દુઃખ કે સુખ માન પણ (૨) સાચું કહેવું પડશે. વૈ૦



# રત્ન ૧૦૫ મું

## ભગવાન ઉપર ભરોસો રાખવાથી આપણું શ્રેયજ થાય છે.



ચડતી અને પડતી, અસ્ત અને ઉદય, ભરતી અને ઓટ, તડકો અને છાંયો એ ક્રમ અનુસાર થયાજ કરે છે. આપણી પવિત્ર ભૂમિ–આપણી જનની ઉપર એક વાર પવિત્ર રાજપુત્રોનું ચક્રવર્તી રાજ્ય હતું. એક વખતે શ્રીરામચંદ્ર, હરિશ્ચંદ્ર, માંધાતા અને પાંડવો પોતાની આણ આખા જગત ઉપર વર્તાવતા હતા. ગાંડીવને ધરવાવાળો મહાબાહુ અર્જુન કુરુક્ષેત્રના યુદ્ધ વખતે દુશ્મનોને ત્રાહિ ત્રાહિ પોકરાવતો હતો, એજ અર્જુન પોતાના ગાંડીવને લઇને શ્રીકૃષ્ણના કુટુંબની સ્ત્રીઓની રક્ષા ન કરી શકયો, એ પણ કાળની–સમયની બલિહારી છે. બલિહારી નહિ તો બીજું શું ! એ પરથીજ કવિએ કહ્યું કેઃ–

> સમે સમો બલવાન હે, નહીં મનુષ્ય બલવાન;
> અર્જુન કાબા લૂંટિયા, એ હી ધનુષ્ય એ હી બાણ.

હિંદુસ્તાન ઉપર ઘણા મુસલમાન રાજાઓ થઇ ગયા, પણ તેમાં અકબર જેવો બાદશાહ એક થયો નથી. તે હિંદુ અને મુસલમાનને સમાન માનતો, વિદ્વાનોની કદર કરતો, પંડિતોને આશ્રય આપતો અને સજ્જનોનો સારી રીતે આદરસત્કાર કરતો. હજી પણ લોકો કહે છે કે, "અલ્લા કે અકબર." એટલે અકબર એવો મહાન હતો કે તેને મુસલમાનો અલ્લાહ એટલે કે ઈશ્વરજ લેખતા. એક વખત અકબર બાદશાહ લખનૌની પાસે આવેલા સીતાપુર શહેરની તપાસ કરવા આવ્યો હતો. ત્યાં અગાઉથી તેને માટે તંબૂઓ નંખાઇ ગયા હતા. બાદશાહી તંબૂ લગભગ ૩૬૦૦ ચોરસ ફીટ હતો. નીચે જમીન પર ઊનના ગાલીચા પથરાઇ ગયા હતા. તંબૂઓનાં પડખાં

તદ્દન જરીનાં હતાં, ઉપલો ભાગ તદ્દન કિનખાબનો હતો, બારણે બારણે સાચાં મોતીનાં તોરણો લટકી રહ્યાં હતાં, ગાલીચા ઉપર મખમલની તળાઇઓ તથા તે ઉપર ઢાકાના ઝીણા મલમલના ઓછાડ હતા. વળી સભાસદોને અઢેલવાને રેશમના કવરવાળા તકિયાઓ નંખાઈ ગયા હતા. બાદશાહ માટે ઉત્તમ કારીગીરીનું હીરા, માણેક અને મોતીથી મઢેલું સોનાનું એક સિંહાસન તૈયાર હતું. વળી સરસ ચિતારાઓથી ચિતરાયેલ પડદાઓ પણ ત્યાં નાખી દીધા હતા. ટૂંકામાં ત્યાં એક રાજમહેલ ખડો કરવામાં આવ્યો હતો. આ તંબૂ ઉપરાંત, બાદશાહનો ખાસ તંબૂ, બેગમોના ખાસ તંબૂ અને કારભારી વગેરેના ખાસ તંબૂ ઘણા હતા. બાદશાહ અકબર એક દિવસે સવારે વહેલો ઊઠી ઘોડા ઉપર સવાર થઇ બહાર ફરવા ગયો હતો. ફરીને પાછા આવતાં પોતાના તંબૂ ઉપર જે ધ્વજા ફરકી રહી હતી, તેના ઉપર તેની નજર ગઇ અને બરાબર ઝીણી નજરે જોતાં તે ધ્વજાના ડાંડા ઉપર તેણે એક પક્ષીનો માળો જોયો. તંબૂ પાસે આવતાં બાદશાહે પોતાના હજૂરિયાને બોલાવીને આ માળા વિષે તપાસ કરવા કહ્યું. હજૂરિયાએ તપાસ કરીને બાદશાહને કહ્યું કે, "સાહેબ ! એ માળો એક સગર્ભા ચકલીએ બાંધ્યો છે અને ત્યાં પોતાનાં ઇંડાં મૂકવા ચાહતી હોય તેમ લાગે છે." બાદશાહે હુકમ કર્યો કે, "આજ આપણને અહીંયાં આવ્યે ઘણા દિવસ થયા અને હવે કાલે આપણે કૂચ કરવાનું નક્કી કર્યું છે, પણ તું ખાસ તંબૂખાનાના ઉપરી પાસે જઇને મારા નામથી તેને હુકમ કર કે, જ્યાં સુધી ચકલી ઇંડાં મૂકે અને તેનાં બચ્ચાં ઊડતાં શીખે ત્યાંસુધી આ તંબૂને તહીંથી ઉપાડવોજ નહિ." આ હુકમનો બરાબર અમલ થયો અને ધીરે ધીરે બાદશાહની આ વાત જગજાહેર થઇ. લોકો તેની દયાનાં વખાણ કરવા લાગ્યા કે, ધન્ય અકબર બાદશાહને કે જેણે શરણાગતને શરણું આપ્યું.

ભાઈઓ અને બહેનો ! અકબર બાદશાહ જેવા મુસલ-

માન રાજાએ પણ શરણાગતનું રક્ષણ કર્યું, તો તેના જેવા અનેક બાદશાહ અને રાજાઓને ઉત્પન્ન કરનાર, મહારાજાનો પણ મહારાજા એવો પ્રભુ શરણાગતનું રક્ષણ કેમ નહિ કરે ? એ દયાળુ કૃપાળુ પ્રભુએ તો એવાં કંઇક પશુપંખી તથા મનુષ્યોનો ઉદ્ધાર કર્યો છે. એક કવિ કહે છે કેઃ—

સહાય કરશે મોરારી રે, વ્હારે ચઢશે ગોવર્ધનધારી;
અહલ્યા ઉગારી મીરાંબાઇ તારી,બેની ચિંતા કરીશ નહિ મારી,
માંજારી બચ્ચાંને બળતાં ઉગારી, મોક્ષ દીધો ગજેન્દ્રને તારી;
દ્રૌપદીનાં ચીર પૂર્યાં, થાશે તે સહાયકારી—

આવી રીતે પ્રભુ તો અનાથના નાથ છે, નોધારાના આધાર છે, કૃપાના ભંડાર છે; પણ આપણને તેના ઉપર શ્રદ્ધા કે વિશ્વાસ નથી. બીજા સાધારણ મનુષ્ય કે પશુપંખી ઉપર જેટલો વિશ્વાસ રાખીએ છીએ; તેટલો પણ વિશ્વાસ આપણે કોટી બ્રહ્માંડના નાથ ઉપર નથી રાખતા. આ શું આપણે માટે ઓછું શરમાવનારૂં કે હીણું લગાડવાવાળું નથી ? પરગામના વેપારીઓ ઉપર વિશ્વાસ, વહાણના ખલાસી ઉપર વિશ્વાસ, હૂંડી કે ચેકનાં નાણાં ઉપર વિશ્વાસ, રેલવેના ટાઈમ ઉપર વિશ્વાસ, નોકર ઉપર વિશ્વાસ, ઘોડા ઉપર વિશ્વાસ, ગાય અને ભેંસ ઉપર પણ દૂધનો વિશ્વાસ, ઝાડ ઉપરથી પણ ફળ મળશે એ વિશ્વાસ; નાટકની, રેલવેની, સ્ટીમરની, સિનેમેટોગ્રાફની, સરકસની, કવરની અને પોસ્ટ કાર્ડની ટિકિટોના ઉપર પણ વિશ્વાસ—આ બધી બાબતો ઉપર આપણને પૂરો વિશ્વાસ; પણ પ્રભુના નામ ઉપર, પ્રભુના કામ ઉપર, પ્રભુના ધામ ઉપર, પ્રભુની દયા ઉપર, પ્રભુની કૃપા ઉપર અણવિશ્વાસ ! મનમાં અધીરાઈ કે, કદાચ પ્રભુ જેવું કાંઇ હશે કે નહિ હોય અને હોય તોપણ તે આપણા ઉપર દયા કરશે કે નહિ ? આવો અણવિશ્વાસ હોય ત્યારે પ્રભુ આપણા ઉપર કેમ પ્રસન્ન થાય અથવા આપણો વહારે કેમ ધાય ? માટે સંતજનો અને હરિજનો ! મનનું કાચાપણું મૂકીને પ્રભુમાં પૂર્ણ વિશ્વાસ રાખીને એનું શરણ લો,

જેથી તે આપણા માથા ઉપર હાથ મૂકે અને આપણુને એનાં ગણે અને કરી લે.

(અમર ફળ આવ્યું આ, એ રાગ.)

ભરોંસો હે ભાઇઓ ભગવાન પર રાખો રે,
વિણ વિશ્વાસે જિંદગી ન ખોઇ નાખો રે. ભરોંસો૦
ભરોંસે અનિત્ય મનુષ્યોનો સૌ લાવે રે,
અવિનાશીને ભરોંસે રહેતાં મોત આવે રે. ભરોંસો૦
ભરોંસે રહ્યા જે ભક્તો તેને તારી લીધા રે,
ભરોંસો તજનારાએ પસ્તાવા કીધા રે. ભરોંસો૦
છેહ કોઈ ભક્તને પ્રભુએ નથી આપ્યો રે,
ભરોંસાવાળાને પોતા સમ કરી થાપ્યો રે. ભરોંસો૦
અહીંના જનોથી ઇશ મહા છે સમર્થ રે,
ધરી લો ભરોંસો તેનો નહિ જાય વ્યર્થ રે. ભરોંસો૦

॥ ॐ शांतिः शांतिः शांतिः ॥
॥ सर्वे जनाः सुखिनो भवन्तु ॥



# ग्रंथसेवननो महिमा

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્‌ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( લક્ષ્મીના-સ્ત્રીના ) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે?"

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે."

—સ્વામી વિવેકાનંદ

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઇ પણ કામમાં નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્ય-

સરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે."—બંકિમચંદ્ર

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." —માર્ડન

"બંધુઓ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઈ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે." —સ્વ૦ પઢિયાર

"પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત; તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો." —મહાત્મા ગાંધીજી

# उत्तम चरित्रोना फायदा

## ( અનુભવીઓના ઉદ્‌ગાર )

---

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા માટે પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશ હિતેચ્છુ થાઓ, પ્રેમ-શૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

× × × ×

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણી આશામાં જીવ આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલા દૃષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

× × × ×

" ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદ સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવા ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

× × × ×

" મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વ કોઇ માટે ઉઘાડો છે."

---

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલહાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઈક-થીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશ અને ચરિત્રને લગતાં ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે તેમ છે.

કોઇ કોઈ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઈક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપે બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે ઘી વગેરેમાં થોડી કસર કરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, સગાં, કુટુંબી, મિત્ર, પાડોશી, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમને માટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ નિમિત્તે અમુક તરફથી ભેટ" કે એવું કાંઈ મુખપૃષ્ઠ પર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કે હાથે લખીને આપી શકાય કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમાંથી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગની સાથે જ્ઞાનચારિત્ર જેવી ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્યે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશક્ય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે અથવા તો બીજી કોઈ સારી હજાર-પાંચસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય; છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલા વડે પણ ધર્મગ્રંથોમાંની અસર-કારક શિખામણો સુખેથી વહેંચી શકાય.

# श्री रामायणनुं महत्त्व

**प्रीति करै रामायण माहीं, तेही सम भाग्यवंत कोउ नाहीं ॥**

"રામાયણ, એ જગતમાં જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે." —**વિવેકાનંદ**

"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે; તેટલો કોઇ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી પણ દૂર કરાયો નથી." —**બંકિમચંદ્ર**

"કાવ્યનાં બંને અંગ—કવિ અને નાયક—ની બાબતમાં રામાયણના જોટાનો કોઇ પણ ગ્રંથ કોઇ દેશમાં મળે તેમ નથી. રામચંદ્ર સમાન પ્રખર સામર્થ્યવાળો તથા ઉદાત્ત નીતિવાળો કોઇ પણ પુરુષ જગતભરના ઇતિહાસમાં દેખાતો નથી; તેમ મહર્ષિ વાલ્મીકિ અને તુલસીદાસજી જેવી દિવ્ય પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળા કવિ પણ કોઇ જણાતા નથી. હોમર તથા વર્જીલના 'ઇલિયડ' તથા 'ઇનીડ' અને મિલ્ટન કવિનો 'પેરેડાઇઝ લોસ્ટ' પાશ્ચાત્યોમાં ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા ગ્રંથો કરતાં રામાયણ ગ્રંથ કેટલો બધો શ્રેષ્ઠ છે? કદાચ કોઇ કાવ્ય—શક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; પણ તેઓના કાવ્યનાયકો એકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં બહુ ઊતરતા છે. સારાંશ કે, રામાયણ માટે આર્ય લોકો જે અભિમાન ધરાવે છે તે યોગ્યજ છે." —**ચિંતામણ વિ. વૈદ્ય**

"રામાયણ એ કહેવામાં તો એક મહારાજાનું જીવનચરિત્ર છે; પરંતુ વાસ્તવમાં તો એ ગ્રંથ આ સંસારના મળનો નાશ કરનાર અગ્નિરૂપ છે. એ અંધકારમાં પ્રકાશ, સ્ત્રીઓનો ધર્મ, પુરુષોનું પૌરુષ, બ્રાહ્મણોનું બ્રહ્મતેજ, ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ, વૈશ્યોનું ધન, શૂદ્રોનો ધર્મ અને ગૃહસ્થાશ્રમી નરનારીઓનો સુખદીપક છે. એ ગ્રંથરૂપી તેજસ્વી દીપક હાથમાં રાખીને જે કોઇ તેના પ્રકાશમાં ચાલે છે તે જીવનયુદ્ધમાં કદી પણ હારવાનો નહિ." —**સંતરામ શર્મા**

"રામાયણને વાંચીને અમે કંઇકના કંઇક બની રહીએ છીએ. અમારામાં ઊંચા ઊંચા ખ્યાલ ઊપજી મનુષ્યના ભૂષણરૂપ સદ્‌ગુણો આવી હાજર થાય છે. સત્યાચરણ, પિતૃભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, ધીરજ, દયા—સારાંશ કે માનુષી ગુણોનું એવું કોઇ ચિત્ર નથી કે જેનું યથાર્થ રૂપ કવિએ પોતાની જાદુભરી કલમ વડે આમાં આલેખ્યું નથી." —**મિ. ગ્રીફ્ફ**

# आ संस्थाना तैयार ग्रंथो

૧–પોસ્ટેજ ઉપરાંત રજિસ્ટર તથા વી. પી. ખર્ચ રૂ. ૧૦) સુધીનું પાંચ આના જુદું લાગે છે. ૨–મંગાવેલામાંનાં જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. ૩–પૂરૂં મૂલ્ય પ્રથમ મોકલીને કમમાં કમ ૮–૧૦ રૂપિયાનાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી વધારાના પેકીંગ વગેરે બદલ ૦।⌐ ચઢવા છતાં કુલ ખર્ચ બહુ ઓછું આવશે. ૪–અમદાવાદના કાર્યાલય માટે કિંમત ઘટાડેલી, તે ઘણુંખરાં પુસ્તકો માટે નીચે મુજબ જારી છે; અને કમમાં કમ રૂા. ૧૦૦)નાં એકસાથે લેવાથી એમાં પણ ૬। ટકા કપાશે. ૫–મુંબઇના કાર્યાલયમાં વધારાના ખર્ચ બદલ જે જે પુસ્તકોની કિંમત છાપ્યા મુજબની અથવા બહારગામ મુજબની રખાઇ છે; તે પણ આ સૂચિપત્રમાં છાપેલી જણાશે; અને કમમાં કમ રૂા. ૨૫)નાં લેવાથી તેમાંથી બે આના મુજબ કપાશે. ૬–જે પુસ્તકની તરત માટે અથવા અમુક મુદત માટે કિંમત અરધી, પોણી કે કાંઇ પણ ઓછી રખાય, તેમાં કમિશન કપાશે નહિ તથા મુંબઇના કાર્યાલયમાં ખર્ચ જોગી વધુ કિંમત રહેશે. ૭–આ સંસ્થામાં મળતી આંખની દવાના લાભ અને વાપરવાની વિધિ વગેરે જુદું છાપેલું મળશે.

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો | અમદાવાદમાં | મુંબઇમાં મૂલ્ય |
|---|---|---|
| **શ્રીમાનસ રામાયણ**–૩૦ ચિત્રો સાથે ... ... | ૪।। | ... ૫। |
| ,, ,, ... ... બે ગ્રંથમાં ... | ૫। | ... ૫।। |
| **વાલ્મીકિ રામાયણ**–શુદ્ધ ગુજરાતી ભાષાંતર, ૪૦ ચિત્રો | ૫।। | ... ૬) |
| ,, ,, ,, ,, બે ગ્રંથમાં ,, | ૬) | ... ૬।। |
| **શ્રીમદ્ભાગવત**–નવમી આવૃત્તિ (બે ગ્રંથમાં) ... | ૫।।। | ... ૬। |
| **શ્રીતુલસીકૃત રામાયણ** (નવી આવૃત્તિ છપાય છે.) | | |
| **શ્રીદાસબોધ**–નવી આવૃત્તિ ... ... ... ... | ૨) | ... ૨। |
| **શ્રીતુકારામ ગાથા**–ગ્રંથ ૧ લો ... ... ... | ૨। | ... ૨।। |
| **આખ્યાનમાળા**–ગ્રંથ ૧ લો સ્વ૦ અનંતપ્રસાદ કૃત | ૨। | ... ૨। |
| ,, ,, ૨ જો ,, ,, ,, | ૨) | ... ૨) |
| **વૈદિક વિનય**–ખંડ ૧–૨–૩ ... ... ... ... | ૨।।। | ... ૨।।। |
| **મહાભારત મંજરી**–મહાભારતને લગતો ઉત્તમ ગ્રંથ | ૨) | ... ૨) |
| **શ્રીરામકૃષ્ણકથામૃત**–બંને ભાગ સાથે ... ... | ૨) | ... ૨।। |

શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવન ચરિત્ર (૨જી આવૃત્તિ) ૧॥ ... ૧॥।
સ્વામી રામતીર્થ-ગ્રંથ ૧ લો (સત્વર બહાર પડશે.)
સ્વામી રામતીર્થ-ગ્રંથ ૩ જો ... ... ... ૧॥। ... ૨)
સ્વામી વિવેકાનંદ-ગ્રંથ પહેલો ભાગ ૧-૨-૩ ... ૧॥। ... ૨।
,, ,, -ગ્રંથ ૨ જો ભાગ ૪-૫ ... ૧॥। ... ૨।
સ્વામી વિવેકાનંદ-ભાગ ૯ મો ... ... ... ૨॥ ... ૨॥।
સ્વામી વિવેકાનંદ-ભાગ ૧૦ મો-રાજયોગ (સત્વર બહાર પડશે.)
,, ,, ભાગ ૧૨-૧૩ ... ... ... ૧॥ ... ૧॥
સુબોધ રત્નાકર ... ... ... ... ... ૦॥। ... ૦॥।
ઉપદેશસારસંગ્રહ (૨જી આવૃત્તિ) ... ... ૧) ... ૧।
પ્રભુમય જીવન ... ... ... ... ... ... ૦। ... ૦।૦॥
આર્યધર્મનીતિ અને ચાણુક્યનીતિસાર ... ૦।⌐ ... ૦।⌐॥
વિભુની વાટે અને રામાયણુની રત્નપ્રભા ... ૦। ... ૦।
શ્રીવિષ્ણુસહસ્રનામાવલિ-દર્શન ... ... ૦।≈ ... ૦।≈

## શ્રીમદ્ ભગવદ્‌ગીતાઓ

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-ગુ. સરલાર્થ સહિત, પાકું પૂઠું ૦।⌐ ... ૦।⌐॥
,, ,, ,, નવી આવૃત્તિ મોટા અક્ષર ૦।≈ ... ૦।≈
,, ,, ,, માત્ર ગુજરાતી સરલાર્થ ૦)≈ ... ૦)≈॥
પંચરત્નગીતા-સરલાર્થ સાથે મોટા અક્ષરમાં ... ૦॥।≈ ... ૧)
પંચરત્નગીતા-સરલાર્થ સાથે નાના અક્ષરમાં ... ૦॥ ... ૦॥⌐
ભગવદ્‌ગીતા-મૂલમાત્ર-મધ્યમ અક્ષર ૦।, મોટા અક્ષર ૦॥
પંચરત્નગીતા-મૂલમાત્ર-નાના, મધ્યમ, મોટા, ૦।, ૦।≈, ૦॥।

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

કતલખાનું ... ... ... ... ... ... ૨। ... ૨।
ભારતધર્મ અને અંધારા રંગમહેલનો રાજા ... ૧॥ ... ૧॥
ગામડિયા નરદેવો ... ... ... ... ... ૧।≈ ... ૧।≈
હૃદયતરંગ અને બ્રાહ્મણુની ગૌ ... ... ... ૧) ... ૧)
આગળ ધસો ... ... ... ... ... ... ૧॥। ... ૧॥।
સુખી જીવનનાં સાધન (માર્ડન કૃત) ... ... ૦॥।≈ ... ૦॥।≈
સુખ સામર્થ્ય સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર ૧) ... ૧।
ભાગ્યના સ્રષ્ટાઓ ... ... ... ... ... ૧॥ ... ૧॥।
બંકિમ નિબંધમાળા-બંકિમ બાબુકૃત ... ... ૧॥ ... ૧॥।
સોનેરી સૂચનો-આવૃત્તિ ૭ મી ... ... ... ૦। ... ૦।⌐

શુભસંગ્રહ–ભાગ ૩ જો ... ... ... ... ૧ાા ... ૧ાા
" ભાગ ૮ મો ... ... ... ... ૧ાા ... ૧ાા

## ઇતિહાસ અને વૈદક સંબંધી પુસ્તકો

આર્યભિષક્‌–નવમી આવૃત્તિ ... ... ... ... ૩) ... ૩ાા
વૈદક સંબંધી વિચારો–ભાગ ૧ લો–બીજી આવૃત્તિ ૧ાા ... ૧ાાા
" " " ભાગ ૨ જો ... ... ૧ા≈ ... ૧ા≈
ઉપરના ત્રણે ગ્રંથ સાથે ખરીદનારને ... ... ... ૩)- ... ૩ા≈
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ... ... ... ૦ા ... ૦ા૦ાા
રાજસ્થાનનો ઇતિહાસ–ભાગ બીજો ... ... ૪ા ... ૫)

## સંત–મહાત્માઓની વાણી

છોટમની વાણી–ગ્રંથ ૧લો ... ... ... ... ૦ાા ... ૧)
" " ગ્રંથ ૩ જો ... ... ... ... ૦ાા≈ ... ૧)

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

ભારતની દેવીઓ ત્રણ ગ્રંથમાં (ત્રીજી આવૃત્તિ)... ૬) ... ૬ાા
(છૂટક દરેક ગ્રંથની કિંમત રૂા. ૨ાા)
સંત તુકારામ–જીવનચરિત્ર ... ... ... ... ૨) ... ૨)
શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને મહાત્મા શ્રીએકનાથ ૧ાા ... ૧ાા
શ્રીચૈતન્ય મહાપ્રભુ–ખંડ ૧ થી ૫ ત્રણ ગ્રંથમાં... ૫) ... ૫)
આદર્શ ચરિત્રસંગ્રહ–ઉત્તમ ૫૨ જીવનચરિત્રો ... ૧ાાા ... ૧ાાા
સ્વામી ભાસ્કરાનંદ તથા વિજયકૃષ્ણ ગોસ્વામી ૧ાા ... ૧ાા
ભક્તચરિત્ર (બીજી આવૃત્તિ) ... ... ... ૧ાા ... ૧ાાા
મહાન સમ્રાટ અકબર ... ... ... ... ૧) ... ૧ા
મુસ્લિમ મહાત્માઓ ... ... ... ... ... ૧ા ... ૧ા
વીર દુર્ગાદાસ (ત્રીજી આવૃત્તિ) ... ... ... ૦ાા ... ૦ાા≈

## ખાસ બોધપ્રદ ટૂંકી વાર્તાઓ

ટૂંકી વાર્તાઓ–ગ્રંથ બીજો–ભાગ ૫ થી ૭ ... ૧ાા ... ૧ાાા
" " ગ્રંથ ત્રીજો–ભાગ ૮ મો ... ૧ાા ... ૧ાા
" " ગ્રંથ ચોથો–ભાગ ૯ મો ... ૧ાા ... ૧ાા
" " ગ્રંથ પાંચમો–ભાગ ૧૦ મો ... ૧ા ... ૧ા
" " ગ્રંથ છઠ્ઠો–છપાય છે.

## [illegible]

( શ્રી. [illegible] )

× × × હું પૂરેપૂરી રીતે એક ઇસાઇ તરીકે ઉછરેલો છું અને મારી શક્તિ મુજબ બાયબલનો મેં યથાર્થ અભ્યાસ કર્યો છે, છતાં મને કહેતાં હર્ષ થાય છે કે, એમાં જે લખવામાં આવ્યું છે તે માત્ર ભગવદ્‌ગીતાના સારરૂપે છે એમજ મને લાગે છે. સાથે આ પણ મારે કહેવું પડે છે કે, × × × જે જ્ઞાન ગીતામાંથી મળે છે, તે ઇસાઇ કે યહૂદીધર્મની બાયબલોમાંથી મળતું નથી.

મને એજ આશ્ચર્ય થાય છે કે, ભારતીય નવયુવાનો શા માટે અહીં સુધી વિજ્ઞાન શીખવા આવે છે? નિઃસંદેહ એમાં તેમનો માત્ર પાશ્ચાત્ય દેશોનો મોહજ છે. તેમનાં ભોળાં [illegible] હજુ નિર્દય અને અવિનયી પશ્ચિમવાસીઓનાં [illegible] ઓળખ્યાં નથી. વિદેશી શિક્ષણથી મળતી ભપકાદાર પદવીઓની લાલચે તેઓ એ સ્વાર્થીઓની [illegible]માં ફસાય છે; [illegible] ગુલામીમાંથી છૂટવું હોય તેને માટે તો એ માર્ગ [illegible] છે.

હું ઇસાઇ હોવા છતાં ગીતા પ્રત્યે આટલું બધું [illegible] માટે ધરાવું છું, તે વિષે બે શબ્દ લખીશ. જે પ્રશ્નોનો [illegible] હજુ પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો નથી લાવી શક્યા, તેના ગૂઢ પ્રશ્નોનો નિકાલ આ ગીતાગ્રંથમાં શુદ્ધ અને સરળ રીતે આપેલો છે.

× × × ×

એમાંનાં કેટલાંય સૂત્રો અમૂલ્ય ઉપદેશોથી ભરપૂર જણાયાં. તેથીજ હું ગીતા પર મુગ્ધ થયો. મને માલૂમ પડ્યું કે, ગીતા તો સર્વોત્તમ જ્ઞાનથી ભરપૂર ખજાનો છે અને દરેકના જીવનને માટે માર્ગદર્શક ભોમિયારૂપ છે. ટૂંકમાં કહું તો તે સૂર્ય કરતાં પણ શ્રેષ્ઠ છે, કેમકે સૂર્ય જીવનદાતા છે તેમ સંહારકર્તા પણ છે; ત્યારે ગીતા તો પરમાનંદ આપનારી અને અનંત જીવન બક્ષનારી મહાન દેવી છે. મારે માટે તો એ સાક્ષાત્ યોગેશ્વરી માતા છે. એ ગીતા, દુનિયાની અઢળક સંપત્તિથી પણ ખરીદી શકાય નહિ એવો ભારતવર્ષનો અમૂલ્ય અલૌકિક ખજાનો છે.

( તા. ૧૦-૧૧-૨૮ ના "હિંદુ"ને આધારે )